ઉપહારપત્ર

શ્રીમાન્
શ્રીમતી

આ ગ્રંથ હું આપનાં શ્રીમંડિત કરકમલોમાં પ્રેમ તથા માનપૂર્વક ઉપહાર કિંવા ભેટ તરીકે સમર્પું છું તેનો, આશા છે કે, આપ આદરસહિત સ્વીકાર કરશો; કારણ કે, મારી માન્યતા અનુસાર સુપ્રસિદ્ધ તથા પ્રતિષ્ઠિત વિદ્વાન્ ગ્રંથકારોના ગ્રંથો સમાન અન્ય કોઈ શ્રેષ્ઠતમ ઉપહાર છે જ નહિ.

તારીખ
સ્થાન } હું છું આપ.....................

નાટક, સિનેમા તથા હળવા સાહિત્યનું એક અગ્રેસર
અને સચિત્ર સાપ્તાહિક

# ‹નાટક› સિનેમા અને પાખંડપ્રકાશ

ઈ. સ. ૧૯૨૯ ના જુલાઇ માસથી એટલે કે છેલ્લા નવ માસથી પ્રત્યેક રવિવારે પ્રભાતમા નિયમિત પ્રકટ થાય છે. જાન્યુઆરી (૧૯૩૦) ના પ્રથમ અંકથી એની સાઈજ 'વીસમી સદી' સાપ્તાહિક જેટલી મોટી કરીને એમા બાહ્ય તથા આભ્યંતર ઘણીજ સારી સુધારણા કરવામાં આવી છે. બહુધા સર્વ જાણીતા વર્તમાન પત્રોએ આ સાપ્તાહિકના સંબંધમાં ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે. રસપૂર્ણ નવલિકાઓ, મધુર કાવ્યો, હૃદયરંજક નાટકો, યૂરોપ તથા હિન્દુસ્થાનના પ્રખ્યાત નટો તથા નટીઓના મનોરંજક વૃત્તાંતો અને મુબઇ, ગુજરાત તથા કાઠિયાવાડની રંગભૂમિપર રજૂ થતાં નાટકો તેમ જ ફિલ્મોના નિષ્પક્ષપાત અવલોકનો એમા અપાય છે. એ ઉપરાંત ગુજરાતના સુપ્રસિદ્ધ નવલકથાકાર સાક્ષર શ્રી નારાયણ વિસનજી ઠક્કુર ની રસઝરતી લેખિનીથી લખાયલી સામાજિક તથા ઐતિહાસિક નવલકથાઓ તેમ જ નાટકો પણ એમા પ્રકટ થાય છે. એમની લખેલી 'હિરણ્યમંદિર' નામક ઐતિહાસિક નવલકથા પૂરી થતા થોડા સમયમા એમની લખેલી 'ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા' નામક રોમાંચકર સામાજિક નવલકથાનો ત્રીજો ભાગ એમા પ્રકટ થવા માંડશે.

આ સાપ્તાહિકના સ્થાયી ગ્રાહકોને સચિત્ર તથા દળદાર સુંદર 'વસંત અંક' ઉપરાત રા. ઠક્કુર નારાયણ કૃત 'જયન્તી અથવા સંતાલ વિદ્રોહ' નામક રૂ. ૨-૪-૦ ની કીમતનું ઐતિહાસિક નવલકથાનું પુસ્તક ભેટ તરીકે અપાય છે.

વાર્ષિક લવાજમ સ્થાયી ગ્રાહકોમાટે (હિન્દુસ્થાનમા) પોસ્ટેજ સહિત રૂ. ૪-૦-૦

સમુદ્રપારના દેશોના સ્થાયી ગ્રાહકો માટે પોસ્ટેજ સહિત રૂ. ૬-૦-૦
ભેટના પુસ્તકના પોસ્ટેજ રજીસ્ટ્રેશનના ચાર આના વધારે
છૂટક નકલ એક આનો: દોઢ આનાની ટિકિટ મોકલનારને નમૂનાનો અંક મફત. ગ્રાહક થવામાટે આજે જ લખો:

તંત્રી, "નાટક સિનેમા અને પાખંડ પ્રકાશ"
નં. ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧

ઉદારાત્મા અને વિદ્યાવિલાસી



માન્યવર શેઠ શ્રી જયરામ દયાળ રામા મીઠાવાળા. મુંબઇ.

જોશી આર્ટ, કોટ, મુંબઇ

# ગ્રંથોત્સર્ગ

ભટ્ટીવંશભૂષણ, આદર્શ હિન્દુધર્માભિમાની, અનન્ય વિદ્યા-વિલાસી, અનેકાનેકસદ્ગુણાલંકૃત તથા વિવેકચૂડામણિ શ્રીમાન્ શેઠ જયરામ ડોસા મીઠાવાળા મહાશયની પવિત્ર સેવામાં, શુભ સ્થાન મુંબાઈ

સુભટ્ટીજ્ઞાતિના અભિમાનવર્ધક ને યશોવર્ધન;
ગુણગ્રાહી મહાગંભીર, લક્ષ્મીના કૃપાભાજન;
નિરાધારો અનાથોના અચલ આધાર ને જીવન;
વિરોધી પણ કરે છે આપના ગુણગાન, અભિવાદન;
અસુરવંશો અધિક ને વિશ્વમાં સુરવંશ થોડા છે,
સુભટ્ટીવંશના નર આપ સમ અવતંસ થોડા છે. ૧

કહે શાસ્ત્રો: 'શતકમા એક નર રણવીર જન્મે છે;
હજારે એક પંડિત સુજ્ઞ વિદ્યાભીર જન્મે છે;
સુવક્તા દશ હજારે એક નર ગંભીર જન્મે છે;
પરંતુ લાખમા પણ કોક દાતા ધીર જન્મે છે';
મળે નહિ લાખમા તેવા યથાબળ આપ છો દાતા;
નથી કોટીશ તેવા આપ છો શરણાગતત્રાતા. ૨

સદા શ્રીમંત છો, તો પણ ન હૃદયે ગર્વ ધારો છો;
અહંતાને ધટાડી નમ્રતા ગુણને વધારો છો;
વદન હસતું સદા રાખી મધુર વચનો ઉચારો છો;
મરે જે ગોળ દેતા ઝેરથી તેને ન મારો છો;
હશે કોઈ ધનિક નરમા અનેરા સદ્ગુણો એવા;
બધા શ્રીમતને છે સદ્ગુણો એ શીખવા જેવા. ૩

કરી પરમાર્થની છે ઝંખના દિનરાત અંતરમા;
થવા દીધો નથી હૈં સ્વાર્થનો ઉત્પાત અંતરમાં;

ન લાગે હર્ષ છે કે હાનિથી આઘાત અંતરમાં;
યતું ક્ષાર્યું પ્રભુનું સૌ ઉતારી વાત અંતરમાં,
રહી સંસારમાં ચિત્શાંતિ સન્યાસી સમી પામી,
કીધો એ શાંતિથી સંન્યાસના પણ ગર્વને ગાળી ! ૪

તમારે આંગણે વિદ્વજ્જનો સન્માન પામે છે,
સરસ આતિથ્ય આદર આવતા મેહમાન પામે છે,
યથા નિજ ભાગ્ય ભિક્ષુક વસ્ત્ર ભોજનદાન પામે છે,
તમારા દાનમાં કોઈ નહીં અપમાન પામે છે,
ભરી છે ઈશ્વરે તેથી સદનમાં સિદ્ધિ ને ઋદ્ધિ,
કરી સત્પુત્ર અર્પીને તમારા વંશની વૃદ્ધિ ૫

અચલ આરોગ્યમણ્ડિત ને શતાયુ થાવ સંસારે,
વધો શ્રી ગોત્રમાં સંતાન વસન્તે નિત્ય પરિવારે,
રહો એમ ચાલતા સદ્ધર્મ નીતિ ન્યાય-આધારે,
વરી લ્યો કીર્તિ મહિલાને પ્રબળ ઔદાર્ય ઉપકારે,
અમર યશની કમાણી છે, અમર નાણાં નથી જડતાં,
ચણાવ્યા કીર્તિના જે કોટડા, પાડયા નથી પડતા ! ૬

થયો છે જન્મે વ્યાપારી કુળે છો શાહ સૌદાગર્,
છતાં વિદ્યાવિલાસી છો વિચક્ષણ ને મહાસુંદર્,
સુભાગી ભાન્તીના ભક્ત છો શ્રદ્ધાળુ ને સ્થાવર્,
સમર્પું આજ તેથી આપને આ ' કાવ્યકુસુમાકર્
બન લીધું અમોએ આજ દેવાનું થયું ટાણું,
યથાશક્તિ ધર્યું છે આપ આગળ કાવ્ય નજરાણું ' ૭

આપનો ગુણાનુરાગી
કસ્તૂર નારાયણ વિશ્વનાથ,
ગ્રંથકાર.

# પ્રસ્તાવના

ઇ. સ. ૧૮૯૬ માં કાવ્યના લેખનથી જ મારો લેખક તરીકેના જીવનનો આરંભ થયો હતો. તે વેળાયે મારા વાનપ્રસ્થ પરમપૂજ્ય પિતા તથા વિદ્યાગુરુ સિંધુ (સિંધ) પ્રાંતના દાદૂ સ્ટેશનથી બાર માઇલ્સના અંતરે આવેલા જોહી નામક ગ્રામમાં વસતા હતા, મારી અવસ્થા પંદર કિંવા સોળ વર્ષની હતી અને હું ગૃહમાં જ વિદ્યાભ્યાસ કરતો હતો. ત્યાર પછી અમો પિતા પુત્ર સીતા સ્ટેશનથી ૭ માઇલ્સના અંતરે આવેલા ખયરપુર નાથોશાહ નામક ગ્રામમાં દોઢ વર્ષ પર્યન્ત રહ્યા હતા અને ત્યાંથી ઈ. સ. ૧૮૯૮ માં અમો સિંધ હયદરાબાદમાં આવીને એટલામાટે વસ્યા હતા કે એક તો ત્યાંનાં જલવાયુ ઉત્તમ હતાં અને તે ઉપરાંત ત્યાં સુશિક્ષિતોની સંખ્યા અધિક તથા વિદ્યાપ્રાપ્તિનાં સાધનોની વિપુલતા હોવાથી મારાથી મારો વિદ્યાભ્યાસ લઘુ ગ્રામો કરતાં સિંધ હયદરાબાદ જેવા નગરમાં અધિક ઉત્તમ સ્વરૂપમાં કરી શકાય તેમ જ વ્યાવહારિક જ્ઞાનને પણ વિશેષ પરિમાણમાં મેળવી શકાય એ સ્વાભાવિક હતું. ઇ. સ. ૧૮૯૮ થી ઇ. સ. ૧૯૦૨ સુધીનાં પાંચ વર્ષનો કાળ મેં મારા પૂજ્ય પિતાશ્રીની શીતલ છાયામાં રહીને સિંધ હયદરાબાદમાં વીતાડ્યો હતો અને એ સિંધુનિવાસના એકંદર સાત વર્ષના કાલાવધિમા મારી લેખિનીથી જે જે પ્રકીર્ણ લઘુ કાવ્યો લખાતાં હતા તે કાવ્યો પ્રકાશનમાટે તે સમયમાં મુંબઈ તથા ગુજરાતમાં પ્રકટ થતા 'બુદ્ધિપ્રકાશ' 'સુદર્શન' 'જ્ઞાનવર્દ્ધક' 'સમાલોચક' (તે સમયમાં ત્રૈમાસિક) 'સરસ્વતીશૃંગાર' 'કોહીનૂર લક્ષ્મી' 'વિચારદર્પણ' અને 'જ્ઞાનોત્તેજક' આદિક માસિક તથા ત્રૈમાસિક પત્રોના તંત્રીઓ ઉપર હું મોકલ્યા કરતો હતો અને મારાં કાવ્યોને એ માસિક તથા ત્રૈમાસિક પત્રોમાં અવશ્ય સ્થાન મળતું હતું. મારાં અમુક કાવ્યો પ્રથમ કયા વર્ષમાં લખાયાં હતાં અને તે કયા માસિક અથવા ત્રૈમાસિકના કયા વર્ષના કયા અંકમાં પ્રકટ થયાં હતાં તેનો આ

ગ્રંથમાં છપાયલાં કાવ્યોના પાદટિપ્પણમાં ઉલ્લેખ કરાયલો હોવાથી અહીં એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. આ માસિકોમાંનાં 'સુદર્શન' માસિક પત્રના તંત્રી અભેદમાર્ગપ્રવાસી રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી. એ. જેવા ગુર્જરભૂમિના એક અલૌકિક પ્રતિભાસંપન્ન ધુરંધર વિદ્વાન્ પુરુષ હતા; 'સરસ્વતીશૃંગાર' માસિક પત્રના તંત્રી સ્વ. જીવરામ અજરામર ગોર કચ્છભૂમિના હિન્દી તથા ગુજરાતી ભાષાના એક સર્વમાન્ય પ્રતિષ્ઠિત તથા પ્રતિભાશીલ કવીશ્વર હતા અને 'સમાલોચક' ત્રૈમાસિકપત્રનું તંત્રચાલન વિદ્વત્પ્રસવિની નડિયાદભૂમિના સુસંતાન સદ્‌ગત સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી બી. એ., એલ. એલ. બી. ('સરસ્વતીચંદ્ર' તથા સ્નેહમુદ્રા'ના નિર્માતા)ના પરામર્શથી થતું હતું એટલે જ્યારે આવા ધુરંધર વિદ્વાન્ તથા કવીશ્વરોનાં માસિકપત્રોમાં વીસ વર્ષથી પણ ઓછી અવસ્થાના મારા જેવા એક યુવકનાં કાવ્યોને સ્થાન મળવા માડયું અને પત્રોદ્વારા પણ એ કવિ કોવિદો તરફથી અને પ્રોત્સાહન મળતું રહ્યું ત્યાર પછી મારાં કાવ્યો કાઇક પણ ઠીક હોવાં જોઇએ એવો આત્મવિશ્વાસ મારા હૃદયમાં બંધાવા લાગ્યો અને તે આત્મવિશ્વાસના પરિણામે ઇ. સ. ૧૯૦૨ ના અંતિમ ભાગમાં મુંબઈમાં આવ્યા પછી કેટલાક સમય પર્યન્ત હું પ્રકીર્ણ કાવ્યો લખતો રહ્યો હતો. ઈ. સ. ૧૯૦૪ માં 'મુસાફર' નામક માસિક પત્રનો હું એક વર્ષ પર્યન્ત તંત્રી હતો તે સમયમાં 'મુસાફર' માસિકમાં કેટલાંક પ્રકીર્ણ કાવ્યો ઉપરાન્ત મેં મહાત્મા શેખ સાદીકૃત 'કરીમા' નામથી ઓળખાતા 'પન્દનામઃ' નામક લઘુ કાવ્ય ગ્રંથનો કાવ્યમાં જ ગુર્જર અનુવાદ કરીને પ્રકાશિત કર્યો હતો અને એ અનુવાદ કાવ્યવિલાસીજનોના આદરને પાત્ર થયો હતો. જે વેળાયે હું 'મુસાફર' માસિકનો તંત્રી હતો તે વેળાયે ગુજરાતના જાણીતા ગ્રંથકાર અને મારા મિત્ર વઢવાણનિવાસી રા. ચૂનીલાલ વર્ધમાન શાહના લેખક તરીકેના જીવનનો આરંભકાળ હતો અને તેઓ 'મુસાફર'માં

વારંવાર ઉત્તમ પ્રકીર્ણ કાવ્યો લખતા હતા. સ્વ. અમૃત કેશવ નાયક, મારા સહોદરતુલ્ય મિત્રનાં 'ભારતદુર્દશા નાટક' કેટલાંક કાવ્યો તથા કેટલાક પ્રકીર્ણ લેખો પણ પ્રથમ વાર એ 'મુસાફર' માસિક પત્રમાં જ પ્રકાશિત થયાં હતાં. અસ્તુ.

ઉપર જણાવ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન માસિક તથા ત્રૈમાસિક પત્રોમાં પ્રકટ થયેલાં મારાં કાવ્યો તો જાણે આ સંગ્રહમાં અપાયલાં જ છે; પરંતુ તે ઉપરાંત મારાં લખેલાં નાટકોમાંનાં જે કાવ્યો મને આ સંગ્રહમાં લેવા યોગ્ય જણાયાં છે તે કાવ્યોનો પણ આ સંગ્રહમા સમાવેશ કરવામા આવ્યો છે; 'વિવેકાનન્દ વિચારમાળા' તથા અન્યાન્ય ગ્રંથોમાં યથાપ્રસંગ લખાયલાં કાવ્યોને પણ જેઓ કેવળ કાવ્યના જ વિલાસી હોય તેમના આનંદમાટે આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે અને તે ઉપરાંત કેટલાંક એવાં કાવ્યો પણ આ સંગ્રહમાં પ્રકાશિત કરવામાં આવ્યાં છે કે જે કાવ્યો અન્યત્ર ક્યાંય પ્રકાશિત થયેલાં ન હોઇને આ સંગ્રહમા પ્રથમ વાર જ પ્રકાશિત કરાયલાં છે. આ સંગ્રહમાં પ્રકટ કરાયલાં કેટલાક કાવ્યો મૌલિક છે અને કેટલાંક કાવ્યો સંસ્કૃત, અંગ્રેજી, ફારસી, હિન્દી તથા ઉર્દૂ કાવ્યોના મુક્ત અનુવાદ છે. ઉદાહરણ તરીકે, 'ઋતુસંહાર' નામક કાવ્ય કવિકુલગુરુ કાલિદાસકૃત સંસ્કૃત 'ઋતુસંહાર'નો મુક્ત ગુર્જર અનુવાદ છે અને 'કરીમા અથવા પારસનીતિદર્શન' નામક કાવ્ય મુસ્લિમ મહાત્મા શેખ સાદી કૃત 'કરીમા' અથવા 'પન્દનામઃ' નામક ફારસી કાવ્ય પુસ્તિકાનો પદ્યબદ્ધ ગુર્જર અનુવાદ છે. એવી જ રીતે જે જે કાવ્યો અન્ય ભાષાનાં કાવ્યોનાં ભાષાન્તર છે તેમને તેમના સ્થાનોમા ભાષાંતર કિંવા અનુવાદ તરીકે જ વ્યક્ત કરવામાં આવ્યાં છે એટલે જ્યાં એવો કાંઇ વિશિષ્ટ ઉલ્લેખ ન હોય ત્યા તે કાવ્યોને મૌલિક સમજવાનાં છે. કોઇક સ્થળે દષ્ટિદોષથી એવો વિશિષ્ટ ઉલ્લેખ ન કરાયો હોય તો તેને અપવાદરૂપ જ માનવાનો છે.

એક અન્ય વિષયના ઊહાપોહની પણ આવશ્યક્તા છે અને તે એ કે આ ગ્રંથમાં સંગ્રહાયલાં કેટલાંક કાવ્યો ઉપર જણાવ્યા પ્રમાણે

ભિન્ન ભિન્ન માસિક તથા ત્રૈમાસિક પત્રોમા બહુ વર્ષ પૂર્વે પ્રકાશિત થયેલા હોવાથી તેમનામા કેટલીક સુધારણા તથા કેટલાક પરિવર્તનોની આવશ્યકતા અનિવાર્ય જણાતા તે કાવ્યે। આવશ્યક સુધારણા તથા પરિવર્તન કરીને જ આ ગ્રથમા પ્રકાશિત કરવામા આવ્યા છે ઉદાહરણ તરીકે કવિકુલગુરુ કાલિદાસકૃત ' ઋતુસહાર ' કાવ્યનો ગુર્જર પદ્યબદ્ધ અનુવાદ મેં સિંધના ખયરપુર નાથોશાહ નામક ગ્રામમા ઈ સ ૧૮૯૮ના આરભમા કર્યો હતો, તે અનુવાદ ગ્રીષ્મ, વર્ષા, શરત, હેમન્ત તથા શિશિર એ પાચ ઋતુઓના વર્ણનનો હોઈને બહુધા સમશ્લોકી હતો અને તે અનુવાદ ' સરસ્વતીશૃગાર ' માસિક તથા ' જ્ઞાનોત્તેજક ' સાપ્તાહિક આદિક સામાયિક પત્રોમા ભિન્ન ભિન્ન સમયે પ્રકટ કરવામા આવ્યો હતો, પરંતુ તે સમયનો એ સમશ્લોકી અનુવાદ મને કાંઈક કિલષ્ટ જણાતા સમશ્લોકી અનુવાદના મોહને ત્યજી દઇને જ્યા સુધારણા તથા પરિવર્તનની આવશ્યકતા હતી ત્યાં સુધારણા તથા પરિવર્તન કરીને, જ્યા નવીન અનુવાદની આવશ્યકતા હતી ત્યા નવીન અનુવાદ કરીને અને વસત ઋતુના વર્ણનનો અનુવાદ કરવામા જ ન હોતો આવ્યો તે કરી નાખીને ' ઋતુસહાર ' કાવ્ય પ્રસ્તુત કાવ્યસગ્રહમા પ્રકાશિત કરાયલું છે એ જ નિયમ તે સમયના લખાયલા અન્યાન્ય નાના મોટા કાવ્યોના સબધમા પણ સ્વીકારાયલા સમજી લેવાનો છે જે કાવ્યો છેલ્લા બારેક વર્ષના કાલાવધિમાં ભિન્ન ભિન્ન પ્રસગે લખાયલા છે તે કાવ્યોમા કોઈ કોઇ સ્થળે કેટલાક શબ્દોના પરિવર્તન ઉપરાત વિશેષ ઉલ્લેખનીય પરિવર્તન કરવામા નથી આ યુ

આ કાવ્યસગ્રહ આજથી પાચેક વર્ષ પૂર્વે અમદાવાદના 'આદિત્ય' મુદ્રણાલયમા છાપવા માટે આપવામા આવ્યો હતો અને જેમ જેમ કાવ્યો સુધારીને આપવામા આવતા હતા તેમ તેમ ગ્રથ છપાતો જતો હતો, પરંતુ અનેક અનિવાર્ય સંયોગો તથા અનિવાર્ય કારણો વશાત્ કાવ્યોને સુધારીને તેમ જ નવેસરથી લખીને છાપખાનામા આપવામા વિલંબ થતો રહ્યો અને પાચ વર્ષ જેટલો કાળ જોત જોતામા

વહી ગયો; પરંતુ આ વિલંબમાં પણ વિધાતાનો કાંઇક વિશિષ્ટ ઉદ્દેશ હતો અને તે એ કે જ્યારે આ કાવ્યસંગ્રહ છાપવામાટે છાપખાનામાં અપાયો ત્યારે જેની મને કિંવા અન્ય કોઇ વ્યક્તિને કલ્પનામાત્ર પણ ન હોતી તે આજથી અઢી વર્ષ પૂર્વે અમદાવાદને ત્યજીને મુંબઇમાં આવી વસવાનો અવસર મને અચાનક પ્રાપ્ત થઈ ગયો; મુંબઇમાં આવી વસ્યા પછી મસ્તિષ્કમાં જેનો વિચારમાત્ર પણ કોઇ દિવસ ન હોતો ઉદ્દભવ્યો તે 'હિન્દુજ્યોતિ' નામક એક સાપ્તાહિક પત્રને મુંબઇમાં પ્રકાશિત કરવાનો મારા કેટલાક પરમહિતૈષી હિન્દુ સદ્‌ગૃહસ્થો તથા મિત્રોના પ્રોત્સાહન તથા ઉત્તેજનથી અણધાર્યો અવસર આજથી પાંચેક માસ પૂર્વે આવી લાગ્યો અને આ કાવ્યસંગ્રહ 'હિન્દુજ્યોતિ'ના સ્થાયી ગ્રાહકોને ભેટ તરીકે આપવાનો નિશ્ચય પણ તે જ વેળાયે કરી નાખવામાં આવ્યો. અર્થાત્ વિધાતાએ જેના ભાગ્યમાં 'હિન્દુજ્યોતિ'ની ૧ લી ભેટ તરીકે પ્રકાશિત થવાનો જ લેખ લખી રાખ્યો હોય, તે આ 'કાવ્યકુસુમાકર' નામક મારા કાવ્યોનો સંગ્રહ એના પ્રકાશનના નિર્મીયલા સમયથી પૂર્વે ક્યાંથી તથા કેમ કરીને પ્રકટ થઇ શકે વારૂ? વિધાતાના લેખોને કોણ મિથ્યા કરી શકે? ખરેખર 'લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર' એ કવ્યુક્તિ અક્ષરશઃ સત્ય તથા ત્રિકાલાબાધ્ય છે અને એનો મને એક વાર નહિ, પણ અનેક વાર અનુભવ મળી ચૂકયો છે. અસ્તુ.

પ્રસ્તુત કાવ્યસંગ્રહમા વિભિન્નરુચિ પાઠકો તથા પાઠિકાઓને તેમની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર શૃંગાર હાસ્ય તથા કરુણા આદિક ભિન્નભિન્નરસાત્મક; ધાર્મિક,–આધિભૌતિક, આધિદૈવિક તથા અધ્યાત્મિક,–; દેશભક્તિદર્શક, જાતીય ભાવના કિંવા હિન્દુત્વપ્રદીપક, હુતાત્મગુણગાયક તથા સામાન્યનીતિવિધાયક નાનાવિધ નાના મોટાં કાવ્યો મળી શકશે એવી મારી માન્યતા છે અને જો રસજ્ઞ પાઠકો તથા પાઠિકાઓને મારાં આ કાવ્યોના વાચનથી આનંદ તથા સંતોષનો યત્કિંચિત્ પણ સાક્ષાત્કાર થશે, તો હું મારાં આ કાવ્યોના

લેખનના પરિશ્રમને સફળ થયેલો માનીશ અને પાઠકો તથા પાઠિકાઓના આનંદ તથા સંતોષને જ મારા આ પરિશ્રમના અમૃતફળ તરીકે સ્વીકારી લઇશ.

અહીં સાથે સાથે મારે એ વાતોને પણ વ્યક્ત કરી જ દેવી જોઇએ કે કવિની પદવી આજ કાલ કેટલાક લેખકો માની બેઠા છે તેટલી સામાન્ય સાધારણ તથા સહજ સાધ્ય નથી એ હું સારી રીતે જાણું છુ અને તેથી મેં મારા નામની પૂર્વે અથવા પશ્ચાત્ 'કવિ' શબ્દ લખીને 'કવિ' શબ્દનો દુરુપયોગ કરવાની ધૃષ્ટતા કદાપિ કરી જનથી અને ભવિષ્યમાં 'કવિ' શબ્દનો એવો દુરુપયોગ કરવાની મારી ઇચ્છા પણ નથી. હું તો અત્યારે કાવ્યનો મેં જે કાઇ અલ્પસ્વલ્પ અભ્યાસ કર્યો છે અને તે અલ્પસ્વલ્પ અભ્યાસના ફળ તરીકે ગુર્જરકાવ્યપ્રદેશમા હું જે કોઈ પણ સામાન્ય પ્રયત્ન કરી શક્યો છું તે મારા સામાન્ય પ્રયત્નને આજે સંગ્રહના સ્વરૂપમાં ગુર્જર પાઠકો તથા પાઠિકાઓના કરકમળમાં સમર્પી રહ્યો છું એટલે મારા આ પ્રયત્નની ઉત્તમતા કિંવા મધ્યમતાનો નિર્ણય આ ગ્રંથ જેમના પર અવલોકનાર્થ મોકલવામા આવે તે નિષ્પક્ષપાત વિદ્વાન્ અવલોકનકારો અને રસજ્ઞ તથા મર્મજ્ઞ પાઠકો તથા પાઠિકાઓએ જ કરી બતાવવાનો છે; અર્થાત્ આ અધિકાર તેમનો છે, મારો નથી.

હવે પ્રસ્તુત ગ્રંથના સમર્પણના સંબંધમાં ચાર શબ્દો લખીને હું પ્રસ્તાવનાની પરિસમાપ્તિ કરીશ. આત્મશ્લાઘાના દોષને વ્હોરી લઇને પણ મારે એટલું તો કહેવું જ પડે છે કે શેઠ નાનજી કાલિદાસ મેહતા, શેઠ મનસુખલાલ છમનલાલ શેરદલાલ તથા શેઠ નેણસિંહ તેજપાલ સોમૈયા જેવા કેટલાક હિન્દુત્વાભિમાની હિન્દુ સદ્ગૃહસ્થોએ મને મારા સાહિત્યસેવા વિષયક કાર્યમાં અસાધારણ સદ્ભાવના આપવાની ઉદારતા દર્શાવી છે અને હજી પણ દર્શાવતા રહે છે; જ્યાં પણ મેં કોઇ પણ વ્યક્તિને કેવળ ધનની લાલસાથી જ મારા ગ્રંથો સમર્પિત કર્યો નથી અને ભવિષ્યમાં એમ કરવાની મારી ઇચ્છા પણ

નથી. મેં ઇસ્ટ આફ્રિકાના શાહ સોદાગર શેઠ નાનજી કાલિદાસ મેહતાને તથા શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલને જે ગ્રંથો સમર્પિત કર્યાં છે તે કેવળ તેમના હિન્દુત્વવિષયક પ્રચંડ અભિમાન, વિદ્યાપ્રચાર વિષયક અખંડ અભિરુચિ, સમાજ-સુધારણા વિષયક અવિશ્રાન્ત પરિશ્રમ, હિન્દુજાતિ વિષયક અનન્ય અનુરાગ તથા અનુકંપા અને વિશુદ્ધ વૈદિક હિન્દુધર્મ વિષયક હિમાચલ સમાન અવિકંપ શ્રદ્ધા આદિક નાનાવિધ આભ્યંતર સદ્દગુણોથી મુગ્ધ થઇને જ કર્યાં છે; શેઠ નેણસિંહ તેજપાલ સોમૈયાને 'હિન્દુ-ગૌરવગ્રંથમાલા'નો 'હિરણ્યગર્ભહિન્દુ' નામક તૃતીય ગ્રંથ તેમના એ સદ્દગુણોના પરિણામે જ હું સમર્પિત કરવાનો છું અને પ્રસ્તુત 'કાવ્યકુસુમાકર' નામક ગ્રંથ જે શેઠ જયરામ ડોસા મીઠાવાળા નામક ભાટિયા સદ્દગૃહસ્થને સમર્પાયલો છે તે પણ તેમના આવા જ પ્રકારના કેટલાક વિશિષ્ટ સદ્દગુણો, તેમની ઉચ્ચ ભાવનાઓ તથા તેમના આદર્શ ચારિત્ર્ય આદિકથી મુગ્ધ થઇને જ સમર્પાયલો છે; તેમની ધનાઢ્યતા કિંવા સાધનસંપન્નતાના કારણથી નથી સમર્પાયો; કારણ કે, મુંબઇ અને ગુજરાત, કચ્છ તથા કાઠિયાવાડમાં ધનાઢ્ય તથા સાધનસંપન્ન પુરુષોની સંખ્યા તો જોઇએ તેટલી વિશાળ છે; કિંબહુના શેઠ જયરામ ડોસા મીઠાવાળાની ધનાઢ્યતા જેમની ધનાઢ્યતા સાથે સરખાવતાં કશી ગણનામાં જ ન ગણી શકાય તેવા કુબેરપુત્ર ધનાઢ્ય ગૃહસ્થો પણ હિન્દુસમાજમાં સારી સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે; છતાં શેઠ નાનજી કાલિદાસ મેહતા, શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ, શેઠ નેણસિંહ તેજપાલ સોમૈયા તથા શેઠ જયરામ ડોસા મીઠાવાળા આદિક હિન્દુ સદ્દગૃહસ્થો પ્રમાણે પોતાના મનુષ્યત્વ તથા હિન્દુત્વને દીપાવનારા ઉપર્યુક્ત સદ્દગુણ પરંપરાને ધરાવનાર ધનાઢ્ય સદ્દગૃહસ્થોની સંખ્યા કેવળ હિન્દુસમાજમાં જ નહિ, કિન્તુ કોઇ પણ દેશ તથા કોઇ પણ જાતિના માનવસમાજમાં બહુ ઓછી અથવા વિરલ જ હોય છે અને કોઈ પણ મનુષ્ય કેવળ તેની ધનાઢ્યતાથી નહિ, કિન્તુ તેના મનુષ્યત્વસૂચક આદર્શ સદ્દગુણો-

થી જ શ્રદ્ધાભાજન થઇ શકે છે એટલામાટે જ મારા ગ્રંથોને આવા વિરલ સદ્‌ગુણપ્રધાન સદ્‌ગૃહસ્થોના કરકમળમા સમર્પવાના નિયમને મેં સ્વીકારેલો છે અને ભવિષ્યમા પણ આવા જ પ્રકારના અન્યાન્ય સદ્‌ગુણપ્રધાન વિરલ સદ્‌ગૃહસ્થોના કરકમળોમા મારા હવે પછી પ્રકટ થનારા ગ્રંથો સમર્પાતા રહે અને તેમના ભદ્ર નામોના સંયોગથી મારા ગ્રંથોની શોભાની વૃદ્ધિ થતી રહે એ જ મારો એકમાત્ર અભિલાષ છે. અસ્તુ.

પાંચ પાચ વર્ષ જેટલા દીર્ઘ કાલાવધિ પર્યન્ત આ ગ્રંથ છપાતો રહ્યો છતા 'આદિત્ય મુદ્રણાલય'ના વિદ્વાન્ તથા ઉદારાત્મા સ્વત્વાધિકારી રા. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક તથા રા. ગજાનન વિશ્વનાથ પાઠક એ ઉભય બંધુવર્યોએ મારા પ્રતિ પોતાના સદ્‌ભાવને અવિચલ રાખવાની, લેશમાત્ર પણ અધીરતા ન દર્શાવવાની અને મારા કાર્યમા જેટલી પણ કરી શકાય તેટલી સરળતા કરી આપવાની જે અપૂર્વ ઉદારતા દર્શાવી છે તે તેમની અપૂર્વ ઉદારતામાટે તેમના પ્રતિ મારે કયા શબ્દોમાં કૃતજ્ઞતા દર્શાવવી એનો મને વિચાર થઇ પડયો છે; કારણ કે હું તેમના પ્રતિ જેટલી પણ કૃતજ્ઞતા દર્શાવું તેટલી તે ઓછી થવાનો સંભવ છે અને તેથી મારા આટલા કૃતજ્ઞતાદર્શક શબ્દોને જ તેઓ પર્યાપ્ત માની લેવાની બીજી ઉદારતા દર્શાવશે એવો મારો દૃઢ વિશ્વાસ છે.

અંતે જે પરમકરુણાસિંધુ તથા કૃપાઘન પરમાત્માની પરમ કૃપાથી પાચ પાચ વર્ષના લાંબા ગાળા પછી પણ મારાં કાવ્યોનો સંગ્રહ પ્રકાશિત થવાના અને ગુર્જર પાઠકવૃન્દના કરકમળમા વિરાજવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો છે તે પરમાત્માના શ્રીચરણોમા મસ્તક નમાવીને હું મારી આ પ્રસ્તાવનાને પૂર્ણ કરીશ

વિક્રમાર્ક ૧૯૮૬, ફાલ્ગુન,
શુકલા અષ્ટમી. શનિવાર
તા. ૮ મી માર્ચ ૧૯૩૦
મુંબઇ

ભવદીય
ઠક્કર નારાયણ વિસનજી
ગ્રંથકાર

# ' કાવ્યકુસુમાકર 'ની વિષયાનુક્રમણિકા

હિન્દુત્વના ઉપાસકોને શુભ સન્દેશ '

મુબઇ ધનાકાની હિન્દુ પ્રજાનુ હિન્દુત્વદર્શાવક, અને શુદ્ધિ, સગઠન
તથા ગોરક્ષાપુરસ્કારક, નિષ્પક્ષપાત તથા નિર્ભય સાપ્તાહિક

# હિન્દુજ્યોતિ

તત્રી અને માલિક

ઠક્કુર નારાયણ વિસનજી

વિક્રમ સવત ૧૯૮૬ ના કાતિક શુકના પૂર્ણિમા ( શનિવાર તા ૧૬ મી નવેમ્બર ૧૯૨૯ ) ના શુભ દિવસથી એટલે કે લગભગ પાચ માસથી આ સપ્તાહિક પ્રતિ શનિવારે પ્રાત કાળમા નિયમિત પ્રગ્ટ થવા માડયુ છે આટલા થોડા સમયમા પણ આ પત્રે હિન્દુત્વના પ્રેમીઓને મુગ્ધ કરી દીધા છે હિન્દુજાતિના હિતની રક્ષા કરવી તથા હિન્દુધર્મના ગૌરવની વૃદ્ધિ કરવી એ આ પત્રનો પરમ ઉદ્દેશ છે આ પત્રના તત્રી શ્રી ઠક્કુર નારાયણ છે એટલુ જ જણાવવાથી સુજ્ઞ જનો તેની ઉપયોગિતાની કલ્પના કરી શકશે, કારણ કે, હિન્દુત્વરક્ષાના સબધમા શ્રી ઠક્કુરની વીરત્વપ્રેરક તથા નિર્ભય લેખિની સર્વેને સુવિદિત છે

આ સાપ્તાહિકમા આદર્શ હિન્દુ હુતાત્મા સ્વ સ્વામી શ્રદ્ધાનન્દજી કૃત ' Hindu Sangathan or Saviour of the Dying Race નામક અગ્રેજી ગ્રન્થનો ' હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુજાતિની એકમાત્ર સંજીવની ' નામથી અવિકલ અનુવાદ ધારાવાહિકરૂપે આપવામા આવે છે. વિશેષમા દેશી રાજ્યો તથા રાજાઓ । કરા બાપૂઓની દુનિયાના રોમાચક રહસ્યોનો સ્ફોટ કરનારી તથા વર્તમાનકાલિક સમાજ સાથે સબધ ધરાવનારી શ્રી ઠક્કુર નારાયણની રમવાહિની લેખિનીથી લખાતી ' બાલવિધવા કલ્યાણી ' નામક ચાલૂ નવલકથા પણ નિયમિત આપવામા આવે છે ગ્રાહકોને ઠક્કુર નારાયણ કૃત ' કાવ્ય કુસુમાકર ' નામક તેમના આજ દિવસ સુધીના કાવ્યોનો પ્રચડ સગ્રહ ભેટ તરીકે આપવામા આવે છે

વાર્ષિક લવાજમ

| | |
|---|---|
| હિન્દુસ્થાન તથા બર્મા માટે | રૂ ૫-૦-૦ |
| સમુદ્રપારના દેશો મટે | રૂ ૭-૦-૦ |

ભેટના પુસ્તક તથા ખાસ અક સહિત

છૂટક નકલનો એક આનો, ટપાલથી સવા આનો

ગ્રાહક થવામાટે લખો —

વ્યવસ્થાપક ' હિન્દુજ્યોતિ ' કાર્યાલય,

ન ૧૦૦ બજારગેટ, કોટ મુંબઈ, નં.

રા. રા. શેઠ મનસુખલાલ છગનલાલ મેર દલાલ આશ્રિત

## હિન્દુગૌરવગ્રંથમાળા

સંપાદક, પ્રકાશક તથા મુખ્ય લેખક,

ઠક્કુર નારાયણ વિસનજી

વિસ્કલિત થયેલા હિન્દુ સમાજને પુનઃ સંગઠિત તથા શક્તિશાળી બનાવવાના શુભ આશયથી આદર્શ હિન્દુ હુતાત્માઓના પ્રેરણાદાયક ચરિત્રોને ઓજસ્વિની ભાષામા લખીને તથા સચિત્ર સ્વરૂપમા પ્રકાશિત કરીને અને એ ગ્રંથોનો પડતર કરતા પણ ઓછા મૂલ્યથી પ્રચાર કરવામાટે આ ગ્રંથમાળાનું સંચાલન કેવળ સેવાભાવથી જ કરવામા આવે છે. માળાના જે બે ગ્રન્થો બહાર પડયા છે, તેમના સંબધમા વર્તમાનપત્રોએ તેમ જ વિદ્વાનોએ ઉત્તમ અભિપ્રાયો આપેલા છે. આ ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહકોની દિનપ્રતિદિન વૃદ્ધિગત થઇ રહેલી સખ્યા જ એની લોકપ્રિયતાની પ્રતીતિ કરાવે છે. ફક્ત એક વાર આઠ આના પ્રવેશ ફીના ભરીને ગ્રાહક થનારને માળાનો પ્રત્યેક કાચાપૂઠાનો ગ્રન્થ બાર આનામા અને પાકાપૂઠાનો એક રૂપિયા બે આનામા આપવામા આવે છે. ગ્રાહક થયા પછી બહાર પાડનારા તમામ ગ્રન્થો લેવાને ગ્રાહકો બંધાયલા રહેશે. બહાર પડી ચૂક્યુ છે ! માળાનું પ્રથમ પુષ્પ (પુસ્તક)

ગુરુગોવિન્દસિંહ અથવા ધુરન્ધર ધર્મસમ્રાટ્

લેખક—ઠક્કુર નારાયણ

માળાનું દ્વિતીય પુષ્પ (પુસ્તક)

વીર વૈરાગી અથવા બન્દા બહાદુર

લેખક—હિન્દુત્રિમૂર્તિ

તૈયાર થાય છે — થોડા સમયમા બહાર પડશે

માળાનુ તૃતીય પુષ્પ (પુસ્તક)

હિરણ્યગર્ભ હિન્દુ અથવા

યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ

લેખક—ઠક્કુર નારાયણ

વિશેષ વિગતમાટે અડધા આનાની ટિકિટ બીડી ગ્રન્થમાળાનું વિસ્તૃત વિજ્ઞાપનપત્ર મગાવો. પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો—

વ્યવસ્થાપક,

'હિન્દુ ગૌરવગ્રંથમાળા કાર્યાલય'

નં. ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ,

કોટ, મુંબઇ; નં. ૧

ૐ तत्सत्परमात्मने नमः ॥

# કાવ્યકુસુમાકર

## શારદાસ્તવન*

### ચોપાયા

(વૃત્યનુપ્રાસ અને અન્ત્યાનુપ્રાસ યમક)

વૃદ્ધિ વ્યયથી વિશેષ થાતી સંચયથી ક્ષય નિશ્ચય;
ભારતિ ! એ તવ ભવ્ય કોષનો, અતિશય અદ્‌ભુત પરિચય;
સંશયસંહારિણી શારદા, દ્રવ્યદાયિની દેવી;
એ સન્નેત્ર વિના નરને ઉપમા અંધાની દેવી. ૧

સર્વ દ્રવ્યોમાંથી વિદ્યાદ્રવ્ય [1]અનુત્તમ ગણતા;
[2]અહાર્ય [3]અક્ષયતાદિ ગુણોથી અદ્વિતીય કવિ ભણતા;
થાય વિસ્તૃતા અધિક આપવાથી ન નશે કલ્પાન્તે;
ધારકને ફલિભૂત થાય નહિ, ચમત્કાર વિદ્યાન્તે. ૨

[4]વર્ણવિકાર ન લહે કદાચિત ચોરથી ન ચોરાય;
સ્વભક્તને જ મહત્તા આપે, હો વા નીચો, રાય;
શસ્ત્ર શાસ્ત્ર એ વિદ્યાદ્વયમાં, પ્રથમ ન ઉત્તમ માનો;
દીપ્તિદાયિની દ્વિતીય કેવલ, કરે નષ્ટ [5]તમ [6]માનો. ૩

---

* આ કાવ્ય 'સમાલોચક' ત્રૈમાસિકના ઇ. સ. ૧૯૦૨ના જાન્યુઆરી માસના (૧ લા) અંકમાં પ્રથમ પ્રકટ થયું હતું.

૧ અનુત્તમ=જેનાથી અન્ય કોઇ ઉત્તમ ન હોય, તે. ૨ અહાર્ય=હરી ન શકાય તેવું. ૩ અક્ષયતા=નાશ થવાપણું નહિ, તે. ૪ વર્ણ=બ્રહ્મ. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચાર વર્ણ. ૫ તમ=અજ્ઞાન. ૬ માનો=અહંકારો.

શાસ્ત્રકલા યૌવનમાં શોભે, [1]હાસ્યક [2]વૃદ્ધદશામાં;
સર્વ સમયમાં શાસ્ત્રકલા, સુખદ ને સૌખ્યદ [3]સામા;
મનુષ્યજીવન વિદ્યારહિત શ્વાનપુચ્છવત્ વ્યર્થ,
દંશ[4]નિવારવું [5]ગુહ્યગોપને તે ન કદાપિ સમર્થ, ૪

સંપ્રામાં યદિ સદ્વિદ્યા તો શોક ઉદગનો શો છે?
હરે, ગમ એ ગ્વોરચ્યારણે, શુકને મળે ગ્સો છે;
જનની સમ રક્ષતિ તે પાલતિ પિતા સમાન સદૈવ;
રંજવતી ખીલવતી ક્રમથી સ્ત્રી સમ [6]માનસ [7]દૈવ ૫

[8]વેશ્મવિષે વસ્તુ વધારે કરતી કીર્તિ સકલ દિગ્દેશે,
કલ્પલતાવત્ સાધિત વિદ્યા શું ન મનફલ દેશે?
આવશ્યકતા સન્મિત્રોની વિદેશમાં તે સારે,
કુરૂપને પણ રૂપ અધિક આપીને યશ પ્રસારે. ૬

વિવિધ સુખો ને ભોગો પામે, વિદ્યાથી માનવ જો,
સૃષ્ટિવિષે સેવ્યા વિદ્યા સર્વત્ર તથા [9]મા [10]નવ [11]જો;
ઉદાહરણ એનું જો ભૂપાલ સ્વસ્થલ પૂજાય,
પણ સાદર સન્માન મેળવે જ્યાં કવિ [12]ખલપૂ જાય ૭

શૂદ્ર જાતિથી હોય તોય વિદ્યાથી વર્ય વિવેકો,
[13]સૂત વર્ણસંકર તદપિ તે [14]બ્રહ્મ થયો [15]ભુવિ લોકો,

---

૧ હાસ્યક=હાસ્ય લાવનાર ૨ વૃદ્ધદશા=વૃદ્ધાવસ્થા. ૩ સામા=શાંતિથી ૪ દંશનિવારણ=મચ્છર આદિને ઉડાવવાનું નથી ૫ ગુહ્યગોપન=ગુહ્યાંગને ઢાંકવું તે ૬ માનસ=મન ૭ દૈવ=નસીબ. ૮ વેશ્મ=ઘર ૯ મા=લક્ષ્મી ૧૦ નવ=નહિ. ૧૧ જો=યદિ ૧૨ ખલપૂ—પૃથ્વી અથવા સ્થળને પવિત્ર કરનાર ૧૩ સૂત=સૂત પુરાણી. ૧૪ બ્રહ્મ=બ્રાહ્મણ. ૧૫ ભુવિ=પૃથ્વીમાં.

ગુપ્ત દ્રવ્ય ગણી વિદ્યાને ગુરુગુરુપદ પંડિત દે;
તે પુમાન પશુ પુચ્છવિહીન ન વિદ્યાથી [1]મંડિત જે. ૮
કામદુઘા ધેનુરૂપ, વિરહે રતિસ્વરૂપા ભવદા;
સમાજમાં સત્કારહેતુને કુલમહિમા વૈભવદા;
રત્નવિના કેવલ એ ભૂષણ, અન્ય અભૂષણ ભાળે;
પ્રેમભાવથી ધાર યદા તો કદા ન દૂષણ [2]આળે. ૯
અંતર્પટપર યદિ આલેખો વિદ્યાનું લવિ! ચિત્ર;
સ્વસંવેદ્ય આનંદ વિશ્વમાં પામો સદા વિચિત્ર;
અંતે મારી એજ [3]પ્રાર્થના ગાન શારદા ગાઓ;
સર્વ જનોને નારાયણ તે સદા સારદા થાઓ. ૧૦



## જીવનસ્વપ્ન*

### હરિગીત

તે અંધકારે વ્યાપ્ત વેળા અર્ધરાત્રીની હતી;
જલવૃષ્ટિ સાથે ગગનમાં વિદ્યુદ્વિભા પણ ચમકતી;
મમ ગૃહ હતું સરિતાતટે હું ત્યાં ઉભો'તો શાંતિમાં;
ધર્યો દૃષ્ટિ મારી નિસર્ગદેવીની ભયંકર કાંતિમાં. ૧
પણ વીતતાં પલ એક બે તે અંધકાર વિલય થયો;
તત્સ્થાનમાંહીં પ્રકાશ અદ્ભુત આવીને પ્રકટી રહ્યો;

---

* આ કાવ્ય 'સમાલોચક' ત્રૈમાસિકના ઇ. સ. ૧૯૦૧ના ઑક્ટોબર માસના (૪થા) અંકમાં પ્રથમ પ્રકટ થયું હતું.

૧ મંડિત=ભૂષિત. ૨ આવે [illegible] ૩ પ્રાર્થના=પ્રાર્થના

ઉદ્યાન નંદનવન સમાન સમાન તરુ ફૂલભારથી,<br>
શોભી રહ્યાં અતિ કુસુમવૃક્ષ સુગંધયુક્ત વિહારથી. ૨

જલબિંદુને જલયંત્રથી ઉડતાં નિરખ્યાં કૌતુક થયું;<br>
આનંદના આભાસથી તત્કાળ ભય ભાગી ગયું;<br>
ફરવા મનોરંજન ધર્યું પગલું વધી ઉદ્યાનમાં;<br>
સુખ ફેરવીને શું દીઠું મેં કર્ણ જાતાં ગાનમાં? ૩

વિશ્રામધામ હતું અહો તે મધ્યમાં આરામના[1];<br>
ત્યાં બાલકો રમતાં હતાં જે પૂતળાં આરામનાં[2];<br>
તન્મધ્ય રમતી એક બાળા રૂપની સીમા હતી;<br>
નિર્દોષ ને અસ્પષ્ટ વચને સર્વને રીઝાવતી. ૪

મૃદુ કેશ કાંચન[3] રંગ અર્જુન[4] અંગ ભયમુક્તા તથા;<br>
પ્રત્યક્ષ દેવી સ્વર્ગથી આવી ન ભાસે અન્યથા;<br>
બાલો સહિત રમતી તથા ગાતી હતી મૃદુ ગાન તે;<br>
શૈશવ જ છે સંપૂર્ણ સુખમય, પૂર્ણ આવ્યું ધ્યાન તે. ૫

પણ લોપ તો શીઘ્ર જ થયો એ મોહમય આદર્શનો;<br>
રમણીય રમણી એક આવી દેતી નિજ વપુદર્શનો;<br>
ગજગામિની, હરિણાક્ષિ, વિધુવદના તથા કટિકેસરી;<br>
શુક ચંચુસમ નત[5] નાસિકા વળી ગૌર કાયા મદભરી. ૬

કાંચનકલશ સમ કુચદ્વયને ઢાંકવા મથતી યથા;<br>
સંકોચવા વસનો નમી વસુધા ભણી ચપલા તથા;<br>
છૂટો હતો તત્પૃષ્ઠભાગે લંબ કેશકલાપ જો;<br>
એ સુંદરીનું સૌખ્ય નિત્ય અનંત વિશ્વે વ્યાપજો. ૭

---

૧ આરામ=બાગ, ઉદ્યાન. ૨ આરામ=સુખ, આનંદ. ૩ કાંચન=સોનું ૪ અર્જુન=ગોરૂં. ૫ નત=નમેલું, વાંકું.

કર કનકકંકણયુક્ત કટિ કટિમેખલાથી શોભતી;
ને રત્નમંડિત કનકપુષ્પે નાસિકા પણ ઓપતી;
હસ્તાંગુલીમાં મુદ્રિકા કર્ણે વિલોકો કુંડલો;
પદનૂપુરોના ઝણત્કારે થાય જન હતતુંડ લો. ૮

સુખ મંદહાસ્યવિયુક્તાથી બોલી ફરી તે સુજભણી;
"મૃતલોકના હે માનવી, શી ભાવના છે તુજતણી ?
આવી ઉભી છું હું અહીં, જાવા ન દેતો સમયને;
ઉપભોગ કરીં લે હે પતે ! પરિપૂર્ણ કર તોષમય ને; ૯

હું કોણ, આવી ક્યાં થકી ? એ પ્રશ્ન સઘળા વ્યર્થ છે;
તું લાભ કેવળ સાધિ લે, યદિ સાધવા જ સમર્થ છે !"
એ વચન વદતાં દંતપંક્તિ તેની દગ્ગોચર થઇ;
તે મૌક્તિકોની પંક્તિસમ અતિ ધવલ સરલ બની રઈ. ૧૦

તે કોમલાંગી કંઠ કોમલથી વદી યદિ ગદ્યમાં;
ગંધર્વકન્યા ગાન કરતી હોયની મૃદુ પદ્યમાં'
મમ ચિત્ત એવા ભાસથી વ્યાપી ગયું ને હું પડયો;
મૂર્છિત થઈ પૃથ્વીપરે સૌંદર્યના મોહે અડયો. ૧૧

ક્ષણમાત્ર જાતાં નયન ખોલી જોઉં છું શું અરે !
ઉપવન તથા રમણી ન કાંઈ પણ હતું ત્યાં તો ખરે;
તે હતી એક ઉપત્યકા જ્યાં હું પડયો' તો એકલો;
નહિ કોઈ દેખાયો મને ત્યાં જીવ ભૂંડો કે ભલો.* ૧૨

વટવૃક્ષની છાયા નિકટમાં જ્યાં હતી અતિ શીતલા;
ત્યાં જઇ ઘડિક વિશ્રાંતિ લેવા ધારીને મનમાં ભલા,
હું ત્યાં ગયો, તો એક વામા વૃદ્ધ વસુધાપર પડી;
ન વ્યાધિ સહન થવાથી અહિંતહિં લોટતી'તી બાપડી. ૧૩

નિસ્તેજ થઇ શૈથિલ્ય ને અબલત્વથી તે કંપતી;
અસ્પષ્ટ વચનો બબડતી પાછું પળ પછી વળી જંપતી;
કો આસ ગોસ સમીપમાં નો'તું જણાતું અજબ એ;
બસ દેખતાંજ મરી ગઇ એ વૃદ્ધ વનિતા ગજબ એ; ૧૪

મમ મન વિષે ભય અતિ થવાથી ભાગવાને હું ગયો;
તો નેત્ર મમ ઉઘડી જતાં નિદ્રાર્થી જાગ્રત હું થયો;
એ સ્વપ્ન અદ્ભુતનો હશે ભાવાર્થ શો તે શોધવા;
અતિ યત્ન કીધો ને વળી તે અન્ય જનને બોધવા. ૧૫

શોધાન્તમા નિશ્ચય થયો એ જીવનાવસ્થા હતી;
જે બાલિકા, તરુણી અને વૃદ્ધા સ્વરૂપે થઇ છતી;
ઉપદેશવા સુજ્ઞને 'અરે કર માનવી, ઉત્તમ મતિ;
જીવન ન વિશ્વસનીય માટે કર ભવે નિજ ઉન્નતિ. ૧૬

બાલ્યા અવસ્થા રમત ગમતે વીતતી બહુધા ભવે,
વૃદ્ધા અવસ્થામાંહીં નથી કાર્ય થાય નહિ લવે;
માટે, મનુજ, તારુણ્યમાં કર યત્ન નાગયણ કવે,
યદિ તેમ તું ન કરી શકયો તો શોક કરતો ક્યમ હવે? ૧૭



## હે સુંદરી!

હરિગીત

હે સુન્દરી! તૂને સરજવી સૃષ્ટિનાથે સૃષ્ટિમા;
આનંદ દેવા પુરુષને ધર્મ સ્નેહછાયા દૃષ્ટિમા,

જીવનસ્વપ્ન



હું કોણ, આવી ક્યાં થકી, એ પ્રશ્ન સઘળા વ્યર્થ છે;
શું લાભ કેવળ સાધિ લે, યદિ સાધવા જ સમર્થ છે.

પૃષ્ઠ ૬ ઠું

ન્યુ પ્રિ પ્રેસ–રતનપોળ, અમદાવાદ

નિસ્તેજ થઇ શૈથિલ્ય ને અશક્તત્વથી તે કંપતી;
અસ્પષ્ટ વચનો બબડતી પણ પળ પછી વળી જંપતી;
કો આસ પાસ સમીપમાં નો'તું જણાતું સ્વજન એ;
બસ દેખતાંજ મરી ગઇ એ વૃદ્ધ વનિતા ગજબ એ; ૧૪

મમ મન વિષે ભય અતિ થવાથી ભાગવાને હું ગયો;
તો નેત્ર મમ ઉઘડી જતાં નિદ્રાર્થી જાગ્રત હું થયો;
એ સ્વપ્ન અદ્ભુતનો હશે ભાવાર્થ શો તે શોધવા;
અતિ યત્ન કીધો ને વળી તે અન્ય જનને બોધવા. ૧૫

શોધાન્તમાં નિશ્ચય થયો એ જીવનાવસ્થા હતી;
જે બાલિકા, તરુણી અને વૃદ્ધા સ્વરૂપે થઇ છતી;
ઉપદેશવા સુજને 'અરે ! કર માનવી, ઉત્તમ મતિ;
જીવન ન વિશ્વસનીય માટે કર ભવે નિજ ઉન્નતિ. ૧૬

બાલ્યા અવસ્થા રમત ગમતે વીતતી બહુધા ભવે;
વૃદ્ધા અવસ્થામાંહીં નરથી કાર્ય થાય નહિં લવે;
માટે, મનુજ, તારુણ્યમાં કર યત્ન નારાયણ કવે;
યદિ તેમ તું ન કરી શકયો તો શોક કરતો ક્યમ હવે ? ૧૭



## હે સુંદરી !

**હરિગીત**

હે સુન્દરી ! તૂને સરજવી સૃષ્ટિનાથે સૃષ્ટિમાં;
આનંદ દેવા પુરુષને ધરી સ્નેહછાયા દષ્ટિમાં;
તું પ્રેમની પ્રત્યક્ષ પ્રતિમા પુરુષજીવનદેવતા;
સુર અસુર તેથી ભાવ ધરી સુન્દરીને સેવતા. ૧

સુખના સમયમાં સર્વ વૈભવમાંહીં ભાવે ભાગ લે;
યૌવનવને વિહરતાં ચુંબનરસ ધરે અધરે, ગળે;–
હસ્તદ્વયે આલિંગીને શાંતિ હૃદયમાં સ્થાપતી;
નાના પ્રકારે હાવ ભાવોથી વ્યથાને કાપતી. ૨

આપત્તિના અવસરમહીં અનુસરાગથી અર્દ્ધાંગને !;
ધૃતિ ધારી ધૈર્ય વધારતી સમભાગથી સહીં કષ્ટને;
રક્ષી સતીત્વ સુશીલતા સંતોષ જન્મ સુધારતી;
પાપી પુરુષને સૌખ્યદા તું પૃથ્વિમાં પ્રમદા સતી ! ૩

તારા તનૂને તરુણિ ! જે કો સ્પર્શતો કુવિચારથી;
વંચિત થતો ચાંડાલ તે સુરલોકના અધિકારથી;
હે પુણ્યદેવી ! સ્થાન તેને નરકમાં પણ નહિ મળે;
તારા અગમ્ય પ્રભાવને પામર પુરુષ તે શે કળે ? ૪

તારા ગુણોથી મુગ્ધ થઇ ઋષિ મુનિજનો પણ એ વદે;
'ગૃહ તે ન ગૃહ પણ સત્ય 'ગૃહિણી' ગૃહ મનાય નિરાપદે;
જે સદનમાંહી સુંદરી સત્કારથી પૂજાય છે:
ત્યાં દેવતાનો સર્વદા અવિચલ નિવાસ મનાય છે." ૫

તું આમ આત્મા અર્પતી જાણે કદાચિત્ એમ કે;
છે કપટ વર્તન પુરુષનું તો કેમ તેને સહીં શકે ?
શી સ્થિતિ ભયંકર તે સમય તારા હૃદયની થતી હશે ?
આશા નિરાશાના તરંગો ચિત્તને ક્ષોભાવશે. ૬

નિઃશ્વાસની આ ઉષ્ણતા જ્વાળા મહા પ્રજ્વાળાવશે;
ને નેત્રના અશ્રુપ્રવાહો પ્રલયસ્નાન કરાવશે;
અંતે વિજય મળશે રમે ! નિષ્કપટ તવ અનુરાગને;
નિશ્ચય કપટભાવક સહેશે અતુલ દુઃખવિભાગને. ૭

સુખના સમયમાં સર્વ વૈભવમાંહીં ભાવે ભાગ લે;
યૌવનવને વિહરતાં સુખનરસ ધરે અધરે, ગળે;—
હસ્તદ્વયે આલિંગીને શાંતિ હૃદયમાં સ્થાપતી;
નાના પ્રકારે હાવ ભાવોથી વ્યથાને કાપતી. ૨

આપત્તિના અવસરમહીં અનુસરાગથી અર્દ્ધાંગને !;
ધૃતિ ધારીં ધૈર્ય વધારતી સમભાગથી સહીં કષ્ટને;
રક્ષી સતીત્વ સુશીલતા સંતોષ જન્મ સુધારતી;
પાપી પુરુષને સૌખ્યદા તું પૃથ્વિમાં પ્રમદા સતી ! ૩

તારા તનૂને તરુણિ ! જે કો સ્પર્શતો કુવિચારથી;
વંચિત થતો ચાંડાલ તે સુરલોકના અધિકારથી;
હે પુણ્યદેવી ! સ્થાન તેને નરકમાં પણ નહિ મળે;
તારા અગમ્ય પ્રભાવને પામર પુરુષ તે શે કળે ? ૪

તારા ગુણોથી મુગ્ધ થઇ ઋષિ મુનિજનો પણ એ વદે;
' ગૃહ તે ન ગૃહ પણ સત્ય 'ગૃહિણી' ગૃહ મનાય નિરાપદે;
જે સદનમાંહી સુંદરી સત્કારથી પૂજાય છે;
ત્યાં દેવતાનો સર્વદા અવિચલ નિવાસ મનાય છે." ૫

તું આમ આત્મા અર્પતી જાણે કદાચિત્ એમ કે;
છે કપટ વર્તન પુરુષનુ તો કેમ તેને સહીં શકે ?
શી સ્થિતિ ભયંકર તે સમય તારા હૃદયની થતી હશે ?
આશા નિરાશાના તરંગો ચિત્તને ક્ષોભાવશે. ૬

નિઃશ્વાસની આ ઉષ્ણતા જ્વાળા મહા પ્રજળાવશે;
ને નેત્રના અશ્રુપ્રવાહો પ્રલયજ્ઞાન કરાવશે;
અંતે વિજય મળશે રમે ! નિષ્કપટ તવ અનુરાગને;
નિશ્ચય કપટભાવક સહેશે અતુલ દુઃખવિભાગને. ૭

અબલા કહે છે સર્વ પણ પ્રબલા કહુંછું હું તને;
તું વીર્યધારક, વીર જનની, વીરદાર વશાનને !;
રણભૂમિમાં સંગ્રામ તેં રિપુ સાથ શું કીધો નથી ?;
કર્તવ્ય તારૂં ન્યૂન શું, અબલા તને મનુજે કથી ? ૮
આવી સકલગુણકોષરૂપા કામિનીના હૃદયને;
જીતી શકે નહિ તે ન જિહ્વાવાન નર ભાસે મને;
આશા પિપાસા એ જ નારાયણમને રહી છે વસી;
તું એક વેળા સુંદરી ! બોલાવ રતિ ધારી, હસી. ૯

ગીતિ

જે પતિને રતિ ધારી, સુમતિ વધારી સદા સતી નારી;
કૃપાકટાક્ષે ભાળે, વિજયશ્રી તે નરને વરનારી. ૧૦



## વસંતે વલ્લભોક્તિ.*

દોહરા

આજે છે શ્રી પંચમી, કામજન્મદિન વાહ !;
થયો વસન્તારમ્ભ શુભ, જનમનમાં ઉત્સાહ. ૧
ઋતુ બદલ્યો વિકસિત કુસુમ, આવ્યો નિકટ વસન્ત;
શૈત્યભીતિથી મુક્ત જન, થયો અંત હેમંત. ૨
મોદક ભૂઆદર્શ ને, પ્રેમી મુદિત વિલોક;
મધુકર મધુરવયુત ઉડે, નષ્ટ વિશ્વને શોક. ૩

* આ કાવ્ય ઈ. સ. ૧૯૦૨ માં લખાયલી અને ઈ. સ. ૧૯૦૪ માં પ્રકટ થયેલી મારી 'વિયોગિની' નામક નવલકથામાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે.

એવા સરસ સમય વિષે, મેં મન ઉપવનમાંહિ;
વહ્લરી જે રોપિત કરી, સીંચી નયન જલ આંહિ. ૪
તેની જે આ મંજરી, યથા એક ઉપહાર;
કરું સમર્પિત હે પ્રિયે !, પ્રેમે અંગીકાર. ૫
કેમ કરું ને શું કરું ?, કો દેખાડ ઉપાય;
પ્રિયે ! અહર્નિશિ જે થકી, તવ મુખદર્શન થાય. ૬
પ્રમદે ! તવ મિલનાર્થ આ, જીવ અતિ અકળાય,
જનલજ્જાના જાલમાં;—બદ્ધ, ન મળવું થાય. ૭
દર્શનાર્થ આતુર નયન, વચનશ્રવણે કાન;
પરિરંભણમાટે હૃદય, પ્રિયે ! સત્ય એ માન. ૮
પક્ષ ન દીધા રે પ્રભો ! ઉડી ન શકું આકાશ;
નહિ તો ક્યમ આ પળસુધી, સહું આટલો ત્રાસ ! ૯
નિશા નિશાપતિહીન ને, કર્ણહીન નૌકા જ;
તદ્વત્ હું તવહીન છું, પ્રાણ ! આવિ મળ આજ. ૧૦



## નવયૌવનાદર્શન*

ગજલ

રસીલાની રતિએ કૈં અજબ જાદૂ કરેલો છે;
મદનનો ગર્વ હરવા એ રસીલો અવતરેલો છે.—ર.
હરે છે ચિત્ત દર્શનથી, હરે છે સ્પર્શથી લજ્જા;
સુધાનો સ્વાદ ચુંબનમાં, મધુર મીઠો ભરેલો છે.—ર.

---

* આ કાવ્ય ઈ. સ. ૧૮૯૫માં લખાયલા અને ભજવાયલા મારા "રા દમયંતી' નાટકમાંથી અહીં લેવામાં આવ્યું છે.

ન છૂટે ધ્યાન પ્રતિમાનુ, સ્મરણમાં ઈશ ના આવે;
હૃદયમાં ઘર કરી એવો, વિલાસી એ વસેલો છે.-૭.
પધારો, ગજ ! થાકી આંખડી આ વાટડી જોતી,
વિરહની વેદના ટાળો, મદન મદથી છકેલો છે-૮



## તપસ્વી વા પ્રેમપરિણામ*

સ્થળ પર્વતપ્રદેશ સમીપ નિબિડ અરણ્ય અને તપસ્વીના પર્ણકુટી

પાત્રો-તપસ્વી અને પ્રવાસી

શાર્દૂલવિક્રીડિત

પ્રવાસી:—

"જો જો તે દરીમાંહીં દીપ બળતો શોભાવતો તેહને;
પોતાના અતિ મંદ મંદ કિરણો વિસ્તારિ, હું એહને,—
જોવા ઈચ્છું બતાવ ભાવ ધરીને, અજ્ઞાત પથા મને,
ને લે ચાલ દયાળુ તાપસિ ! તહીં, આભાર માનું મને ૧

છે આધાર નહિ તથાપિ ધરિને, મંદા ગતિ દેહમાં,
શક્તિ રંચ ન તો ય હોય વનને, ભેદુ મતિ સ્નેહમાં,
સર્વત્ર પ્રસરેલ વેલ તરુની, ઘાટી ઘટા ઘાટમાં;
ચાલુ હું શ્રમ ધારી ભાર્ગ ન થતું, ન્યૂનત્વ કૈ વાટમાં" ૨

---

* આ ત કવિ "ગોલ્ડસ્મિથ્" ના "ધિ હર્મિટ" નો આ પદ્યબંધ અનુવાદ 'સમાલોચક' ત્રૈમાસિકના ઈ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરી માસના (૧ લા) તથા એપ્રિલ માસના (૨ જા) અંકમાં પ્રગટ થઈ ગયો હતો

તપસ્વીઃ—

" રે ! રે ! ધૈર્ય ન હાર પાંથ; ન થતો, એવો કદા સાહસી;
ના, એ દીપ ન દુઃખહાર જનનો, જેને જુએ તું હસી;
વ્યાપ્યો ચો દિશિ અંધકાર નિરખી, કીજે મનોનિગ્રહ;
ત્વદ્દૈવ તને મને ભ્રમવતું, માટે ન તેને ગ્રહ. ૩

વસન્તતિલકા

જેને ન હોય વસવા ઘરબાર વાડી,
તેકાજ પર્ણકુટિકા મમ આ ઉઘાડી;
આંહી ન યદ્યપિ વિશેષ વમે જ અન્ન,
દૌં તદપિ અતિથિને થઈ ને પ્રસન્ન. ૪

હે પાંથ ! આવ મમ પર્ણકુટીરમાં તું;
લૈને યથારુચિ સુભોજન તુષ્ટ થા તું;
શય્યા વિશે તૃણતણી થઈ સુપ્ત શાન્ત;
વીતાડ રાત્રિ સુખરૂપ સુબંધુ ભ્રાન્ત ! ૫

યોગિની[1]

પશુગણ આવે નિર્ભયતાથી, તૃણ ચરવા આ કંદરમાંથી;
પણ નહિ મારી માંસ ગ્રહું હું, મમ સમ જીવો કેમ દહું હું ? ૬

પ્રભુ કરતો મારી જ્યમ રક્ષા, ચહું કરવા તેની ત્યમ રક્ષા;
મન અદયા જો માનુષ ધારે, પશુ મનુજોમાં ભેદ લગારે ? ૭

---

૧. યોગિની વૃત્ત કવીશ્વર દલપતરામ કૃત ગુજરાની પિંગળમાં નથી એ વૃત્તની રચના એક હિંદી પિંગળ અનુસાર કરવામાં આવેલી છે. ૧૨ અક્ષરના એ વૃત્તમાં નગણ, ગગણ, ભગણ ને ગુરુ આવે છે.

ભુજંગપ્રયાત

ફલદ્રૂપ આ ગોત્રના ભાગથી જો,
નિશામિષ હું લાવતો ભક્ષ્ય ચીજો;
ફળો કન્દ મીઠાં ! બહુ સ્વાદયુક્ત,
ઝરામાંથી વારિ ભરૂં માદમુક્ત. ૮

વસન્તતિલકા

હે પાંથ ! આવ ધર ના મનમાંહીં શોક;
છે વ્યર્થ ખેદ સહુ ધ્યાનથી જો વિલોક;
સ્વલ્પાલ્પ વસ્તુ ભવ માનવને અવશ્ય.
તે યે લઘુ સમય, ના ચિરકાલ પશ્ય.'' ૯

કવ્યુક્તિઃ—

આકાશમાંથી પડતા હિમબિંદુ જેવાં,
તે તાપસી મૃદુલ વાક્ય વદ્યો જ તેવાં;
શમોળ એ અતિથિ રાત્રિ વીતાવવાને,
ચાલ્યો તહીંથી, ગુણી, ઝૂપડીમાં જવાને. ૧૦

તે ઘોર નિર્જન વને અતિ દૂર જો કે,
એકાંત પર્ણકુટિકા લઘુ ભૂમિ રોકે;
જો કોઈ થાય પર્યભ્રષ્ટ કદા પ્રવાસી,
આધાર પામી નિત તત્ર થતા સુખાશી. ૧૧

ભંડાર પર્ણકુટીમાં ધનનો ન બંધ;
તેથી ન કાર્ય વસુરક્ષણનો પ્રબંધ;
ઉઘાડી સાંકળ કરે કરી દ્વાર મુક્ત;
દીધો પ્રવેશ ઉભયે મહીં પ્રેમયુક્ત. ૧૨

જાતા પ્રદોષ સમયે કરીં પૂર્ણ કામ,
લેવા વિરામ શ્રમજીવીં મજૂર ધામ;
હોવાથીં શીત સમયેં પ્રજળાવીં તાપ,
દે તાપસી અતિથિને સુખનો પ્રતાપ. ૧૩

ભુજંગપ્રયાત

ફલાહાર રાખી સમીપે તપસ્વી,
કરે આગ્રહો હાસ્ય સાથે મનસ્વી;
કહીને રસે દન્તગાથા મજાની;
સ્વવેલા વીતાડે મુદે તે અમાની. ૧૪

દહાવી સ્વચિત્તે ખરો બંધુભાવ;
રમે ત્યાં શશાક્ દાખવી હાવભાવ;
ક્રીડાઓ કરે મિષ્ટ શબ્દો સુખાળા;
મનોરમ્ય અંબરજો ઊડીં ચાલ્યા. ૧૫

મનોહાર એ દૃશ્યમાંથી ન એકે;
ડિધો તે પ્રવાસી અશોકી વિવેકે;
ગુરુ ચિત્તમાંહી હતો દુઃખભાર;
વહી નીકળી નેત્રથી અશ્રુધાર. ૧૬

ગીતિ

પ્રેક્ષી પ્રવાસિપીડા,વનસ્થ મન નિજ દુઃખ થયું તાજું;
નય ધારી તે બોલ્યો,"તવ હૃદયે કયમ દુઃખ આમ આજું?" ૧૭

વસંતતિલકા

"ધિક્કારિયો પુરજને ભટકે શું તેથી?;
કે ખિન્નતા તવ મને વધતી વસેથી?;

સ્વસ્નેહનો ન ભવમાં બદલો મળેથી ?;
કિંવા તવ પ્રિયજને ઉપમર્દનેથી ?. ૧૮

જે સૌખ્ય પ્રાપ્ય ભવમાં ધનના જ રંગે;
તે નાશયોગ્ય ગણુ મિત્ર સમસ્ત અંગે;
જે માનતો જન પરંતુ મહત્ત્વ એનું;
ક્ષુદ્રત્વ તેથી અધિકું જનમાંહીં તેનું. ૧૯

મૈત્રી ખરેખર રહી અહીં નામમાત્ર;
મોહે ભ્રમાવી જનચિત્ત દહે સ્વગાત્ર;
છાયા પ્રસારી નિજની ધનકીર્તિલોભ;
અંતે રડાવે નરને ઉપજાવી ક્ષોભ. ૨૦

રે ! પ્રેમ એથી પણ પોકળ શબ્દ માનો;
તેથી ય મોહ વળી કેવળ જે સ્માનો;
જેવું તડાગજલથી ચલ નિત્ય પદ્મ;
ભાસે યથા ક્ષણિક ટર્ટલ—પક્ષિસદ્મ. ૨૧

ઉન્મત્ત હે તરુણ ! શાંત કરી સ્વચિત્ત;
તું તુચ્છ માન રમણીરતિ કીર્તિ વિત્ત;"

કવ્યુક્તિઃ—

બોલ્યો વનસ્થ, અતિથિસુખરંગમાં તો
આવ્યો પ્રકાશ રતિવિહ્વલનારી રાતો. ૨૨
આશ્ચર્યકાર અતિ આ નવ જે સ્વરૂપ;
જોતો વનસ્થ વદતો "અતિ એ અનૂપ !";

જેવો પ્રભાતસમયે નભરંગ થાય;
તેવી પ્રભા તરલ એ મુખમાં જણાય; ૨૩
દૃષ્ટિ સલજ્જ બહુ ઉન્નત પુષ્ટ છાતી;
દુઃખે ભરી પલપલે અતિ શાબ્દિ થાતી;
ચિહ્નો બધાં નિરખીં આ કિલ મોહકારી;
શંકા થઈ ન નર એ, પણ, ચારુ નારી. ૨૪
તેણે કહ્યું: "અબલ હું અતિ અજ્ઞ નારી;
યે પાપિની આ મઠવિષે પદ પાપિ ધારી;
જ્યાં ના રહે પ્રભુ અને તુજના વિના કો;
ત્યાં આવી હું ક્ષમ મને અપરાધ પાકો. ૨૫
હે દે મને તવ દયાર્થી વિભાગ અલ્પ;
પ્રેમે વિદગ્ધ ભ્રમતી પલ કોટિ કલ્પ;
હું શાંતિ શોધતી ફરૂં ધરી તીવ્ર આશા;
આવે અશાંતિ અતુલા, વિપુલા નિરાશા ૨૬

ઉપજાતિ

ટાઈન તીરે મમ તાતવાસ,
હતું વધારે ધન તેનો પાસ;
પુત્રી પિતાની હતી હું જ માત્ર;
તેથી થઈ હું ધનલાભપાત્ર. ૨૭
કર્યો પિતાસમર્થો સ્તુતિ મારી;
આવ્યા યુવાઓ બહુ, રાગધારી;
કરી પ્રશંસા મમ રૂપ કેરી;
બનાવટી, સત્ય અને અનેરી; ૨૮

### વસંતતિલકા

આવ્યા ઘણાક યુવકો ધનલોભદાખી,
કીધા પ્રયત્ન મમ કાજ સુશબ્દ ભાખી,
તે મધ્ય એક તરુણ પ્રિય એડવીન,
પ્રેમી, સ્વભાવ મૃદુ ને અભિમાનહીન. ૨૯

સાદા સદૈવ નિજ અંગ ધરે સુવસ્ત્રો,
જેના કરે ન ધન કે અધિકાર શસ્ત્રો,
પ્રજ્ઞત્વ તદપિ બહુ વળી યોગ્યતાઓ,
રે! સર્વથા પ્રિય મને ગમતી મતાઓ ૩૦

માન સમક્ષ ગિરિની દર્ગેમા સમર્થ,
ગાતો યદા મધુર ગાન અહા સદર્થ,
તદ્વંશ ગંધ મધુનો પવને પ્રસારે,
તદ્ગાન મિષ્ટ કરતુ તરુણજી હા રે! ૩૧

જે કાન્તિયુક્ત કુસુમો વિકસે પ્રભાતે,
આકાશમાર્ગ હિમબિંદુ તથૈવ આ તે,
(યદ્યપિ) તેનો દિસે અતિ મનોહર શુદ્ધ દેહ,
તચ્ચિત્તસામ્ય કરવા ન સમર્થ તેહ ૩૨

વૃક્ષસ્થ પુષ્પ વળી જે હિમબિંદુ તેમા,
શોભે સુરમ્ય તદપિ સ્થિરતા ન એમા,
તે રમ્ય તેમ દૃઢતાયુત એડવીન,
મારો જ થાત પણ હું બહુ ભાગ્યહીન. ૩૩

ભૂલાવવા અહીં નિરર્થક યુક્તિ યોજી,
તેને, ન લાભ મુજને કંઈ એ થયો જી,

તત્પ્રેમવાસ મમ ચિત્તવિષે છતાંય;
માન્યું સદૈવ સુખ તદ્દુઃખમાંહીં હાય! ૩૪

ધિક્કાર પામી મુજથી હતઆશ થૈને;
ગર્વેભરી ત્યજી મને, વનવાસ લૈને;
એકાંતવાસ કરી તે વસિયો જ તત્ર;
સ્વર્ગે ગયો મમ પતિ લહીં મૃત્યુ યત્ર. ૩૫

મારો જ દોષ સહસા મમ મંદ દેવ;
થાશે મને વિષમ શાસન રે અદૈવ;
કાન્તારવાસ તપીં તત્સમ હું કરીશ;
ભૂગર્ભમાંહીં પછીં સત્વર હું શમીશ. ૩૬

ત્યક્તા, નિરાશ, હતભાગ્ય થઇ સ્વતંત્ર;
પામીશ મૃત્યુ પછીં ત્યાં ભણી કાંતમંત્ર;
જે માર્ગ પૂર્વધૃત એડવિનેથી મિત્ર;
તે માર્ગગામિ થઈ, થૈશ હવે પવિત્ર." ૩૭

"બસબસ્ પ્રભો! ન સહનીય હવે વધારે!"
આલિંગિયો સુવનવાસી કરી પુકારે;
આનંદિતા યુવતિ થૈ નિજ કાંત જોઇ;
તે એડવીન નહિ અન્ય મનુષ્ય કોઈ ૩૮

"રે! આવ, આવ રસિકા સખી એંજલીના!;
આ એડવીનમિલને પતિમોહલીના;
જેનો તને વિરહ આ બહુ દુઃખ દે છે;
તે પ્રેમી આજ તુજને હૃદયે ધરે છે. ૩૯

આ સર્વ ત્યાગી કરી દારુણ દુઃખ શોક;
આલિંગ મોદસહિતા રતિથી વિલોક;
તારી તથૈવ મમ હોય સજીવ કાયા;
એકત્ર નિત્ય વસીશું ધરી પૂર્ણ માયા.[1] ૪૦

જે હે પ્રિયે તવ મનોસુદહાર વસ્તુ;
ઉચ્છ્વાસ ભેદક ખરે મમ ચિત્ત અસ્તુ;
થાવું કદાપિ નહિ આ ભવમાં વિયુક્ત;[2]
રેવું સદૈવ સહ થૈ રતિરાગયુક્ત. ૪૧

કવ્યુક્તિઃ-( આશીર્વાદ )

વિયુક્ત આ પ્રેમિદ્વય, મિલનથકી પામ્યા અતિ આનંદ;
તેમ સર્વને અર્પો, સદૈવ આનંદ જ પરમાનંદ.[3] ૪૨



## પ્રેમતત્ત્વજ્ઞાન*

### ગીતિ

મૃદુ મંજુલ કલનાદી, લઘુ નિર્ઝર[4] સરિતામાં જઇ મળતા;
નદી નાથ [5]નીરધિને, ભાવે ભેટે કવિવર એ કળતા. ૧

પૃથ્વીમાંના પવનો, રહે પરસ્પર મળી સદા રાગે;
બેનુ સંમેલન તે, નૈસર્ગિક છે નિયમ અચલ લાગે. ૨

---

* પ્રખ્યાત આંગ્લ કવિવર શેલીના 'લવ્સ ફિલોસોફી' શીર્ષક શુ કાવ્યના આધારે રચાયલું આ કાવ્ય આજથી વીસ વર્ષ પૂર્વે 'ભારતજીવન' નામક માસિક પત્રમાં પ્રથમ પ્રગટ થયુ હતું

૧ માયા=પ્રીતિ ૨ વિયુક્ત=વિયોગી ૩ પરમાનંદ=ઇશ્વર ૪ નિર્ઝર=ઝરો, ઝરણું ૫ નીરધિ=ઉદધિ, સમુદ્ર

ઉન્નત કરી સ્વમસ્તક, નભને ચુંબે ગિરિ લજ્જા મેલી;
સાગરસલિલસુલહરી, પરિભ્રમણથી કરે મિલનકેલી. ૩

કુસુમાકરનાં[1] કુસુમો, એકમેકને રહે સદા ભેટી;
મિહિર[2] મહીને[3] ભેટે, પ્રકાશકરથી,[4] યદિ વસુધા છેટી. ૪

સમુદ્રજલચુંબનનો, શશાંક[5] લેતો શનૈઃ શનૈઃ સ્વાદ;
આલિંગન ચુંબનનો. સર્વત્ર વ્યાપક એ ઉન્માદ. ૫

કેમ ન હું આલિંગું, તને, પ્રિયતમે ! વદ, લજ્જા ત્યાગી;
અન્યાલિંગન ચુંબન, વ્યર્થ, ન જો તું મદીય રતિભાગી. ૬



## દિવ્ય ભરતભૂમિ*

સવૈયા એકત્રીસા

વશિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, જમદગ્નિનું જન્મસ્થાન;
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે પ્રકાશતી સૂર્ય સમાન;
બ્રહ્મરસિક વૈદિક ઋષિવરનાં જ્યાં ગવાય છે ગૌરવગાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૧

વ્યાસ, જૈમિનિ, કણાદ, ગૌતમ, કપિલ, પાણિનિ પ્રજ્ઞમહાન;
યાજ્ઞવલ્કયવાત્સ્યાયનવાણીસરિતાનું જલ સુધા સમાન;
તેનું જેનાં ભાગ્યશાળિ જન કર્યું કરે નિરંતર પાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૨

---

* આ કવિતા ઈ સ. ૧૯૦૮ મા રચવામાં આવી હતી અને ઈ. સ. ૧૯૧૪ મા ' હમ્મીર હઠ ' નામક નવલકથામા પ્રથમ વાર પ્રકટ થઇ હતી.

૧ કુસુમાકર=ઉપવન, ઉદ્યાન, બગીચો. ૨ મિહિર=સૂર્ય. ૩ મહી=પૃથ્વી. ૪ પ્રકાશકરથી=પ્રકાશરૂપ હસ્તોવડે ૫ શશાંક=ચન્દ્ર.

ભાર્ગવ; રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ, કર્ણ, અર્જુન બળવાન;
નામ સાંભળી જે વીરોનાં થાય વીરનું હૃદયવિતાન;
જ્યાં ગીતાથી કૃષ્ણે આપ્યું કર્મયોગનું તત્ત્વજ્ઞાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૩

કર્યું અવતરી જેમાં બુદ્ધે દયા અહિંસાનું સન્માન;
વચનકાજ હમ્મીરે આપ્યું જ્યાં હઠથી જીવનબલિદાન;
સરિતા ગંગા સિન્ધુ સમી જ્યાં, જ્યાં પર્વત હિમગિરિપ્રધાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૪

કર્મ ધર્મના મર્મ, સભ્યતા, સંસ્કૃતિ જ્ઞાન અને વિજ્ઞાન;
એ વિષયોનું સકળ સૃષ્ટિમાં પ્રથમ થયું જ્યાંથી આધાન;[1]
સર્જાયલી છે થવા જગદ્ગુરુ ભાગ્યવતી જે ભૂ[2] ઉત્તાન;[3]
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૫

બ્રહ્મવાદિની ગાર્ગી, મૈત્રેયી ને સાવિત્રી સજ્ઞાન;
સીતા, તારા, દમયન્તી, પાંચાલી સ્ત્રીકુલકીર્તિનિદાન;
કુલમહિલા[4] જ્યાં કૃતાર્થ થાતી ધરી એમનું હૃદયે ધ્યાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૬

કર્મયોગના રહસ્યનું જ્યાં તિલકે[5] આપ્યું ઉત્તમ દાન;
જ્યાં અરવિન્દે[6] કરમાં ધાર્યું ઉન્નાયક[7] યૌગિક વૈમાન;
કરી રહી છે જ્યાંની જનતા સ્વતંત્રતાપથમાં પ્રસ્થાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન. ૭

---

૧ આધાન=સ્થાપના. ૨ ભૂ=ભૂમિ. ૩ ઉત્તાન=વિશાળ, વિસ્તૃત. ૪ કુલમહિલા=કુલકામિની, કુલીન સ્ત્રી. ૫ તિલક=સ્વ. લોકમાન્ય બાળ ગંગાધર તિલક. ૬ અરવિન્દ=ઋષિવર્ય શ્રી અરવિન્દ ઘોષ. ૭ ઉન્નાયક=ઉચ્ચ પ્રદેશમાં લઈ જનાર.

ધર્મભૂમિ ને વીરભૂમિ આ ભારતનું જાળવવા માન;
વીરહાકથી ઉઠો વીર નરનારી ભારતનાં સન્તાન;
ઉન્નતિમાટે ઐક્ય વધારી કરો ભેદપર શરસંધાન;
અહીં મેળવો યશઃકીર્તિને અમરલોકમાં મુક્તિવિધાન. ૮



## સંન્યાસીનો સંદેશ*

### હરિગીત

જે દૂરના સ્થાને કદાપિ ન વિશ્વબાધા વિચરતી;
ધન, કીર્તિ, સુખ આશા ન જેની શાંતિને સંહારતી;
જ્યાં જ્ઞાનસરિતાનો પ્રવાહ પ્રબળ વેગે પ્રવહતો;
જ્યાં સત્ય ને આનંદનો સંગમ નિયત અવિચલ થતો;
એવાં મહાઘન વન તથા ગિરિગુહામાં જન્મેલ તું;
હે મંત્ર ! જાગ્રત થઈ હૃદયમાં મોદ ધારી ખેલ તું;
ગંભીર સંન્યાસિન્ ! કહે ઉચ્ચ સ્વરે એ મંત્રને;
છે નામ જેનું ' ૐ तत्सत् ૐ ' એ સુખતંત્રને. ૧

સંસારમાં જે નીચતાથી બાંધતાં દુઃખે તને;
તે કૃષ્ણ ને નિર્મૂલ ધાતુનાં બનેલાં ચળ અને;
ચળકાટવાળા સ્વર્ણનાં સંહાર જે જે બંધનો;
સારૂં નઠારૂં, પ્રેમ ને ધિક્કાર એ સહુ દ્વૈતનોઃ–

---

* અભેદમાર્ગપ્રવાસી શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીકૃત "The Song of the Sannyasin" શીર્ષક અંગ્રેજી કાવ્યનો આ મુક્ત અનુવાદ ઇ. સ. ૧૯૦૮ માં કરવામાં આવ્યો હતો અને 'વિવેકાનન્દ વિચારમાળા'ના પ્રથમ પુષ્પ-ભાગ-માં 'સંન્યાસીનું સ્તોત્ર' શીર્ષકથી પ્રથમ ઇ. સ. ૧૯૧૧ માં પ્રકટ થયો હતો.

. સંહાર કર સત્વર અને મનમાંહીં માની લે સદા;
છે દાસ અંતે દાસ, તે પરતંત્ર, મુક્ત નહિ કદા;
હોયે ભલેને કનકનું તો યે અધમ બંધન ગણો;
તે લેશ દુખદ લોહબંધનથી ન, માટે તે હણો;
સાહસી સંન્યાસિન્ ! પ્રબળ એ મંત્રના ઉચ્ચારથી;
જે ' ૐ तत्सत् ૐ ' નામે જ્ઞાત, મળ અવિકારથી.[1] ૨

દ્રુદ્દ-અંધકાર વિદાર, મિથ્યા વાસનાને માર તું;
જે દાખવીને તેજ ઘસડે અંધકારે, સાર[2] તું;
જીવનપિપાસા મારી દે, તે સર્વદા અથડાવતી;
સંભવ[3] મરણના ચક્રમાં આત્મા ભમે ભટકાવતી;
જે મનોજેતા તે જ સાચો ભવવિજેતા[4] માનજે;
આ વિશ્વબાધાને ન તેથી કોઈ કાળે વશ થજે;
અવિકાર ને આનન્દદાયક કર સદા તે ગાન જે;
છે ' ૐ तत्सत् ૐ ' નામક, મુક્તિમાં બહુમાન[5] જે. ૩

' જે યથા વાવે લણે તેવું,' વિશ્વમાં બોલાય છે;
કારણે પ્રમાણે કાર્યનું પરિણામ પણ દેખાય છે;
પરિણામ ઉત્તમ કાર્યનું ઉત્તમ જ નિશ્ચિત થાય છે;
ને અધમનું છે અધમ, એ સંન્યાય નહિ લોપાય છે;
રૂહે રૂપધારી બંધનોમાં બદ્ધ, એ દઢ નિયમ છે;
પણ રૂપ નામ ઉભયથકી આત્મા પૃથક્ નિર્નિયમ છે;
આત્મા સદા છે મુક્ત ને તું તે જ આત્મસ્વરૂપ છે;
એ જાણી વદ તું ' ૐ तत्सत् ૐ ' કે તદ્રૂપ છે. ૪

---

. ૧ અવિકાર=પરમાત્મા, પરબ્રહ્મ. ૨ સાર=ત્યાગી દે. ૩ સંભવ=જન્મ.
૪ ભવવિજેતા=વિશ્વવિજેતા. ૫ બહુમાન=મહત્વશીલ, માનયુક્ત

ધરે ભાવના એવી હૃદયમાં, 'સર્વ શાંતિ પામજો;
કો પ્રાણિને મારા થકી અણુમાત્ર દુઃખ નહિ થજો;
ઉન્નત તથા અવનત સકળનો હું જ આત્મા એક છું;
આ લોક કે પરલોકજીવનથી સદા વ્યતિરેક છું;
આ ભૂમિ, સ્વર્ગ તથા નરક, આશા તથા ભય સકળનો;
મેં ત્યાગ કરીને, મોદથી છે મંત્ર લીધો અકળનો';
એ ભાવથી બંધન બધાં કાપી, સદા ઉચ્ચારજે;
તે 'ॐ तत्सत् ॐ' મંત્ર જ મોક્ષનો ભંડાર જે. ૮

આ દેહ જીવે કેમ ચાલે, એ ન લેતો ધ્યાસમાં
દે વિચરવા તેને સદા કર્માનુસારે પ્રયાસમાં;
અર્પે ભલે કો પુષ્પમાળા, દેહને કોઇ દમે;
ઉચ્ચારવો નહિ શબ્દ મુખથી શુભ અશુભ કોઈ ક્રમે;
જ્યાં સ્તુત તથા સ્તુતિકાર તેમ જ નિંદ્ય નિંદક એક છે;
સ્તુતિ તથા નિંદા માનવી ત્યાં, એ વિષમ અવિવેક છે;
એ ધારણાથી શાંત થા, ને બોલ સંન્યાસિન્ ! અરે;
તે 'ॐ तत्सत् ॐ' જે તાપ ત્રિવિધને પરિહરે. ૯

જે સ્થાનમાં ધનલોભ, વૈભવ પિપાસાનો વાસ છે;
તે સ્થાનમાંહી સત્યના સંચારનો નહિ ભાસ છે;
જે પુરુષ લલનાલુબ્ધ છે, નહિ પૂર્ણતા તે પામતો;
મમતા હૃદયમાં ધરી જેણે તે કદા ન વિરામતો;
વળી કોપની દૃઢ શૃંખલાથી બદ્ધ જે નર હોય છે;
તે પ્રબળ માયાદ્વારમાંથી નીકળે નહિ કોય છે;
માટે ત્યજી એ બંધનો વદ ભાવી સંન્યાસિન્ ! હવે;
તે 'ॐ तत्सत् ॐ' કે જે મંત્ર મોક્ષદ છે ભવે. ૧૦

હે મિત્ર ! કોઈ સ્થાનને તું ગૃહ કદાપિ ન માનતો;
આશ્રય તને મળશે ન ક્યાંયે સુખદ કે મનમાનતો;
આકાશ તવ ગૃહછત્ર છે, તૃણભાર છે શય્યા ખરી;
જે ભાગ્ય અર્પે વર અવર તે ખાનમાટે ભાખરી;
જે સત્ય આત્મા જ્ઞાનથી નિજ રૂપને જાણી ગયો;
તે ખાનપાનવિભેદથી છે સર્વથા મુક્ત જ થયો;
કૂલંકષા[1] સમ થઈ રહે નિગ્રહી સંન્યાસિન્ ! તથા;
તે ' ૐ तत्सत् ૐ ' નો ઉચ્ચાર કર, નાશે વ્યથા. ૧૧
સુણ, સત્યના જ્ઞાતા તને થોડા જ મળશે માનવી;
ધિક્કારશે તેઓ તને જે છે મનુષ્યો દાનવી;
પણ તેમના પ્રતિ તું કદાપિ ન કોપને દર્શાવતો;
જઈ ભિન્ન ભિન્ન સ્થાનમાં રૂહે જ્ઞાનદીપ જગાવતો;
સુખકામના ને દુઃખભીતિ રહિત થઈ સંસારમાં;
માયાપટલ, અજ્ઞાનતમમાંથી મનુજ–ઉદ્ધારમાં;—
યત્નો કરી, સુખદુઃખસંગવિહીન, સંન્યાસિન્ ! બની;
કર ઘોષણા તું ' ૐ तत्सत् ૐ ' એ શુભ મંત્રની. ૧૨
યાવત્ વિનષ્ટ કર્મસત્તા થાય પૂરી મૂળથી;
ને મુક્ત આત્મા સર્વથા, ત્યજ મંત્ર એ નહિ ભૂલથી
અંતે ન રૂહેશે જન્મ, મૃત્યુ, અહંત્વ આદિક ભિન્નતા;
ઈશ્વર મનુજની ભાંગશે એ ભેદજન્યા ખિન્નતા;
જે 'अहम्' તે 'सर्वम्' થશે, ' હું સર્વ છું ' એ ભાવના;
સુવિશાળ વિશ્વ બ્રહ્મમય છે એ થશે પ્રસ્તાવના;
તું જાણ કે તું તે જ છે, હે સુજ્ઞ સંન્યાસિન્ ! સદા;
એ ' ૐ तत्सत् ૐ ' ની છે સુષુપ્તિમાં જાગ્રત દશા. ૧૩

૧ કૂલંકષા=જેનો પ્રવાહ અત્યંત વેગવાન્ હોય છે તેવી સરિતા.

## પ્રબુદ્ધ ભારતને !*

### રુચિરા અને સવૈયા એકત્રીસા

નિદ્રાથી જાગ્રત થા, ભારત, એક વાર તું પુનરપિ આજ;
મરણ ન હોતું, હતી એ નિદ્રા કેવળ નવીન જીવનકાજ;
કમળનેત્રને વિરામ દેવા જેથી તે તેજસ્વી થાય:
થઈ શાંતિની સીમા માટે ધર ન હવે આલસ્ય જરાય. ૧

તારી તીર્થ પ્રતીક્ષા કરતું ઊભું છે આ વિશ્વ વિશાળ;
શીઘ્ર નયન ખોલી પોતાનાં, પામે આવેલાને ભાળ;
છે પ્રતિમા સાક્ષાત સત્યની, તું, ભવમાં તવ મરણ નથી;
નિર્ભય થા, ભયરત ભારત ! તું, પ્રયત્નમાંહી લાગ મથી. ૨

નહિ ન્યૂન થાવા દે શાંતિ, મૃદુ ચરણે આગળ વ તું;
સશક્ત, દૃઢ, આનંદયુક્ત, ગંભીર, મુક્ત અતિશય થા તું;
દુભવીશ નહિ કોઇ જીવને, ધૂલિને ય મસ્તક ધારી;
પ્રબુદ્ધતાથી ચાલ, વચન મુખથી ઉત્તેજક ઉચ્ચારી. ૩

જે વસુધાના પ્રેમી હૃદયે તવ લાલન પાલન કીધું;
તારી વૃદ્ધિ તથા સુખમાટે પોતે દુઃખ ખમી લીધું;
જન્મભૂમિ આજે તે તારી તારા હસ્તથકી ગઈ છે:
બહુ દુર્દશા, ભારત ! તારી વર્તમાન કાળે થઈ છે. ૪

---

* અદ્વૈતમાર્ગપ્રવાસી શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીકૃત "To The Awakened India" શીર્ષક કાવ્યનો આ અનુવાદ ઇ. સ. ૧૯૦૮માં રસ્તામાં લખ્યો હતો અને 'વિવેકાનન્દ વિચારમાળા' ના પ્રથમ પુષ્પ-ભાગ-મા પ્રથમ ઇ. સ. ૧૯૧૧ માં પ્રકટ થયો હતો.

ચિન્તા નહિ, છે દેવ સદા બળવાન, નિયમ એ ભવનો છે;
અત્યાન્તર થાતું સહુ વસ્તુનું, અભિલાષ વિભવનો છે:
નવીન સત્તા મળશે મહતી, માટે તું નિશ્ચિન્ત બની;
આગળ વધ આશાથી રણમાં, ઉદ્ધરવા ભારત જનની! ૫

હરિગીત

જે સ્થાનમાં છે મેઘથી ઘેરાયલી હિમકણતતિ;
જેના પ્રભાવે માનવીની બુદ્ધિની થતી ઉન્નતિ;
તે હિમકણો નિજ શક્તિને તવ અંગમાંહી પ્રેરતા;
અદ્‌ભુત નવીનાકૃતિકરણમાં, જો, તને ઉત્કેરતા; ૬
સ્વર્ગીય સરિતા નાદને તારા, સ્વહર્ષે ભેળવે;—
નિજના અમર સંગીત સાથે, જેથી ઉત્તેજન ભવે;[1]
તવ દેવદારુની સુછાયા અચલ શાંતિ સમર્પતી;
તું એવી સગુણા જન્મભૂમિથી નીકળ ધરી સન્મતિ. ૭

રુચિરા

હિમગિરિતનયા અતિ મૃદુ નિર્મળ પવિત્ર ઉમયા નામ ધરી;
સકલ શક્તિ ને સકલ જીવની જનનીરૂપા સદા ઠરી;
સર્વ કાર્ય કરતી સત્તાથી, એક મહીંથી બહુ કરે;
જેની કૃપા ઉઘાડે સત્વર સત્યદ્વારો આવી કરે.[2] ૮
સમષ્ટિમાંહી દેખાડે એકત્વ અલૌકિક શક્તિથી;
અર્પી પરિઘમરહિત શક્તિ તવ અંગે, બોલું ભક્તિથી;
એ જ શક્તિ લઈ જશે તને તે અનંત પ્રેમાના[3] દેશે;
કહેર, દ્વેષ વિનાશી તને એ સમતાશીલ કરી દેશે. ૯

---

૧ ભવે=ઉત્પન્ન થાય. (અહીં 'ભવ'નો ક્રિયાપદ તરીકે ઉપયોગ કરાયો છે.) ૨ કરે=દસ્ત અથવા હાથવટે. ૩ પ્રેમા=પ્રેમ, પ્રીતિ.

મહન્ત દેશ, જેઓને કે દેશકાળનો બાંધ નથી;
મહાપિતા તે એમ જાતિના, જેની ગરિમા બહુ કથી;
ધરાવતા'તા જ્ઞાન સત્યનું, જેની તુલના કયાંય નથી;
સત્યાસત્યજ્ઞાન કરાવ્યું, અહોને દિનરાત્રિ મથી. ૧૦

એવા મહન્ત દેશાઓના દાસ થવાનું ભાગ્ય મળ્યું;
ગુપ્ત તત્ત્વ એ અદ્ભુત મળતાં, ઘોર ચિત્ત-અજ્ઞાન ટળ્યું;
'બ્રહ્મ સર્વ છે, એક સર્વ છે,' એમ જાણવું અવનીમાં;
એ જ તત્ત્વથી પડતો અટકીશ, ઊંડી પીડા ભવનીમાં[1] ૧૧

સવૈયા એકત્રીસા

નિર્મળ ને મૃદુ કંઠસ્વરથી વિશુદ્ધ પ્રેમાને ઉચ્ચાર;
નિરખ કેટલાં દશ્ય થાય છે લુપ્ત નિત્ય, તેમને વિચાર;
અસંખ્ય સ્વપ્નપટોનો ક્રમથી લોપ થતો જાતો આ વાર;
અંતે કેવળ સત્ય, એકલું સત્ય પ્રકાશે એ નિર્ધાર. ૧૨

રુચિરા

માટે તું ઉપદેશ આપ આ સૃષ્ટિને દઢ ભાવ ધરી;
'સ્વપ્નરૂપ સંસાર સર્વ આ વિચિત્ર રચના સકળ કરી;
કર્મ ગુંથતાં વિચારરૂપી [2]સુમનોની અગુણા[3] માળા;
હોય પુષ્પ સૌગંધ્યયુક્ત, દુર્ગન્ધયુક્ત પણ લમરાળાં; ૧૩
પરંતુ 'નહિ' માંથી જન્મેલાં કર્મોનું કૈં મૂળ નથી;
'સત્' ના એક શ્વાસાઘાતે 'નહિ'માં મળતાં, કહું કથી;

---

૧ ઊંડી પીડા ભવનીમાં=સંસારની ગહન પીડામાં. ૨ સુમન=પુષ્પ.
૩ અગુણા=દોરી અથવા તાર વિનાની.

માટે તું ગંભીર થઇને, એ 'સત્' ને સ્વીકારી લે;
એકરૂપ થા એની સાથે, સ્વપ્નસૃષ્ટિ સંહારી દે.' ૧૪

પણ ન એમ જો કરી શકે તું, તો સત્સ્વપ્નોને જોજે;
શાશ્વત૧ સ્નેહસ્વરૂપ સ્વપ્નો જોઇ મનોદ્વેષો ખોજે;
સત્ય માર્ગ જે બંધવિમોચન૨નો તે એ જ વિચારી જો;
સત્યનિરૂપણ કર દૃઢતાથી પ્રેમભાવના ધારી જો. ૧૫



## શાન્તિ*

### હરિગીત

જો જો અરે દેખાય વસ્તુ બલવતી આ આવતી;
સત્તા છતાં સત્તા નથી એ જ્યોતિ દિવ્ય પ્રભાવતી;
જે ધ્વાન્ત૩માં જ્યોતિ પ્રખર ને તેજમાં છાયા સમી;
તે ભવ્ય પ્રતિમા આજ અંતઃકરણમાં આવી શમી. ૧

આનન્દની એ લાગણી સુખથી કદાપિ ન જે વહી;
એ વેદના છે તે ન જેની વેદના થઇ છે કદી;
એ અમર જીવન છે છતાં જીવન ન એણે ભોગવ્યું;
શાશ્વત મરણ હોવા છતાં નહિ દુઃખ કોઇએ અનુભવ્યું. ૨

---

* અભેદમાર્ગપ્રવાસી શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીકૃત 'Peace' શીર્ષક અંગ્રેજી કાવ્યનો આ અનુવાદ ઇ. સ. ૧૯૧૫ માં કરાયો હતો અને ઇ. સ. ૧૯૧૬ મા 'વિવેકાનન્દ વિચારમાળા'ના પંચમ પુષ્પ–ભાગ–માં પ્રથમ વાર પ્રકટ થયો હતો.

૧ શાશ્વત=નિત્ય, સદા ટકી રહેનારૂં. ૨ બંધવિમોચન=બંધનમુક્તિ.

એ હર્ષ અથવા શોક એવી કોઇ પણ વસ્તુ નથી;
એ વસ્તુ તે છે જે ઉભયના મધ્યમાંહીં વિરાજતી.
ઉજ્જવલું પ્રભાત નથી, નથી એ તમોવ્યાપ્ત[૨] વિભાવરી[૩];
એકત્ર કરનારી ઉભયની શૃંખલા છે એ ખરી. ૩

સંગીતમાંનો અતિ મનોહર એ મધુર વિશ્રામ છે;
ને જે પવિત્ર કલા વિશે લેવાય તે આરામ છે;
એ વ્યક્તિના સંવાદમાં એ શ્રમવિદારક મૌન છે;
એ વિકૃતિના આવેશમાંહી મનઃસ્થૈર્ય અગૌણ છે. ૪

સૌન્દર્ય છે પણ કોઇને એ કદા દેખાયું નથી;
સંગીત છે પણ ગવાયું કે કદા સંભળાયું નથી;
એ પ્રીતિ તે છે જે વસે છે નિત્ય વિશ્વે એકલી;
છે જ્ઞાન, પણ અદ્યાપિ એને કોઇયે ન શક્યું કળી. ૫

એ જીવનોના મધ્યમાં એ જાણજો કે મરણ છે;
ને ઉભય ઝંઝાવાત મધ્યે શાન્તિ બહુસુખકરણ છે;
જેમાંથી સૃષ્ટિ ઉદ્‌ભવી ને લીન જેમાં થઇ જતી;
તે શૂન્ય પણ છે એ જ જેમાં વિકૃતિ કાંઇ નથી થતી. ૬

આ અશ્રુબિન્દુ હસિત મુદ્રા ધારવા જ્યાં જાય છે;
એ વસ્તુ અંતિમ સાધ્ય જીવનનું સદા કહેવાય છે;
જો ઓળખી નહિ હોય એને, એ વિશે ટં ભ્રાન્તિ છે;
તો જાણી લ્યો હે બંધુજન, એ પરમ વસ્તુ શાન્તિ છે! ૭



---

૧ ધ્વાન્ત=અંધકાર. ૨ તમોવ્યાપ્ત=અંધકારમયી. ૩ વિભાવરી=રાત્રિ.

## પ્રભાત*

**હરિણી**

વિરલ વિરલાં તારા થાતા યથા કલિ સજ્જન;
નભ મુદિત આ ભાસે સાચું યથા મુનિનું મન;
અરુણ હરતો ધ્વાન્ત, પ્રાયઃ ખલો સુજનો સદા;
રજની લય પામી જો, જેવી નિરુદ્યમિસંપદા. ૧

**શિખરિણી**

દિશા પ્રાચી પિંગા, રસપતિ યથા કાંચન ગુણે;
હતશ્રી શીતાંશુ, બુધ જન યથા મૂર્ખસદને;
થતી તારા ક્ષીણા, સમ કૃશ અનુદ્યોગી નૃપથી;
ન શોભે દીપાલી, વિનયરહિતોના ગુણ યથા. ૨

**માલિની**

અરુણકિરણકાન્તિ, લોપતી તારકોને;
શિશિર સમેં પ્રભાતે, વાય છે મંદ વાયુ;
પ્રિયતમપરિરંભે, મુક્તિ અર્પી પ્રિયાને;
ચરમગિરિતટસ્થે, પ્રેક્ષ રે ચન્દ્રમાને. ૩

**હિંદી**

પુરુહૂતની દિગંગના પ્રભાતે;
આ પ્રસવે રવિ પુત્ર દીપ્તકાન્તિ;
થતી નલિનીદલમુક્ત ભૃંગપંક્તિ;
પ્રમદાઓ પતિબાહુમુક્ત થાતી. ૪

---

*આ કાવ્યની રચના ઇ. સ. ૧૯૦૩ માં કરવામાં આવી હતી અને તે જ વર્ષમા આ કાવ્ય મુંબઇના એક નવપ્રકાશિત ત્રૈમાસિક પત્રમાં પ્રકટ થયું હતું. તે ત્રૈમાસિક પત્ર અત્યારે અસ્તિત્વમાં ન હોવાથી અને તેના નામનું મને સ્મરણ ન રહેવાથી હું તેનું નામ આપી શક્યો નથી.

શાર્દૂલ

'સૂર્યે દગ્ધ નીહાળી સર્વ જનને લાવી સ્વચિત્તે દયા;
પ્રેમાથી રમણીય રાત્રિસમયે સંતોષવા આવતો;
નિદ્રાસેવન મૂઢ હોય કરતા, શોભાસમીક્ષા નહિ;
રે ધિક્! તે,' વદિને નિશાપતિ અહા અસ્તાચલે જાય છે. ૫

## સંધ્યા*

માલિની

વ્યસની મનુજ વિદ્યા, જેમ રે નષ્ટ થાય;
બહુ સુખદ દિનાન્તે, પંકજશ્રી સુકાય;
ગુણિજન પરદેશે, કષ્ટને જેમ પામે;
ભ્રમરગણ દિનાન્તે, દીનતામાં વિરામે. ૧

કુનૃપતિથકી પીડા, જેમ પામે પ્રજા રે;
ત્યમ સહુ જનતા આ, પીડિતા અંધકારે;
કૃપણધન ન કોઇ કાર્યમાં જેમ આવે;
દિનકર લય થાતાં, વ્યર્થ ચક્ષુ પ્રભાવે. ૨

પ્રભવતિ જવ હાનિ એકની, લાભ જાય;
અવર પુરુષ હસ્તે, રીતિ એ સૃષ્ટિમાંય;
ચરમગિરિતટે જ્યાં સૂર્યનો અસ્ત થાય;
ગગનમહીં શશીની, પૂર્ણ સત્તા જણાય. ૩

---

* આ કાવ્ય ઇ. સ. ૧૯૦૩ કે ૧૯૦૪ માં રચવામાં આવ્યું હતું અને તે જ સમયમાં કોઇ એક સામયિક પત્રમાં પ્રકટ પણ થયું હતું; પરંતુ તે સામયિક પત્ર અત્યારે મારી પાસે ન હોવાથી અને તેનું નામ પણ મારા સ્મરણમાં ન હોવાથી તે સામયિક પત્રનું નામ અહીં મારાથી આપી શકાયું નથી.

જલનિધિતલમધ્યે, ડૂબતા જૈ પતંગ;
અમલ કમલગર્ભે, જૈ ભરાતા જ ભૃંગ;
ઉપવનતરુસદ્મે, શીઘ્ર જાતા વિહંગ;
પ્રકટ યુવતિચત્તે, થાય હર્ષે અનંગ. ૪

શિશિર પવન વાયે મંદ ને ગંધયુક્ત;
નભમહીં વિલસે જો સર્વ નક્ષત્ર મુક્ત;
યુવકયુવતિચિત્તો, કામથી દગ્ધ થાતાં;
બહુવિધ, દિવસાન્તે, લક્ષણો એ જણાતાં. ૫

સમર ઇતિ[1] થવાથી, સૈનિકો શાન્તિ જોતા;
ત્યમ જન દિવસાન્તે, શાન્ત થૈ કલાન્તિ[2] ખોતા;
વિધુ રમણ[3] વિલોકી, જેમ રાત્રી હસે છે;
નિજ પતિ અવલોકી, કામિની ઉલ્લસે છે. ૬

રમણરત[4] અપત્યો,[5] પ્રાય નિદ્રાલુ થાતાં;
શિથિલબલ થઇને, માતૃ—અંકે ભરાતાં;
વિનયયુત, વિભુનાં, કીર્તનો, લોક ગાતા;
ક્ષણ, વિસર્ગો વિકારો, ભક્તિના ભોગી થાતા. ૭

જ્યમ દિન રજની છે, દુઃખ આનન્દ તેમ;
અચલ નહિ જગત્માં,—કાંઇ, દેખાય એમ;
ભવમહીં સુખ દુઃખો, જાય આવે વિચારો;
નહિ મદ સુખનો હૈં, દુઃખનો શોક ધારો. ૮

૧ ઇતિ=સમાપ્તિ. ૨ કલાન્તિ=પરિશ્રમજન્ય શિથિલતા, થાક. ૩ રમણ=પતિ. ૪ રમણરત=રમવામા તલ્લીન થયેલા ૫ અપત્યો=બાળકો.

## જગન્નાટક*

### ગીતિ

આ વિશ્વ રંગભૂમિ, સ્ત્રીપુરુષો છે નટમંડળ દક્ષ;
અભિનય કરવા આવે, ભજવે નિજ ભૂમિકા દઇ લક્ષ. ૧

થાય બાલિકા બાલક, તથા યુવા યુવતિ કામનાં ભોગી;
દરિદ્ર થાતાં પલમાં, ધનાઢ્ય તેમ જ થાય પછી યોગી. ૨

જરા જીર્ણ રંગોથી, નટ સમ વલિયુત શરીર દેખાય;
અંતે સર્વ મનુષ્યો, યમધાનીજવનિકા વિષે જાય. ૩

યથા નટો નાટકમાં, નૃપ, નારી, ભિક્ષુ ભૂમિકા ધારી;
ભિન્ન ભિન્ન રૂપોથી, પ્રેક્ષકને દેખાય મનોહારી. ૪

પણ નહિ નૃપ કે નારી, નહિ ભિક્ષુક સત્ય તે વેશધારી;
થતાં ભૂમિકા પૂરી, નટ તે નટ છે નટી નટી નારી. ૫

ત્યમ નરનારીરૂપો, આત્માના છે વિકાર સંસારે;
ઉપાધિ નષ્ટ થતાં એ, આત્મા નિજ સત્ય રૂપને ધારે. ૬

સારાંશ એ મુમુક્ષો, જ્ઞાનશસ્ત્રથી છેદ મોહજાલ;
ભવની ક્ષણભંગુરતા, અનુભવીને મોક્ષમાર્ગમાં ચાલ. ૭

આત્મા આ અવિકારી, તેનું શોધન સદૈવ કર અંતે;
નર ! તું નારાયણ થા, જય પામીને પ્રયત્નમાં અંતે ! ૮



---

* આ કાવ્ય ઈ. સ. ૧૯૦૩માં રચાયું હતું અને તે જ સમયમા મુંબઇમાં પ્રગટ થતા 'જ્ઞાનોનેજક' નામક માસિકપત્રમાં પ્રથમવાર પ્રગટ થયુ હતું

## ગંગાસ્મરણાંજલિ*

### હરિગીત

ગંગા હતું તવ નામ ગંગા સમ હતી તું નિર્મલા;
શ્યામા સતી, તારી હતી, પતિભક્તિમાં મતિ નિશ્ચલા;
તરુણી છતાં પ્રૌઢા સમી ગંભીર નારી તું હતી;
રે શૂર નારી, વીર નારી, ધીર નારી તું હતી. ૧

ગૃહકાર્યમાં દક્ષા હતી, ગૃહની સદા રક્ષા હતી;
દૃઢધર્મનયવક્ષા હતી, માધુર્યરતિકક્ષા હતી:
શોભા ઉભય કુળની હતી, કર્તવ્ય – અનુલક્ષા હતી;
લજ્જાવગુંઠનભૂષિતા, અનુરાગ—અધ્યક્ષા હતી. ૨

સાધ્વી હતી, ભક્તા હતી, તું સ્નેહશીલા સુન્દરી;
કર ઉદરથી નિપજાવનારી પાક[1] ઉત્તમ રસ ભરી;
ગૃહરમા[2] તું શાણી હતી, તારી મધુર વાણી હતી;
મારી હૃદયરાણી હતી, આદર્શ ઠકરાણી[3] હતી. ૩

---

* આ કાવ્ય ઇ. ૧૯૧૫ ના નવેમ્બર માસની ૧૮મી તારીખે કચ્છમાં સ્વર્ગવાસિની થયેલાં મારાં પ્રથમ ધર્મપત્ની ગંગાદેવીના સ્મારક તરીકે રચવામાં આવ્યું હતું અને તે મારા 'નારાયણગંગગંગા' નામક ગ્રંથમાં ઇ. સ. ૧૯૨૧મા પ્રથમ વાર પ્રકટ થયું હતું.

૧ અહીં 'પાક' શબ્દનો બે ભિન્ન ભિન્ન અર્થોમાં પ્રયોગ કરાયેલો છે. સ્ત્રીના કર–હસ્ત–થી પાક–ભોજન–ની નિષ્પત્તિ થાય છે અને સ્ત્રીના ઉદરથી પાક–સંતાન–ની ઉત્પત્તિ થાય છે એટલામાટે સ્ત્રી બે પાકોને નિપજાવનારી મનાય છે ૨ ગૃહરમા=ગૃહલક્ષ્મી. ૩ ઠકરાણી=ક્ષત્રિયજાતિની સ્ત્રી

તેં આવીને મમ વિકટ વન સમ સદન નન્દનવન કર્યું;
રસહીન જીવન રમણ[1]નું તેં કર્યું રમણી! રસભર્યું:
જ્યારે સ્મરણ તે સોળ વત્સરનાં સુખોનું થાય છે;
તારા અભાવે દુઃખમય સંસાર આ દેખાય છે. ૪

જે હતી ઘટના વર્તમાના, ભૂત ઘટના તે થઈ;
જે વસ્તુ હતી તે તો ગઈ સ્મૃતિમાત્ર તેની રહી ગઈ;
જે હોય આપ્યું સ્મરણ તેનું તે ય વ્હાલું છે કહ્યું;
તેથી હવે એ સ્મરણથી સંતુષ્ટ થાવાનું રહ્યું. ૫

હે દિવ્યધામનિવાસિની, તવ મૂર્તિ ના વિસરાય છે;
તલપે વિયોગી હૃદય, મુખથી હાય નીકળી જાય છે;
જ્યારે ક્વચિત્ તવ સૌમ્ય આકૃતિ સ્વપ્નમાં દેખાય છે;
ત્યારે સુખદ તે સ્વપ્નમાં આનન્દ – અનુભવ થાય છે. ૬

નશ્વર શરીર મનાય છે. આત્મા અમર અવિકાર છે;
આત્મા કદા મરતો નથી, એ શાસ્ત્રનો નિર્ધાર છે;
એ સત્ય છે તો સ્વર્ગભૂમાં આત્મસંમેલન થશે;
ત્યાં દિવ્ય શાશ્વત ધામમાં, સંયોગ શાશ્વત થઈ જશે. ૭

પ્રાણેશ્વરી, તું ત્યાં લગી પતિ પુત્રની સ્મૃતિ રાખજે;
કલ્યાણ ઇચ્છી સ્વામી સુતનું તોપદૃષ્ટિ દાખજે;
અંજલિ સમર્પું સ્મરણની તે સ્નેહથી સ્વીકારજે;
તું આપ્યને પરલોકમાં પણ, નહિ કદાપિ વિસારજે. ૮



---

[1] રમણનાનિ, વહાલ.

# અનન્ત સાથે એકતા*

દોહરા

પરમેશ્વર હિન્દુ કહે, કહે ખુદા મોમીન;
ખ્રીસ્તી ગૉડ કહી સદા, રહે ભક્તિમાં લીન. ૧

ગ્રંથ કહે સંસ્કૃત વિષે, ફારસીમાંહીં કિતાબ;
પાણીને વૉટર તથા, કોઇ કહે છે આબ. ૨

ભિન્ન ભિન્ન ભગવાનનાં, ભલે હોય એ નામ;
મનમાં નિશ્ચય મેં કર્યો, તે રહીમ તે રામ ! ૩

ખ્રીસ્તી જો હું થાઉં તો, કરે મુસલ્માં રોષ;
થાઉં મુસલ્માં તો શિરે, હિન્દુ મૂકે દોષ. ૪

ત્યજું ન મારો ધર્મ હું, નિન્દું નહિ પરધર્મ;
જ્યાં ઈશ્વર છે એક ત્યાં, શાને વિગ્રહકર્મ ? ૫

હે ઉદાર સજ્જન ! સદા, ત્યાગી ધર્મવિવાદ;
અનંત ઈશ્વરને ભજો, મારી મનઃપ્રમાદ. ૬

ભિન્ન વર્ગ બહુ હોય છે, નાટકશાળામાંય;
નાટ્યપ્રયોગ સર્વને, તદપિ એક જણાય. ૭

તેમ જ ધર્મો ધારજો, પણ પરમેશ્વર એક;
અનંત સાથે એકતા, રાખો ધરી વિવેક. ૮



* આ કાવ્ય ઇ. સ ૧૮૯૮ કે ૧૮૯૯માં રચાયું હતું અને તે જ સમયમાં મુંબઇમાં પ્રકટ થતા 'લક્ષ્મી' નામક માસિક પત્રમાં પ્રથમ વાર પ્રકટ થયું હતુ.

## ભગવત્સત્કાર*

ગઝલ

કરી સત્કાર શો, ભગવન્! કહો તમને રીઝાવું હું?
કઇ વસ્તુ, કહો, સ્વામિન્! તમારી પાસ લાવું હું?-કરી.
કરૂં આવ્હાન હું કોનું, તમો સર્વત્ર વ્યાપક છો;
નિરાદર થાય જો બોલાવવા ઘંટી બજાવું હું-કરી.
તમો પાષાણપ્રતિમામાં, તથા છો વ્યાપ્ત પુષ્પોમાં;
પ્રભુના શિરપર પ્રભુને, કહો, કેમ જ ચઢાવું હું?-કરી.
ધરાવું ભોગ કૈં તમને, તમારો તે અનાદર છે;
જગત્‌ના અન્નદાતાને, કયા ભોગો ધરાવું હું?-કરી.
તમો શાશ્વત નિવાસી છો, પ્રભો! આ વિશ્વમન્દિરના;
તમારા વાસમાટે ભિન્ન મન્દિર ક્યાં ચણાવું હું?-કરી.
તમારી જયપતાકા ચન્દ્ર ને રવિ બે ગગનગામી;
નવીના જયપતાકા લાવીને ક્યાંથી ઉડાવું હું?-કરી.
તમો આઠોપ્રહર જાગ્રત રહો છો વિશ્વહિતમાટે;
નથી નિદ્રા તમોને જ્યાં, કહો કોને જગાવું હું?-કરી.
તમારાં ગૌરવોનાં ગાન વેદોમાં ગવાયાં છે;
રહ્યું ગૌરવ કયું અવશિષ્ટ જે ગાઈ સુણાવું હું?-કરી.
નિરાકાર, પ્રભો! નિર્ગુણ નિરંજન વિશ્વકર્તા છો;
છતાં આકાર માની ભક્તિને હૃદયે વસાવું હું-કરી.
તમો સ્વામી અને હું એક સેવક દીન પામર છું;
તમારા પાદપંકજમાં સદા મસ્તક નમાવું હું-કરી.

---

* આ કાવ્ય ઈ. સ. ૧૯૧૬ માં રચાયેલા અને કરાચીમાં ભજવાયેલા 'દેવી દ્રૌપદી અથવા મહાભારત દિગ્દર્શન' નામક નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે.

## માયાનો અધિકાર*

ગઝલ

થયો ચારે તરફ ભવમાં મહાવિસ્તાર માયાનો;
મનુષ્યો પ્રેમથી કરતાં, સદા સત્કાર માયાનો–થયો.

થશુ પાપી, નરકવાસી થતાં સહવાસ માયાથી;
સમજતાં તોય કયમ થાતો નથી ધિક્કાર માયાનો–થયો.

નયનથી નિત્ય જોતાં કે જગત્સંહારિણી છે એ;
છતાં કર્મો કરે કાળાં, લઇ આધાર માયાનો–થયો.

નથી એ માર્ગ મુક્તિનો, અચલ સુખનું ન સાધન એ;
તથાપિ રમ્ય દેખાતો, વિકટ આકાર માયાનો–થયો.

ન છૂટે કોઇ કાળે તે, મનુષ્યો જે ફસ્યાં એમાં;
હૃદય પાપી થતું પૂરૂ, થતાં સંચાર માયાનો–થયો.

કર્યું જો એક પાતક તો, કરી બીજાં બહુ પાપો;
પતાકા પાપની ફરકાવવી, એ સાર માયાનો–થયો.

મહાદુર્ભેદ્ય માયાદુર્ગ, કોઇથી ન ભેદાતો,
વિલક્ષણ વિશ્વમાં જોયો, અકળ અધિકાર માયાનો–થયો

યદા છે મોક્ષની ઇચ્છા, ત્યજો આ મોહિની માયા;
અનાસક્તિ પ્રખર ધારી, કરો સંહાર માયાનો–થયો



---

* આ કાવ્ય ઇ સ ૧૯૦૮ મા રચાયેલા અને અમદાવાદમા ભજવાયેલા ભાગ 'માલવકેતુ અથવા માયાપ્રભાવ' નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામા આવ્યુ છે

## સમયની સત્તા*

ગઝલ

સમય પલટાય છે જ્યારે બધું પલટાઈ જાયે છે;
બને છે દાસ ભૂપતિ ને નૃપાલો દાસ થાયે છે—સમય.
હતો ખોંખાર હય[1]નો, ગર્દભો ત્યાં ભૂંકતા જોયા;
હતા દાતા વસેલા ત્યાં હવે દસ્યુ જણાયે છે—સમય.
હતો જ્યાં ઘોષ વેદોનો, થયો ત્યાં નાદ એદોનો;
હતી જ્યાં ધર્મસત્તા, પાપસત્તા ત્યાં છવાયે છે—સમય.
નથી એ દોષ કોઇનો, સમયની સર્વ સત્તા છે;
હતો જે ભક્ષ સિંહોનો, શૃંગાલો આ જ ખાયે છે—સમય.
ગયું જે આજ થાશે પ્રાપ્ત પાછું આવતી કાલે;
ત્યજી આશા, હૃદય, શાને નિરાશામાં તણાયે છે ?—સમય.



## યુવતીવિધવાવિલાપ×

માલિની

પ્રિયતમ પતિ મારા, દારસૌભાગ્યહેતુ;
ભવજલધિ વિશે જે, એકના એક સેતુ;
મરણ રિપુ થયો તું, ભાનુનો જેમ કેતુ;
હરી, કરી વિધવા શું, મેળવ્યું એ કહે તું ! 1

* આ કાવ્ય ઈ. સ ૧૯૧૧ માં લખાયલી અને પ્રકટ થયેલી મારી "કલે આમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ" નામક ઐતિહાસિક નવલકથામાં પ્રથમ વાર પ્રકટ થયું હતુ.

૧ હય=અશ્વ, ઘોડો

ધન ધન યુવતીનું, જીવને પ્રાણનાથ;
અફળ સકળ ભાસે, કામિની જો અનાથ;
સુમન અલિવિહીને, પ્રાય નિર્માલ્ય ભાસે;
મૃત યુવતિ ગણી લ્યો, યૌવને નાથ નાશે. ૨

પ્રિય પતિ રતિધારી, કેમ નારી વિસારી ?;
અદય હૃદય ભારી, મુક્તિ રામા સ્વીકારી;
વિકટ અવદશાને, દારની, ના વિચારી;
કયમ સુખ અહીં પામું, આત્મતાપો નિવારી ! ૩

રતિસુત મમતાથી, કોણ ધારે સ્વ-અંકે;
મલિનમતિ મનુષ્યો, નાખવા પાપ પંકે;—
સતત કરી પ્રયત્નો, દુઃખમાં ડ્હામ દે છે;
મળ્યું પદ કુલટાનું, ચિત્તને તે દહે છે. ૪

ઝષ[1] ઉદકવિયોગે, પ્રાણ અર્પી મરે છે;
અભય મૃગ ન તે જે, વ્યાઘ્રસંઘે ફરે છે;
સ્થિતિ મમ થઈ તેવી, નિન્દકોના સમાજે;
વિમલ રહું છતાં ચે, દોષના મેઘ ગાજે. ૫

વિકલ અબળ બાળા, બોલતી દુઃખભારે;
સુભટ નર દયાળુ, ધારી કારુણ્ય તારે;
યદિ પશુ સમ માનો, તોય તારો ઉગારો;
હૃદય ભરી દયાથી, તીવ્ર તાપો નિવારો. ૬

અવિરત, વિધવાને, ધર્મને માર્ગ પ્રેરી;
રજની દિવસ આપો, નીતિશિક્ષા અનેરી;

---

૧ ઝષ=મત્સ્ય.

અધમ ખલ જનોથી, દૂરની દૂર રાખો;
ધરી દૃઢ અનુકંપા, પૂજ્યતા પૂર્ણ દાખો. ૭

અધમ નરપિશાચો, નીતિ જો એ ન પાળો;
અરર ! અનપરાધી, કામિનીજન્મ બાળો;
વ્યથિત હૃદયમાંથી, હાય જો જાય ચાલી;
હર ! હર !! કરશે તે, જાતિની પાયમાલી. ૮



## વિભુ આધાર વિધવાનો !*

ગઝલ

સદા સંસારમાં માનો, અફળ અવતાર વિધવાનો;
પતિનુ છત્ર જાતાં, ઝેર છે સંસાર વિધવાનો—સદા.

કઠિન વૈધવ્યવ્રત પાળી, સદાચારે રહે વિધવા;
છતાં લોકો દુરાચારી, કરે છે ખાર વિધવાનો—સદા.

વળી જો હોય રૂપાળી, તથા ધનમાલવાળી તે;
નથી તો પાપગર્તોથી, કદા નિસ્તાર વિધવાનો—સદા.

હરામી દુષ્ટ જન કામી, નીહાળે છે કુદષ્ટિથી;
ભ્રમાવી ભ્રષ્ટ કરી નાખે, નથી ઉદ્ધાર વિધવાનો—સદા.

ન આવે હાથમાં વિધવા, કરે ખોટી બહુ નિન્દા;
ગુરુ પણ થઇ ગયા ગોલા, વિભુ આધાર વિધવાનો—સદા.



---

* આ કાવ્ય ઇ. સ. ૧૯૨૧ મા રચાયલા અને અમદાવાદમા ભજવાયલા 'સાધુ કે શયતાન ?' નામક નાટકમાંથી ઉધૃત કરવામાં આવ્યુ છે.

## સ્વાર્થસાધુનું ભજન*

ભજ કલ્દાર ભજ કલ્દાર કલ્દાર ભજ મૂઢમતિ;
ઈશ્વર છે કલ્દાર ખરો, કલ્દાર વિના નહિ કોઇ ગતિ-ભજ.

હોય પાસ કલ્દાર કામિની કલરવ કરતી આવે છે;
'ભલે પધાર્યા, પ્રાણનાથ, મમ' કહીં કંઠે લપટાવે છે-ભજ.

હોય કંથ કંગાલ, કહે છે 'હાય નમાલો ધણી મળ્યો;
પીટયો ક્યારે જશે મસાણે, બાઇ! આ અવતાર બળ્યો!'-ભજ.

ધનાઢ્ય જનનો શ્વાન મરે તો, સર્વ શોક દર્શાવે છે;
ભૂખે મરતાં જોઈ દીનને, કોઈ ન દયા બતાવે છે.-ભજ.

ભ્રાતા ભગિની પુત્ર સુતા સૌ, પૈસે પ્રીતિ કરે મોટી;
'વસુ વિના નર પશુ પ્રમાણો' કૂહેવત એ નહિ છે ખોટી-ભજ.

થયા સ્વર્ગવાસી દેવો ને પીર થયા મક્કાવાસી;
રહ્યો માત્ર વસુ દેવ વિશ્વમાં, સદા સજીવન અવિનાશી-ભજ.

યૌવન, સુંદરતા, કુલીનતા, વિદ્વત્તા શોભે ધનથી;
અન્ય સદ્ગુણો વ્યર્થ ગણો જો મનુષ્ય પાસે વસુ નથી-ભજ.

દામ કરે છે કામ ભરે છે બીબી સલામ પૈસાથી:
હમેશ રહેતી હાથે આ દુનિયાની લગામ પૈસાથી-ભજ.

વેશ્યાએ બહુ બુદ્ધિ વાપરી, કર્યો એક કલ્દાર ધણી;
ગુરુ અમે ય માની વેશ્યાને, પ્રીતિ કરી કલ્દારતણી-ભજ.



* આ કાવ્ય પણ મારા 'સાધુ કે શયતાન ?' નામક નાટકમાંથી જ અહીં લેવામાં આવ્યું છે.

# રાષ્ટ્રીય મહાસભાનું રાષ્ટ્રગીત*

## સવૈયા એકત્રીસા અને રુચિરા

સહૃદય ભારતનાં સંતાનો, એક સંપથી થઇ વિનીત;
અસીમ ભારતની સત્તાનાં, ગાઓ ધ્વનિથી યશનાં ગીત;
ભારત જેવી અન્ય ભૂમિ નહિ, અવનીતલમાં ભાળી છે.
હિમાદ્રિ[1] જેવા પર્વત જેમાં, મહાન ઉન્નતિશાળી છે. ૧

હે ગંગાની પવિત્ર ધરણી, શાશ્વત ફલદ્રૂપ તવ ક્ષેત્ર;
સમસ્ત વિશ્વે કરી નામના, સદ્વર્તનથી, નિરખે નેત્ર;
'વીરભૂમિ' પણ અભિધા[2] તારી, મહાપુરુષની જનની તું;
ટળશે તારી અવનતિવેળા, આશા પામીશ મનની તું. ૨

સદા તમોવ્યાપ્રા[3]રજનીનો, નહિ વધતો વિશ્વે વિસ્તાર;
પ્રકાશનુ દર્શન ઘન થાતું, થતાં પ્રભાકરનો અધિકાર;
તેમ દુઃખના દિવસો તારા, વહી જશે હે પ્રિયતમ માત;
દુઃખનિશાનો લય થઇ જાશે; થાશે ઉજ્જ્વલ સુખપ્રભાત. ૩

રામભૂમિ કર્ણાટક તેમ જ મધ્યપ્રાંત સ્વદેશધામ;
માલવ, સિન્ધુ, પંચનદ[4]ને વળી મહારાષ્ટ્ર સૌરાષ્ટ્ર તમામ
બ્રહ્મદેશ, મદ્રાસ; બંગ ને, ગુર્જરાષ્ટ્ર ને રાજસ્થાન;
સ્વદેશહિતને સાધો સ્નેહે, જન્મભૂમિનું ધરો અભિમાન. ૪

---

* 'The National Congress Anthem' નો આ વિસ્તૃત ગુર્જર અનુવાદ ઇ. સ ૧૯૧૪મા મારા 'મુસાફર' નામક માસિક પત્રમા પ્રથમ વાર પ્રકટ થયો હતો.

૧ હિમાદ્રિ=હિમાલય. ૨ અભિધા=નામ. ૩ તમોવ્યાપ્રા=અંધકારવ્યાપ્ત ૪ પંચનદ=પંજાબ.

હિન્દુ, જૈન ને બંધુ મુસલમાં, બ્રહ્મો તેમજ સિખ્ખો બુદ્ધ
તથા પારસી, યહૂદી, ખ્રીસ્તી, પૂર્વદેશના વાસી શુદ્ધ;
કરી પરસ્પર મિત્રભાવના, દેશબંધુમાં વધારો સંપ;
એકરક્તધારી ભ્રાતાઓ, ઉપજાવો રિપુહૃદયે કંપ. ૫

હાય! પુરાતન ભારત જનની! કેવી તવ દુર્દશા મહાન;
કેવું આ દુર્ભાગ્ય સબળ કે લક્ષાવધિ મરતાં સંતાન!;
શૂરવીર ભારતસૂપુત્રો, સહાયતા લઈ ઈશ્વરની;
સમૂહબળથી યત્ન કરીને, ઉદ્ધારો ભારત જનની. ૬

કરી પવિત્રા મનોભાવના, શૂર હૃદય ને બલાઢ્ય અંગ;
જયજયકાર કરી ભારતનો, બદલાવો ભારતનો રંગ;
તરુણ તનય ભારતના, જાગો, નિર્ભય થઈ, ભય ધરો ન લેશ;
સ્વદેશસેવામાં તત્પરતા, રાખો, કપાય કષ્ટ કલેશ. ૭

જ્યાં પુરુષો કર્તવ્યપરાયણ, વિજય મેળવે છે તે દેશ;
શાશ્વત ઉન્નતિપદને પામી, ન્યાયયુક્ત કરતો આદેશ;
પણ એ ઉન્નતિ તો જ થશે, જો હશે સંપસત્તા અવિકંપ;
સંપ વિના ઉન્નતિની આશા, મૃત્યુસમયમાં જેવો જંપ. ૮

કુસંપની જો થઇ પ્રબળતા, થશે આપણો નિશ્ચિત પાત;
નિર્ભયતા છે માત્ર સંપમાં, તત્ત્વ વિશ્વમાં એ વિખ્યાત;
સંપબદ્ધ ભારતવાસી જન, ચમકાવો ભારતનું ભાગ્ય;
ભયપ્રયોજન નથી ધર્મપાલનથી મેળવતાં સૌભાગ્ય. ૯

અમો નમન કરીએ પ્રેમાથી, પરમ પુરાતન ભારત! આજ
'અમો નમન કરીએ પ્રેમાથી, માતૃભૂમિને આર્યસમાજ[1];

[1] ધાર્મિક મંડળ 'આર્યસમાજ' નહિ, કિન્તુ ભારતવાસી આર્યોનો સમુદાય.

એ જ વાંચ્છના, જનની, તારા પારતંત્ર્યનો હો અવરોધ;
સંપશૃંખલાબદ્ધ થઇને, બોલે ભારતવાસી રોધ. ૧૦

## હિન્દુ અને મુસલ્માન*

ભલે હો ભિન્ન ભિન્ન અભિધાન;
એક દેહના ભાગ અમે બે હિન્દુ મુસલ્માન—ભલે.

દ્વેષભાવનું નામ કહો ક્યાં જ્યાં છે સર્વ સમાન;
ઇશ્વર એક જ નામ ભિન્ન છે રામ અને રહમાન;
સર્વ ધર્મોનું એ ફર્માન;
સ્નેહનું કરો સદા સન્માન-એક દેહના.

હિન્દુ મુસલ્માંના છો ચાલે સ્વતંત્ર ધર્મવિધાન;
હિન્દુ મુસલ્માં છતાં અમારો સ્વદેશ હિન્દુસ્તાન;
અમો એક જ માનાં સંતાન;
અમારૂં બંધુભાવમાં ધ્યાન—એક દેહના.

મત્સરમદિરા ત્યજી, કરી લ્યો સ્નેહસુધાનું પાન;
સુખ દુઃખે એકત્ર રહો, છે એ જ સૌખ્યસોપાન;
ભિન્નતા હરનારી છે પ્રાણ;
એકતા કરનારી કલ્યાણ—એક દેહના.

---

* આ કાવ્ય ઇ. સ. ૧૯૨૦ માં પ્રકટ થયેલી મારી 'બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ' નામક ઐતિહાસિક નવલકથામાં પ્રથમ વાર પ્રકાશિત થયું હતું.

## બંસી બજાવે કૃષ્ણ યમુનાને તીર*

યમુનાને તીર, સખી, યમુનાને તીર;
બંસી બજાવે કૃષ્ણ યમુનાને તીર;
સુણવા અધીર ગોપી સુણવા અધીર;
બંસી બજાવે કૃષ્ણ યમુનાને તીર—

જાદૂભરેલી મધુર બંસરી બજાવે;
ગોપી રસીલી સકળ ઉંઘથી જગાવે;
રાધિકાની નણદીનો માડીજાયો વીર—બંસી બજાવે.

નિમિત્ત કર્યાં જલભરણનું, ઘટ લે શે તૈયાર;
યમુનાતટપનઘટપરે, આવી ગોપી નાર;

ઘેલી બની ગઈ રે ગોપી ઘરનું ભાન ભૂલી;
નાદે ચઢી ગઇ રે ગાંડી રસમાં સાન ભૂલી;
ઘટપટ ભૂલી, સ્થળજળ ભૂલી,
સ્વામીધ્યાન ભૂલી—ઘેલી.

દહિ માખણનો ચોર એ, ગોકુલનો વસનાર;
પુત્ર યશોદા નન્દનો, કામણનો કરનાર;

યોગી ભોગી સદૈવે જેથી મુગ્ધ થાય;
ગોપી ભોળી ન કેમ કૃષ્ણગાન ગાય ?;
બ્રહ્મ શુદ્ધ ધરી આવ્યો માનવી શરીર—બંસી બજાવે.



* આ રાસ (ગરબો) આશરે ઇ સ ૧૮૧૬મા રચાયલો અને ફેરાનીમા ભજવાયલા 'દેવી દ્રૌપદી' નાટકમાથી અહીં લેવામા આવ્યો છે.

## વૈરી વિધાતા*

શા રંગ વિચિત્ર બતાવે રે, વૈરી વિધાતા;
ભવ અટવીમાં અથડાવે રે, વૈરી વિધાતા;

સહુ સુખની પાછળ લાગે, નહિ દુઃખ કોઈ પણ માગે;
તો પણ દુઃખઠોકર વાગે રે, વૈરી વિધાતા—શા રંગ.

સુરનાથ[1] શાપમયોગી. દેખાય ચન્દ્ર ક્ષયરોગી;
નર દેવ સર્વ દુઃખભોગી રે, વૈરી વિધાતા—શા રંગ.

જ્યાં રાખો સુખની આશા, ત્યાં આવે પ્રબળ નિરાશા;
નહિ પૂર્ણ થાય અભિલાષા રે, વૈરી વિધાતા—શા રંગ.

## ફાની જહાન×

મુસદ્દસ

જહાં ફાની અને ઇન્સાનની આ જિન્દગી ફાની;
ફના ને જાવેદાની માનવી, એ સખ્ત નાદાની,
ગુનાહો લાખ લઈ સરપર, કરી દિન ચાર સુલ્તાની;
મરીને દોજ઼ખે જાવા, ખરી એ વાત મેં માની;
ઉડાવી દીધાં વાયુએ, ઘણા શૂરાનાં રાખોને;
બળ્યા લાખો ચિતામાં ને ગળી ગઈ કબ્ર લાખોને! ૧

---

* આ કાવ્ય ક સં. ૧૯૧૫ માં રચાયેલા અને ભજવાયેલા મારા "દેવી દમયંતી" નાટકમાંથી અહીં ઉધૃત કરાયું છે

૧ સુરનાથ=ઇન્દ્ર

× આ મુસદ્દસ "બાદશાહ બાબર" નામના મારી ઐતિહાસિક નવલકથામાંથી અહીં લેવાયેલ છે

# એક પાત્રનો પશ્ચાત્તાપ*

**મન્દાક્રાન્તા+**

મિત્રો મારા, સકળ સુણુજો આ કથા નાટકીની;
ના ના નાટ્યવ્યસન સમ ના રે છુરી [1]ખાટકીની,
સૌખ્યો સર્વે વિનશીં મુખમાં આવતો કૃષ્ણ[2] રંગ;
આમૃત્યું તે સહન કરતો દુઃખ, આનન્દભંગ, ૧

આવ્યો આવ્યો અનુભવ મને, મિત્ર, રે પૂર્ણ આવ્યો;
મારા શીર્ષે વ્યસન, હરિ, એ ઘોર આઘાત લાવ્યો;
મોહ્યો, જાળે, પ્રભુ, ફસીં ગયો સાંભળી મિષ્ટ વાચા;
આવ્યો આંહી અરરૈ! ત્યજીને માતને તાત સાચાં. ૨

---

* મહારાષ્ટ્રીય ભાષાના પ્રખ્યાત 'કેરલકોકિલ' નામક માસિક પત્રના વિદ્વાન્ તંત્રીકૃત '**पक्का नाटक्याचा पश्चात्ताप**' શીર્ષક લઘુ કાવ્યનો આ સમશ્લોકી ગુર્જર અનુવાદ 'બુદ્ધિપ્રકાશ' માસિક પત્રના ઇ. સ. ૧૯૦૩ ના મે તથા જૂન માસના અંકોમાં પ્રથમ પ્રકાશિત થયો હતો. આમાં એક પાત્ર અથવા નટે પોતાના મુખથી કરેલો પશ્ચાત્તાપ પ્રકટ છે અને એ પશ્ચાત્તાપ અનુભવસિદ્ધ છે.

+ આ કાવ્યમાં **મંદાક્રાન્તા** વૃત્ત રાખવાનો મૂળ ઉદ્દેશ એ છે કે જેવી રીતે મન્દાક્રાન્તાના ગમન–વાંચન–માં પ્રત્યક્ષરે મંદતાની જ અધિકતા અનુભવાય છે તેવી જ રીતે પાત્રના ગમન–જીવન–માં પણ નાટ્યવ્યવસાયના યોગે પ્રતિદિવસ મંદતાની જ વૃદ્ધિ થતી જાય છે. અર્થાત્ પાત્રની વસ્તુસ્થિતિ સાથે જો કોઇ પણ વૃત્તનું સંપૂર્ણ સામ્ય હોય તો તે કેવળ મન્દાક્રાન્તા વૃત્તનું જ છે. મન્દાક્રાન્તા એટલે મંદગતિ. એનું લક્ષણ પિંગળમાં આ પ્રમાણે અપાયલું છેઃ–"**मन्दाक्रान्ता जलधि षडगैर्म्भौ नतौ ताद्गुरूचेत्**" वृत्तरत्नाकरम्.

૧ ખાટકી=કસાઇ. ૨ કૃષ્ણ=કાળો.

હાથે આવી મફત ટિકિટો તે થયું નાશમૂળ;
મચ્ચિત્તે[1] મોહગરલ[2] જતાં ખાધી મેં ભારી ભૂલ;
શૃંગારી ને સુલલિત સદા કંઠથી ગાન ગાતો;
બીજો કોઈ નહિ નહિ કદા યોગ્ય ધંધો જણાતો. ૩

માટીમૂલે સકળ, ગૃહની, વેચી વસ્તુ બજારે;
જોયાં નાટચો, બુધ ગુરુ શની તેમ આદિત્ય વારે;
ખૂટી વસ્તુ મનમહીં કર્યો લાગલો મેં વિચાર;
'આરંભી દે ધનદ[3] પલમાં ચોરીનો કાર્યભાર.' ૪

ક્યારે આવે પ્રિયકર નિશા તે શની ને બુધોની;
ક્યારે થાયે નયનસુખદા ઝાંખીઓ નાટકોની;
શૃંગારાકર્ષક અભિનયો કામિનીહાસ્ય મંદ;
એથી ચૂક્યો સરલ પથ હું, એ જ લાગ્યો કુછંદ. ૫

રાત્રે જાગું, શયિત દિવસે, ગાઉં બીભત્સ ગાનો;
વિદ્યાભ્યાસે અવિચલ થયો ભંગ એથી સદાનો;
જોઈ ડ્રેમો ઝિક ટિકિતણાં, ભૂપણો આંજનાર;
લેવી, એવું દૃઢ મન થયું, ભૂમિકા એક વાર. ૬

એ આશાને સફળ કરવા, મૂકીને સર્વ લાજ;
ઊભો ત્યાં જે તરત, નટનો ત્યાં રહેતો સમાજ;
ગૌર કાયા, તરલ નયનો, આસ્ય[4] સૌન્દર્યરાશિ;
જોઈ મારા સકલ ગુણ એ, મુગ્ધતા ત્યાં વિકાસી. ૭

---

૧ મચ્ચિત્તે=મારા ચિત્તમાં. ૨ મોહગરલ=મોહરૂપ વિષ. ૩ ધનદ=ધનદાયક. ૪ આસ્ય=મુખ, વદન.

જ્યારે બોલ્યા સ્તુતિ કરી બધા આગ્રહે વાહ વા જી;
થાતાં ભારી કુતૂહલ મને હું થયો ખૂબ રાજી;
ભાજી તાજી, ગરમ ભજિયાં, ને જમ્યો મિષ્ટ અન્ન;
ત્યાં બેસાડ્યો મફત સુજને નાટકે થૈ પ્રસન્ન. ૮

બાળો[1] સંગે હૃદય રમતાં મેં કર્યો ત્યાં નિવાસ;
વીતાડ્યા ત્યાં લપી છુપી ભયે કેટલાએક માસ;
માયાયોગે જનકજનની શોધતાં શોક લાવી;
તત્પ્રેમાની[2] અહહ ! કરુણા લેશ ચિત્તે ન આવી. ૯

આનન્દે મેં પ્રથમ ભજવ્યો વેશ જ્યારે નટીનો;
સાડી ધારી સરસ રતિથી, સ્વર્ણપટ્ટો કટીનો;
મુક્તામાલા વિમલ ધવલા કંઠ શોભાવનારી;
હસ્તે ધાર્યાં વલય[3] ચરણે નૂપુરો નાદકારી. ૧૦

ધાર્યો ખોટો શિરપર વળી કેશકેરો કલાપ;
ગોરૂં કીધું અધિક મુખને પેન્ટનો એ પ્રતાપ;
ચાંલ્લાથી મેં પુલકિત મુખે ભાલશોભા વધારી;
ઈચ્છા મારી ફળી નર મટી હું થયો આજ નારી. ૧૧

મોહ્યા લોકો વર અભિનયે રોલવી મેં ધરાને;
નૃત્યે શીખ્યો ત્વરિત ચરણે બાંધીને ઘૂઘરાને;
ચારુ ચાલું લટક મટકે નેત્રના બાણ મારી;
નારી જેવી વસન[4] ભરીને છાતીને મેં વધારી. ૧૨

---

૧ બાળો=નાટકમા ભૂમિકાઓ ભજવનારા દશથી સોળ વર્ષ જેટલી અવસ્થાના બાળકો. ૨ તત્પ્રેમાની=તેમના પ્રેમની. ૪ વલય=કરમાં ધારવાના અંગરૂ, પહોંચા ઈત્યાદિ સ્વર્ણાલંકાર. ૪ વસન=વસ્ત્રો.

મારા કંઠે હતી અતિબલા મોહિની માધુરી જે;
તેનાથી ને અભિનયનવડે પ્રેક્ષકો નિત્ય રીઝે;
દાઢી મૂછો પ્રતિદિવસ હું અસ્તરાથી મુંડાવું;
વાતો એવી, સુહૃદ, તમને કેટલી હું સુણાવું? ૧૩

બીડી હુક્કો પ્રથમ વળગ્યાં, ભાંગ ગાંજો ય આવ્યાં;
લાગી જીભે મધુર મદિરા જ્ઞાન શુદ્ધિ ગુમાવ્યાં;
કોકેને તો વળગ્યો બળથી હાય રે દાટ વાળ્યો;
ભાઇ રે એ વિપમ વ્યસને માનવી જન્મ બાળ્યો. ૧૪

મારા ગાને ચઢતી લહરી પ્રેક્ષકોમાંહી ઘોર;
પીટી તાળી પ્રબળ વદતા પ્રેક્ષકો 'વન્સ મોર';
એથી ફૂલી અધમ મતિથી માંડિયાં કર્મ ક્રૂર;
માની લીધું વિકટ ભ્રમથી સ્વર્ગને સ્વલ્પ દૂર. ૧૫

આપે કોઈ વસન વર્ગો કો ૧ઇલ ને પુષ્પગુચ્છ;
ચે ગૈ ભ્રાન્તિ પ્રબળ હૃદયે સ્વર્ગનું સૌખ્ય તુચ્છ;
ચાહે ફાફી મફ્ત મળતી, ખૂબ ખાવા ચપાટી;
એથી તો આ, હર હર! થઈ જન્મની હાય માટી. ૧૬

પીવી રાત્રી દિવસ મદિરા જાગવું રાત આખી;
લાંબા ચાવું દિવસ સમયે માંસ ને મત્સ્ય ચાખી;
એથી ગાત્રે થઇ શિથિલતા, ધ્રૂજતા હાથ પાય;
ચાતાં કાયા જરઠ પડિયો કંઠ ખુટ્યા ઉપાય. ૧૭

ગૈ ગૈ જ્યોતિ વદનવિધુની, શુષ્ક દેખ્યા કપોલો;
'ક્યાંથી આવ્યો અરર! નટ આ પંઢની મૂર્તિ, ગોલો!';

---

૧ ઇત્ર=અતર

ઉદ્‌ગારો એ સતત નીકળે પ્રેક્ષકોના મુખેથી;
છાતી ફાટે શ્રવણ કરીને હાય ! મારી દુ:ખેથી. ૧૮

બેસો જેવા નહિ નહિ જ જ્યાં કાગડો કોઇ આવે;
આવે ક્યાંથી મનુજ વદજો સત્ય એ બંધુ ભાવે ?;
ચાહે કોફી ગઈ ગઇ થયો ધાન્યનો યે દુકાળ;
પૈસામાટે પ્રતિપળ અરે ગાળ દેતો કલાલ. ૧૯

છી થૂ થાતાં નટપતિ[1] થયો પૂર્ણ નૈરાશ્યભોગી[2];
ખોઇને તે સ્વધન થઇ ગયો હાય ! દારિદ્રયરોગી[3];
ખાવા રોટી નહિ જ ટુકડો જ્યાં હતાં માલ પોળી;
ભિક્ષા માગી ઉદર ભરતા લૈ નટો હાથ ઝોળી. ૨૦

થાવા લાગ્યા કલહ નટના ભૂખ જ્યાં આમ આવી;
ચાલ્યા ત્યાંથી ત્વરિત નટ તે છાવણીને ઉઠાવી;
લાઠી લાગી વિષમ, વિભુની, હું થયો એક ભિક્ષુ;
ભાગી ભ્રાન્તિ પ્રખર, ઉઘડ્યાં શીઘ્ર મારાં સુચક્ષુ. ૨૧

ખોટાં મોતી રતન નકલી ગિલ્ટનાં ભૂષણો જે[4];
દેખાયાં રે મમ નયનને ઘાતકી દૂષણો તે;
દીધો, જાણ્યું, અરર ! હરિ, આ નાટકે ખૂબ ઝાંસો[5];
માન્યું જેને સુરસદન[6] તે ચંડ[7] ચૂડેલવાંસો ! ૨૨

જાતાં વિદ્યાસમય નીકળી ઘોર આપત્તિ આવી;
જૂદાં જૂદાં વ્યસન વળગ્યાં, રે થયું નષ્ટ ભાવી;[8]

---

૧ નટપતિ=નાટકમંડળીનો સ્વામી ૨ નૈરાશ્યભોગી=નિરાશાનો ભોગી. ૩ દારિદ્રયરોગી=કંગાલ, કપર્દિકાહીન. ૪ ભૂષણો=અલંકારો. ૫ ઝાંસો=દગો. ૬ સુરસદન=દેવભવન, સ્વર્ગ ૭ ચંડ=ભયંકર ૮ ભાવી=ભવિષ્ય.

દુષ્કૃત્યોથી જનનોં જનકે ચિત્ત ધિક્કાર લાવી;–
રાખ્યો પાછો, પણ ન રતિથી, તો ય એ વાત ભાવી.[1] ૨૩

આવે હસ્તે અમૃત મરણ પ્રાય તો યે સ્વીકારે;
ના કૈં શંકા ભવિક[2]જન જો મૂર્ખ તેને જ ધારે;
વિદ્યા માનો અમૃત ભવમાં મૃત્યુ છે નાટયગાન;
ગાથા મારી અધમ સુણીને થાવ રે સાવધાન. ૨૪

મારા જેવા વિપુલ યુવકો નાટકે નષ્ટ કીધા;
નીચા માર્ગે ઘસડી બળથી નીતિથી ભ્રષ્ટ કીધા;
જેને મૂર્ખો રતન ગણતા નાટય તે હીન કાચ;
વિદ્યા દેવી વિપુલસુખદા, નાટય માનો પિશાચ.[3] ૨૫



૧ ભાવી=ગમી, પસંદ આવી. ૨ ભવિક=સંસારી. ૩ આ કાવ્યમાં નાટ્યવ્યવસાયમાં પડેલાં સર્વ નટો તથા નટીઓની નિન્દાનો પ્રયત્ન કરાયલો છે એમ કોઇએ પણ માની લેવાનું નથી; કારણ કે, પ્રત્યેક નિયમનો જેવી રીતે અપવાદ હોય છે તેવી જ રીતે આ નિયમનો પણ અપવાદ હોવો જ જોઇએ અને કેટલાક નટો ઉત્તમ સ્વભાવના તથા દુર્વ્યસનોથી સર્વથા મુક્ત પણ જોવામાં આવે છે એ જ એ નિયમનો અપવાદ છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ અપવાદ નિરંતર નિયમને જ સિદ્ધ કરી બતાવનારો હોવાથી અત્યારના નાટય વ્યવસાયમાં પડનારા અશિક્ષિત તથા તરુણ જનોને લાભ કરતાં હાનિ થવાનો અધિક સંભવ છે એમાં તો કોઇ પણ પ્રકારની શંકા છે જ નહિ; કારણ કે, પ્રસ્તુત કાવ્યમાં વર્ણવાયલાં કુલક્ષણોનો જેમનામાં સંપૂર્ણ અધિકાર વ્યાપેલો છે એવાં નટો તથા નટીઓ અત્યારે વિપુલ સંખ્યામાં મળી આવે છે અને સદાચારી નટો તથા સદાચારિણી નટીઓની સંખ્યા તો આંગળીના ટેરવે ગણી શકાય તેટલી જ મળી શકે તેમ છે. આ કારણથી જ મુંબઇની પ્રખ્યાત 'મુંબઇ ગુજરાતી

## આજકાલના સાધુડા*

છપ્પય

વગર મેહનતે ખાય, સાધુડા માગી મેવા;
વગર મેહનતે ખાય, હરાયા સાંઢા જેવા;
જીવે પારકું ખાઇ, ડીલનો ડોળ વધારે;
મનમાં રાખે છરી, હાથમાં માળા ધારે;
એ માલ પારકો ખાઇને, નિજ મનમાં હરખાય છે;
લોક મૂર્ખ થઇ એમને, મર્લીદા ઓશે જાય છે !



---

નાટક મંડળી ’ ના આદ્ય સંસ્થાપક સ્વ દયાશંકર વસનજી પુરોહિતને પણ કહ્યા વિના નથી ચાલ્યુ કે “ બીજા હરેક ધંધામા ઉમર વધવા સાથે માણસની લાયકાત વધે છે તેમ નાટકના ધંધામા લાયકાત ઘટે છે ” અને એનો અનુભવ તેમને પોતાને મળી ચૂક્યો હતો. રા દયાશંકરભાઈએ નાટકના ચેટક વિશે એક કવિત્ત રચેલુ છે અને તે પરિણામકારક હોવા સાથે એટલામાટે વિશેષ મહત્વ ધરાવે છે કે પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યંત નાટકના વ્યવસાયમા જ પ્રવૃત્ત રહેલા એક ચતુર તથા અનુભવી નાટ્યકારના હૃદયોદ્દ્ગારો તેમા સંકલિત થયેલા છે તે કવિત્ત આ છે –

“ નાટકનું ચેટક તો લાગે છે જે મનુષ્યને,
ખરાબ થઇને ઘણો દુખી તે તો થાય છે,
ખાન પાન ને આરામ સ્વાદ સુખ ખોઈ સર્વ,
ઊંઘ વેચી ઉજાગરો લેવા પોતે જાય છે.
કાંઇ ન ગમે ને ક્યાંય ચેન ન પડે શરીરે,
વૃત્તિ આખો દિવસ નાટકમા રહાય છે,
જાણું ચોખ્ખી રીતે પણ હાય ’ તે મૂકાતું નથી,
આપ વીતેલી દયાશંકરથી કહાય છે. ”

નાટ્ય વ્યવસાયની આ અધમ પરિસ્થિતિમા અદ્યાપિ પરિવર્તન થયેલુ જોવામા નથી આવતુ અને ભવિષ્યમા પણ તે ક્યારે થશે એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી.

* આ કાવ્ય ઇ સ. ૧૯૦૯ મા રચાયલા અને પુસ્તકાકારે પ્રકટ થયેલા મારા ‘ કૃષ્ણભક્ત બોડાણો ’ નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામા આવ્યુ છે

## વર્ષાનું આગમન*

### હરિગીત

જો સુખદ શીતલ શુચિ સુવાસક પવનલહરી વાય છે;
પડતી ગગનથી સલિલધારા ભૂ સુખદ દેખાય છે;
આ મૃદુ સુમનની લતા ડોલે વાયુના આઘાતથી;
ને ગગનગામી વૃક્ષ કંપે પ્રબળ જળના પાતથી. ૧

યે નેત્રસુખદા હરિત વસુધા હૃદયને અનુરાગતી;
વાસવવધૂ[1]ની પંક્તિયો માણિક્ય સમ શોભે અતી;
નિર્મલ બકુલહારાવલી[2] મુક્તાવલી સમ ભાસતી;
ને ચંદ્રહાસ્ય સમાન નભમાં ચંચલા ય વિલાસતી. ૨

સાંભળી ભયંકર મેઘગર્જન સિંહ નિજ મદ મૂકતા;
કામી પ્રવાસીનાં મનો નિજ વિમલતાને ચૂકતાં;
બહુ, કૂપ, કુંડો ને સરોવરમાંહીં વારિ ભરાય છે;
નદ, નદી, નિર્ઝર જુઓ નૂતન નીરથી ઉભરાય છે. ૩

અતિ હર્ષ થાતો દર્દુરો[3] ને ચાતકોના કવનથી;
કાનન[4] વિષે કેકા[5] કરે નવ નૃત્ય વર્ષાસ્તવનથી;
બહુતાપપૂર્ણ નિદાઘનો આજે પરાજય થઈ ગયો;
દઢ વિજયદુંદુભિનાદ વિશ્વે મેઘનો ભીષણ થયો. ૪

---

* આ કાવ્ય ઇ. સ, ૧૯૦૩ કે ૧૯૦૪માં રચાયું હતું અને તે જ સમયમાં મુંબઈના 'ભારત જીવન' નામક માસિક પત્રમાં પ્રથમ વાર પ્રકાશિત થયું હતું.

૧ વાસવવધૂ=એક પ્રકારના જંતુ વિશેષ. ૨ બકુલહારાવલી=બકો-બગલાં-ની હારો. ૩ દર્દુરો=દેડકાં ૪ કાનન=વન. ૫ કેકા=મયૂર, મોર.

ફૂળ પુષ્પ આવ્યાં વૃક્ષમાં ને ક્ષેત્રમાંહી ધાન્ય છે;
નૂતન મળ્યું જીવન જગતને, સૌખ્યનું પ્રાધાન્ય છે;
આનન્દ આજે સર્વ જીવોના હૃદયમાં થાય છે;
સંતાપના સ્થળમાં સુખદ સંતોષકોષ જણાય છે. ૫



## પ્રાસ્તાવિક સુભાષિત*

વસંતતિલકા

થાતી વિપત્તિ વિષયી જનની ન નષ્ટ;
આવે સદૈવ શિર ભારી અનેક કષ્ટ;
લજ્જા લુપાય નિજ જીવન ભ્રષ્ટ થાય;
મૂકે વિકારવશતા નહિ તો ય હાય! ૧

ગીતિ

કયો દેશ આ તેમ જ, મિત્ર તથા શત્રુ કોણ છે મારા;
કાળ કયો આ ચાલે, ધનના વ્યય[1] આગમ[2] શા થાનારા; ૧
તથા કોણ હું પોતે, શી મારી શક્તિ એ સદા મનમાં;
વારંવાર વિચારે, જન સંકટ નહિ પામે ત્રિભુવનમાં. ૨

હરિગીત

જે મધુર મોદદ વસ્તુઓ ઉત્સાહ મનને આપતી;
તે વસ્તુઓ આ દેહનાં પણ સર્વ સંકટ કાપતી;

* આ કાવ્યો મારા ભિન્ન ભિન્ન પુસ્તકોમાંથી સંગ્રહીને અહીં એકત્ર આપવામાં આવ્યાં છે અને પ્રાસંગિકતાના કારણથી પ્રત્યેક કાવ્યનું ભિન્ન ભિન્ન સ્વતંત્ર શીર્ષક રાખવામાં નથી આવ્યું.

૧ વ્યય=ખર્ચ, ૨ આગમ=આવક, કમાણી.

એથી મનુષ્યો ધારતાં આશા હૃદયમાં ભાવથી;
આત્મા તથા જડ દેહની સંજીવની આશા કથી. ૧

* * * *

માનો નિરંતર વસ્તુ શુભ જે અશુભને તે જીતશે;
જ્યાં રોગ છે તે સ્થાનમાં આરોગ્યનાં પગલાં થશે;
રે હોય જેવી ભાવના તેવાં મનુષ્યો થાય છે;
લાવો પવિત્ર વિચાર, ઉન્નતિ નિકટમાં દેખાય છે. ૧

* * * *

છે વિલક્ષણ ને વક્રતામય વિશ્વપતિની પદ્ધતિ;
શબ્દાકૃતિ ને ભાગ્યના નિર્માણની જે છે કૃતિ;
તે કાર્યમાં છે મુખ્ય આવશ્યક વિભાગ વિચારનો;
સુંદર વિચારો ધારજો નિષ્કર્ષ જે છે સારનો. ૧

* * * *

માનો ગમે તે પણ રહેલું સત્ય છે અંતરમહીં;
નહિ નીકળ્યું કે બાહ્ય વસ્તુમાંથી નીકળશે નહીં;
છે એક આંતર કેન્દ્ર એવું નિત્ય આપણ સર્વમાં;
સંપૂર્ણતામય જ્યાં વસે છે સત્ય તે નિજ પર્વમાં. ૧

* * * * *

છે નિયમ પરિવર્તન વિનાનો હું નિરંતર માનતોઃ
જે નિયમથી નહિ કોઇ આત્મા ભ્રષ્ટ વિમુખ કદા થતો;
તે આપણામાંહી વસે, તે વસ્તુ આપે સર્વદા;
જે હોય યોગ્ય તથૈવ જે વળી હોય આવશ્યક યદા. ૧

રુચિરા

શ્રેષ્ઠ વસ્તુઓ સકળ, વિશ્વની, જે તે સર્વ ન બીજાની;
સદા આપણી અને આપણી શ્રેષ્ઠ વસ્તુઓ લ્યો માની;
આત્મસહાયક[1] દેહ જેટલો થઇ શકે છે અત્યારે;
તેથી વિશેષ દેહસહાયક[2] નથી થતો આત્મા ભારે. ૧

દોહરો

તેને ચાખે કોઈ નહિ, જેને રાખે રામ;
હોય ભલે દુનિયામહીં, દુશ્મન લોક તમામ. ૧

મુસદ્દસ

અંતે જવું છે સર્વને કો આજ કો કાલે જશે;
આયુષ્ય જ્યાં પૂરૂં થયું કે મરણ. નક્કી આવશે;
નહિ અમર કોઈ થયું કદા, નહિ અમર કોઇ પણ થશે,
સારાં નઠારાં કૃત્યનું માત્ર સ્મરણ અવિચળ હશે;
સંસારમાંહીં જીવવું નિજ ધર્મને ત્યાગી કરી;
એથી મરણ ઉત્કૃષ્ટ છે જો નામના રાખે ખરી. ૧

રુબાઈ

લોકો કહે છે સર્વ કે વૈભવ નથી તો કૈં નથી;
રમણીશરીરે રૂપનો અર્ણવ નથી તો કૈં નથી;
હો વૈભવો ત્રણ લોકના, હો રૂપનો અર્ણવ ભલે;
પણ જો પતિના પ્રેમનો આસવ નથી તો કૈં નથી! ૧

મુસદ્દસ

ભવમાં રહે છે અચલ પાતિવ્રત્ય પાળીને સતી;
ત્યમ એકપત્નીવ્રત નિભાવીને રહે પાવન પતિ;

---

૧ આત્મસહાયક-આત્માનો સહાયક ૨ દેહસહાયક-દેહનો સહાયક.

ભક્તો ધરે ભગવદ્‌ભજનમાં એક નિષ્ઠાથી મતિ;
માતાપિતા સંતાનમાં રાખે સદા મમતા અતિ;
છે પ્રેમ એનું મૂળ એથી સર્વ સુખમાં લીન છે;
રે વિશ્વપાતક ઇશ પણ એ પ્રેમને આધીન છે. ૧

દોહરો

નૈસર્ગિક સૌન્દર્યને, જોઇએ નહિ શૃંગાર;
વિના ભૂષણે શોભતો, ચન્દ્ર ગગન મોઝાર. ૧

* * * * *

નિયમ રહે કે ના રહે, પ્રેમ રહે ભરપૂર;
ભરે એકતા પ્રેમ એ, કરી ભિન્નતા દૂર. ૧

મુસદ્દસ

કટારી જાતિ નારીની હૃદયને ચીરનારી છે;
તથા તલ્વાર પણ નારી છતાં યે રેંસનારી છે;
ગણો બંદૂક નારી, પણ વપુને વીંધનારી છે;
મનાતી તોપ નારી દુર્ગને તે ભેદનારી છે;
અરે જે શક્તિએ નરજાતિની સત્તા વધારી છે;
જગત્‌માં શક્તિ પણ તે જાતિની તો મૂળ નારી છે, ૧

દોહરા

સુખ પછી આવે દુઃખ ને, દુઃખ પછી સુખ થાય;
સુખ દુઃખો પરિવર્તતાં, ચક્ર સમાન સદાય. ૧
તેથી સુખનો હર્ષ શો, દુઃખ વિશે શો શોક;
ભોગવતાં સુખ દુઃખને, વિશ્વે જીવે લોક. ૨

* * * * *

ધનાઢ્યતા છે હ્રદયમાં, ધનમાં નથી જરાય;
વસે વૃદ્ધતા બુદ્ધિમાં, વયમાં નહિ દેખાય. ૧

*                    *              *              *

કલિયુગના પરિતાપથી, ધર્મ ગયો પાતાળ;
વ્યાપ્યો અધર્મ વિશ્વમાં, અધર્મનો આ કાળ. ૧

હરિગીત

દિવસ જો હોય છે ચડતો મનુષ્યો પાસ આવે છે;
દિવસ પડતો નિહાળીને સહૂ મોઢાં છુપાવે છે;
નહીં જન અસ્તગામી સૂર્યને મસ્તક નમાવે છે;
સદા સહુ ઊગતા રવિને નમી અક્ષત ચઢાવે છે. ૧

દોહરો

ભાવિ હોય તે થાય છે, શુભ કે અશુભ સદાય;
અખંડ છે આ વિશ્વમાં, અસ્તોદયનો ન્યાય. ૧

સુસદસ

નથી સંસારમાં કોઇએ ઇજારો પ્રેમનો લીધો;
પછી અપરાધ શાનો કોઇએ જો પ્રેમરસ પીધો;
પ્રભુએ પ્રેમ આપ્યો, કોઇએ લીધો અને દીધો;
સદા સંસારમાં એ પ્રેમનો વ્યાપાર છે સીધો;
ટકેલું વિશ્વ છે એ પ્રેમ આપી પ્રેમ લેવાથી;
મહત્તા માનવી અવતારની છે પ્રેમસેવાથી. ૧

હરિગીત

કરો તલવારનો વિશ્વાસ એ છે સખ્ત નાદાની;
જગતમાં નાર ને તલવાર સહુએ બેવફા માની;

નૉહાળે બાહુમાં બળ઼ ત્યાં સૂધી સંગે વસે છે તે;
ગઇ પરહસ્ત તો સંહારવા સામી ધસે છે તે. ૧

દોહરો

ગૃહછિદ્ર[1] વસુ[2]વય અને, માન તથા અપમાન
દાન મંત્ર[3] ઔષધ મિથુન[4], ગોપનીય[5]એ માન. ૧



## આત્મસદનમાં સત્યનો સ્વીકાર*

### સવૈયા એકત્રીસા

અખંડ આત્મસદનમાં રાખો ગવાક્ષિ[1]ની સંખ્યા સુવિશાળ;
આવી દિવ્યતા સકળ વિશ્વની શોભાવે તેને સહુ કાળ;
અસંખ્ય સ્થાનોમાંથી આવે જે કિરણો અતિ ભવ્યાકાર;
સ્વીકૃત એક જ ધર્મકાયથી ન તેમનો થાયે સ્વીકાર. ૧

મૂકે શ્રદ્ધાના પટ ચીરો, આત્મસદનનાં ખોલો દ્વાર;
તેમાં સર્વ દિશાથી થાવા દો પ્રકાશનો શુભ સંચાર,
આકાશસ્થિત નક્ષત્રોનું મહા અલૌકિક જે સંગીત;
તેમ જ નિસર્ગદેવીનું જે ગીત મનોહર મધુર અભીતઃ—૨

---

૧ ગૃહછિદ્ર=ગૃહનો કોઇ પણ ભેદ. ૨ વસુ=ધન. ૩ મંત્ર=ગુરુમંત્ર. ૪ મિથુન=મૈથુન, સંયોગ. ૫ ગોપનીય=ગુપ્ત રાખવા યોગ્ય, અન્ય જનો સમક્ષ તેમનો પ્રકાશ યોગ્ય નથી તે.

* આ એક આંગ્ર કવિતાનો મુક્ત અનુવાદ–Free translation–છે અને તે મારા "આત્માનુભૂતિ" નામક ગ્રંથમાં ઇ. સ. ૧૯૧૮ માં પ્રથમ પ્રકટ થયેલો છે

૧ ગવાક્ષિ=વાતાયન, બારીઓ.

તે સાંભળવાનું શ્રવણોને શિક્ષણ આપો ધારી પ્રેમ;
એથી થાશે સદા તમારૂં આ સંસારે કુશળક્ષેમ;
હોય સૂર્ય જ્યાં સન્મુખ ત્યાં જ્યમ વળે સૂર્યમુખી પુષ્પ સદાય;
તેમ તમારૂં હૃદય સત્યને શુભ સન્મુખ નિશ્ચિત દોરાય. ૩

પોતાનું જે શાંતિમુકુટમંડિત છે ઉચ્ચ વિહારસ્થાન
અશાંતિનું કે વૈરભાવનું થતું નથી જ્યાં કૈં સન્માન;
અદૃશ્ય હસ્તો સહસ્રાવધિ પ્રબળ ઉતરશે તમો સમક્ષ
થશે સહાયક સદા તમારા ઊર્ધ્વગમનમાં દેવો દક્ષ ૪

સર્વ શક્તિઓ નિસર્ગની તે શક્તિ તમારી દૃઢ કરનાર;
થાઓ નહિ ભયભીત અર્ધ સત્યોને ત્યાગી દો આ વાર;
પૂર્ણ સત્યનો વિના વિલબે કરો આ ક્ષણે અંગીકાર;
જાય પરાજયનો ભય એથી, થાય વિશ્વમાં જયજયકાર ! ૫



## નારીધર્મનો રાસ*

સહિયર સંગમાં મળીને આનન્દથી રે,
ગાઓ પતિ પ્રભુનાં રસનાથી ગુણગાન,
નારીધર્મને પાળી સદૈવ સ્નેહથી રે—સહિયર.

સુન્દરિ, સાચું માનજો, શ્યામાનો શૃંગાર;
સ્વામી કેવળ સૃષ્ટિમાં, જીવનનો આધાર;

એથી સુખમય છે સંસાર, સાર વિચારજો રે,
નહિ તો દુઃખવિકાર અપાર, સમજી, દાર,
પતિના પ્રેમને મનથી કદા ન વિસારજો રે—સહિયર.

પતિની જે મન કામના, સફળ **કામિની** નામ,
સુન્દરતા જો શીલની, તો **સુન્દરી** સુધામ[1];
રમતી રમણવૃત્તિમાં રામા તે **રમણી** ગણી રે;
કરતી સહાયતા સહીં વામ ભાગમાં આમ,
તેથી **વામા** તેને કહેતા સજ્જન અગ્રણી રે-સહિયર

નારીનાં જે નામ તે, સાર્થક તો સહુ થાય;
જો તેના ધર્મો બધા, નિષ્ઠાથકી પળાય,
માટે પાળજો એ ધર્મ સઘળા ભાવથી રે,
એથી ભવમાં થાશો કૃતાર્થ, ભગિની, નિત્ય,-
નમશે જનતા પદમાં આવી પુણ્યપ્રભાવથી રે-સહિયર.

સદ્‌ગુણની સાડી ધરો, શીલ કંચુકી સાર;
પાતિવ્રત્ય પ્રભાવમય, ભાલતિલકવિસ્તાર;
પ્હેરો પ્રેમે કંઠે પ્રેમામુક્તાહારને રે.
કરમાં કુલીનતાનાં કંકણ ધારો વાહ,
વાહ રે ધન્ય છે તો વનિતાના અવતારને, રે-સહિયર-

કરાંગુલીમાં મુદ્રિકા, જેની, ઉત્તમ શાન્તિ;
સુનીતિનાં નૂપુરવડે, વધી ચરણની કાન્તિ;
એવા અલંકાર જો ઉત્તમ અબળા દેહમાંહી,
તો કૃત્રિમ બીજાં આભૂષણ છે વ્યર્થ,
માટે ધારો એ આભૂષણ ચાહી ચિત્તમાંહી-સહિયર

---

* આ રાસ-રાસડો અથવા ગરબો—ઇ. સ. ૧૯૧૨માં રચાયલી અને પ્રકટ થયેલી મારી 'ભટ્ટાણી અથવા પાવાગઢનો પ્રલય' નામક ઐતિહાસિક નવલકથામાંથી અહીં ઉદ્ધૃત કરાવેલો છે.

૧ સુધામ-મહાશયુક્ત, તેજસ્વિની.

સ્વામિભક્તિ સાથે વળી, ઈશ્વરભક્તિનિવાસ;
જો ચપળાના ચિત્તમાં, સુવર્ણસંગ સુવાસ;
કરજો વિનતિ નિરંતર એ જ ઈશ્વરને લળી રે,
રક્ષે સદૈવ તે સૌભાગ્યહેતુ જે કાન્ત.
થઈને શાન્ત આશા વિશ્વની બીજી ત્યજી રે—પ્રહિયર.

## મુમુક્ષુની મહત્વાકાંક્ષા

રુચિરા

આ ક્ષણથી આ સર્વ કાલ્પનિક બંધનમર્યાદાથી હું,
નિજને મુક્ત થયેલો પૂરેપૂરો, માનો, માનું છું;
હું મારો પોતાનો સ્વામી થઈને, ઇચ્છું ત્યાં વિચરૂં;
હવે દાસ્ય હું કોઈનું પણ કદાપિ નહિ તે નહિ જ કરૂં ૧
અન્ય જનોનું કથન સાંભળી વિચાર તેનો કરીશ હું;
અટકી, શોધી, સ્વીકારીને ધ્યાન અચલ દૃઢ ધરીશ હું;
મૃદુ, પણ દૃઢ સંકલ્પશક્તિથી આગળ વધતો રહીશ હું:
જે બંધન રાખે સીમામાં તેને ન હવે સહીશ હું. ૨
તોડી ફોડી બંધશૃંખલા સ્વતંત્ર થઈને સંસારે;
યથેચ્છ વિચરણ સર્વ સ્થળમાં સદૈવ કરવું છે મારે:
મુક્ત હતો હું મુક્ત થવાનો બંધન શાને ધારૂં હું?
મમ નૈસર્ગિક ધર્મ 'મુક્તિ' છે તેને અંગીકારૂં હું. ૩



* મહાશય વૉલ્ટ વ્હિટ્મૅનના એક અંગ્રેજી કાવ્યનો આ મુક્ત-પદ્યાનુવાદ મારા 'અનન્તાનુભવ' નામક ગ્રંથમાં ઈ.સ. ૧૯૧૮માં પ્રથમ વાર પ્રકટ થયો હતો.

# નવીન જીવન*

### રુચિરા

જે પ્રત્યેક દિવસ ઊગે તે નવ આરંભ બતાવે છે;
પ્રતિ પ્રભાતે વિશ્વ નિત્ય નૂતનતાને દર્શાવે છે;
શોક પાપથી ત્રસ્ત બાંધવો, આ આશા અતિ સુન્દર છે;
જે આશા મારામાટે ને તમમાટે ભદ્રંકર છે. ૧

ભૂતકાળના સર્વ પદાર્થો ભૂતકાળમાં લીન થયા;
કાર્ય થવાનાં થઇ રહ્યાં ને આંસૂડાં રેડાઈ ગયાં;
ગઈ કાલના પ્રમાદ તે ગૈકાલવડે ઢંકાયા છે;
નિશા શાન્તિથી ગઈ, કાલના ત્રણો સર્વ રૂઝાયા છે. ૨

* * * *

ગયાં તેમને જાવા દો જે થયું ન અથયુ થાય હવે;
નહીં તેમના સહાયકર્તા કોઇથી ય થવાય હવે;
દયાળુ ઇશ્વર સદા તેમને ક્ષમા પાપની આપીને;
ધારો અંકે, હસ્ત તેમના શિરપર પ્રેમે સ્થાપીને. ૩

કેવળ જે દિવસો નવીન છે તે જ આપણા ધારી લ્યો;
ગઈ આવતી કાલ વિસારી કેવળ 'આજ' સુધારી લ્યો;
જુઓ થઈ આકાશ સમુજ્જ્વલ દીપ્તિમાન બહુ ભાસે છે;
ક્ષીણ ભૂમિ નવ જન્મ ધરીને અતિ આનંદ વિલાસે છે. ૪

શ્રાંત અવયવો ઉપાંગોત્ય ને સુંદર તુષારધારાથી;–
સ્નાત થવા, રવિદર્શન કરવા નિજ નયનોની તારાથી;

* એ- અંગ્રેજી કવિતાનો આ મુક્ત પદ્યાનુવાદ પણ એ 'આનન્દાનુભૂતિ' નામક ગ્રંથમાં જ ઈ. સ. ૧૯૧૮ માં પ્રથમ વાર પ્રકાશિત થયો હતો.

પ્રભાતના ઉત્સાહભાગને લેવામાટે મંદ હસી;
ધીમે ધીમે વિકાસ પામે હર્ષભાવના વિષે વસી. ૫

હે આત્મન્, પ્રતિદિન નવીન આરંભ સત્ય એ જાણી લે;
મહામધુર આનન્દગીતના શ્રવણમોદને માણી લે;
જીર્ણ શોક ને પાપ પુરાતન, ભાવિ પ્રમેયની ચિન્તા;
શક્ય દુઃખ, એ સર્વ છતાં પણ થઈ જા શોકસ્મૃતિહન્તા. ૬

ધૈર્ય હૃદયમાં ધારી લે ઉલ્લાસ સહિત નવ દિન સંગે;
નવીન જીવન આરંભી દે રંગાઇ નવ દિન રંગે;
પ્રતિશ્વાસ, પ્રતિમુહૂર્ત, પ્રતિદિન નવીન જીવન આવે છે;
નવોલ્લાસને એ નવીન જીવન આકર્ષી લાવે છે. ૭



## આત્માની અમરતા*

### હરિગીત

હે પ્રેમિ મિત્રો પ્રસન્ન થાઓ, રડો છો શા કારણે?
રડતાં નયનને, આંસુ લૂછી, સૂકવી દો આ ક્ષણે;
જે દેહને મૂક્યો તમે છે શબાસનપર હસ્તથી;
તે એક અશ્રુના પતનમાટે ય યોગ્ય નથી, નથી. ૧

જ્યમ છીપ ઠાલી હોય કીમત તેની ફૂટી બદામની;
ચાલ્યું ગયું મોતી પછી તે છીપ છે શા કામની?
એ છીપ જેવા દેહને ત્યાગો, રહો આત્મા સદા;
તે મોતી, આ આત્મા રહ્યો જે નષ્ટ થાતો નહિ કદા. ૨



---

* એક અંગ્રેજ કવિતાનો. આ. મુન. પદ્માનુવાદ. મારા. 'અજન્તા ભાવિ' નામક ગ્રંથમાં ઇ. સ. ૧૯૧૮ માં પ્રથમ વાર પ્રકટ થયો છે

# નવીન જીવન*

રુચિરા

જે પ્રત્યેક દિવસ ઊગે તે નવ આરંભ બતાવે છે,
અને પ્રભાતે વિશ્વ નિત્ય નૂતનતાને દર્શાવે છે,
શોક પાપથી નમ્ર બાંધવો, આ આશા અતિ સુન્દર છે,
જે આશા મારામાટે ને તમમાટે ભદ્રંકર છે ૧

ભૂતકાળના સર્વ પદાર્થો ભૂતકાળમાં લીન થયા,
કાર્ય થવાનાં થઈ રહ્યાં ને આંસુડાં રેડાઈ ગયાં,
ગઈ કાલના પ્રમાદ તે ગૈકાલવડે ઢંકાયા છે,
નિશા શાન્તિથી ગઈ, કાલના ક્લેશો સવ રૂઝાયા છે ૨

* *

ગયા તેમને જવા દો જે થયું ન અથયું થાય હવે,
નહીં તેમની સહાયકતા કોઈથી ય થવાય હવે,
દયાળુ ઈશ્વર સદા તેમને ક્ષમા પાપની આપીને,
ધારો અહે, હસ્ત તેમના શિરપર પ્રેમે સ્થાપીને ૩

કેવળ જે દિવસો નવીન છે તે જ આપણા ધારી લ્યો,
ગઈ આવતી કાલ વિસારી કેવળ 'આજ' સુધારી લ્યો,
જુઓ થઈ આકાશ સમુજ્જ્વલ દીપ્તિમાન બહુ ભાસે છે,
ક્ષીણ ભૂમિ નવ જન્મ ધરીને અતિ આનંદ વિલાસે છે ૪

આર્દ્ર અવયવો ઉષાચૈત્ય ને સુંદર તુષારધારાથી,—
સ્નાત થવા, રવિદર્શન કરવા નિજ નયનોની તારાથી,

---

* એ અંગ્રેજી કવિતાનો આ મુક્ત પદ્યાનુવાદ પણ એ 'આનન્દસ્મૃતિ' નામ ગ્રંથમાં ઈ. સ. ૧૯૧૮ માં પ્રથમ વાર પ્રસિદ્ધ થયો હતો.

ન તેઓ કરે જો અખંડ પ્રયાસ[1];
કહો કોણ ટાળે ક્ષુધાજન્ય ત્રાસ ? ૫

તમો છો મનુષ્યો મહાબુદ્ધિમંત;
વિવેકે ભલી યુક્તિ યોજો અનંત;
નહીં સત્ય આ ધ્યાનમાં કેમ લાવો ?;
ન આલસ્યને કેમ મારી હટાવો ? ૬

યદા એક કોઇ ગ્રહો કાર્ય હાથે;
કરો પૂર્ણ તેને સદા ખંત સાથે;
ન હારી જશો વિઘ્નના યુથ[2] જોઇ;
નહીં મૂકશો મસ્તકે હાથ રોઈ. ૭

ધરો ધૈર્ય ચિત્તે હિમાદ્રિ[3] સમાન;
ન વૈકલ્ય[4]ને ધારશો હે પુમાન !;
અભીષ્ટા[5] ન આરંભમાં સિદ્ધિ આવી;
ફરી આદરો કાર્ય ઉત્સાહ લાવી. ૮

સદુદ્યોગ, ઉત્સાહ, યુક્તિ, પ્રયુક્તિ;
મહાધૈર્ય, તેજસ્વિતા, દિવ્ય શક્તિ;
વસે સદ્‌ગુણો જે સ્થળે એ સદૈવ;[6]
સદા સિદ્ધિ દે તે સ્થળે વાસુદેવ. ૯

ન કાલત્રયે ત્યાગશો યત્ન બંધુ;
પ્રયત્નો થકી પામશો સૌખ્યસિંધુ;

---

૧ પ્રયાસ=પરિશ્રમ, પ્રયત્ન. ૨ યુથ=સમુદાય ૩ હિમાદ્રિ=હિમાલય ૪ વૈકલ્ય=વિકલતા, અસ્વસ્થતા. ૫ અભીષ્ટા=અભીપ્સિતા, ઇચ્છિતા. ૬ સદૈવ=સત્-એવ, અર્થાત્ સત્ય.

## પ્રયત્ન*

### ભુજંગ પ્રયાત

મળે છે મને કામ ધંધો ન કાંઇ;
થઈ આ સ્થિતિ પ્રાપ્ત તેથી જ, ભાઇ !';
ન એવાં વદો વાક્ય ધારી નિરાશા;
કરો યત્ન રાખો સદા ભદ્ર આશા. ૧

કહો વા 'અમારૂં હશે દુષ્ટ દૈવ;
શિરે આવતાં કષ્ટ તેથી સદૈવ';
નહીં દૈવને વ્યર્થ રે દોષ દેશો;
પ્રયત્નો વિના ક્યાં થકી રત્ન લેશો ? ૨

વસુ મેળવી જે જનો શ્રેષ્ઠ થાતા;
યશસ્વી થયેલા જગત્માં જણાતા;
કર્યો યત્ન શા તેમણે તે વિચારો;
ત્યજી મંદતાને પ્રયત્નો વધારો. ૩

ન ઉદ્યોગની વિશ્વમાં ન્યૂનતા છે;
ન કર્તવ્યની ન્યૂનતા આગતા[1] છે;
વસે પદ્મમાં સિંધુજા[2] એ અસત્ય;
સદુદ્યોગમાં સિંધુજાવાસ[3] સત્ય. ૪

પશુ પક્ષિ ને પ્રાણિયો અન્ય લક્ષ;
પ્રયત્નો કરી મેળવે નિત્ય ભક્ષ;

---

* આ કાવ્ય "બુદ્ધિપ્રકાશ' ના ઇ. સ. ૧૯૦૧ ના ડિસેમ્બર માસના (૧૨ મા) અંકમાં પ્રથમ વાર પ્રકટ થયું હતું.

૧ આગતા=આવેલી ૨ સિંધુજા=લક્ષ્મી. ૩ સિંધુજાવાસ=લક્ષ્મીનો નિવાસ.

ઉઠો, યત્નને, વીર, હસ્તે ધરી લ્યો;
વશ ઋદ્ધિ ને સિદ્ધિ નારી વરી લ્યો;
નહીં યત્નથી કાર્ય જો સિદ્ધ થાય;
તમારો નહીં દોષ તો કૈં મનાય. ,૧૫

## અદ્વૈતતત્ત્વ*

### હરિગીત

મહીમાં[૧] સમજવા મોક્ષમહિમા[૨] ઇચ્છ જો વેદાન્તનો;
તો પ્રથમ સદ્ગુણ સહિત મનમાં ભાવ લાવે દાન્ત[૩]નો;
થે દક્ષ વિભુના પક્ષમાં ધરીં લક્ષથી એકાગ્રતા;
ઉપદેશ ગુરુનો સાંભળે, પ્રત્યક્ષ મળશે અગ્રતા. ૧

શ્રદ્ધારહિત જો થાય નહિ, તો ધાર હિત તવ નિત્ય છે;
આનન્દ-આગારે કરે તવ વાસ ઇશ અચિન્ત્ય છે;
અજ્ઞાનનો અવરોધ કરીં ધરે જ્ઞાન અવિચલ ખંતથી;
નો તમસ્તાપ જતાં થશે તું શાંત શાંતિવહંતથી[૪] ૨

માતા, પિતા, ભ્રાતા તથા ભગિની ન ભાર્યા મારી છે;
એ દ્વૈતભાવ ભવે ભવિકની ભક્ષયિત્રી[૫] મારી[૬] છે;
આ જગત્ સર્વ બ્રહ્મમય છે ભિન્ન તેથી લેશ ના;
હું સ્વાત્મ તેથી બ્રહ્મ છું, કૈં ન્યૂનતા છે શેષ ના. ૩

---

* આ કાવ્ય 'સમાલોચક' ત્રૈમાસિકના ઈ. સ. ૧૯૦૧ ના જુલાઈ માસના અંકમાં પ્રથમ વાર પ્રકાશિત થયુ હતું.

૧ મહી=પૃથ્વી. ૨ મહિમા=પ્રતાપ, મહત્તા, ગુરુતા. ૩ દાન્ત=જેણે ઇન્દ્રિયોનું દમન કર્યું હોય તે. ૪ શાતિવહંત=શાન્તિરૂપ વાયુ. ૫ ભક્ષયિત્રી=ભક્ષનારી. ૬ મારી=મહામારિકા.

અહોરાત્ર[1] ઉદ્યોગમાં લીન થાઓ;<br>
ત્યજીને પ્રયત્નો નહીં દીન થાઓ. ૧૦

ખરી કામધેનુ, મહાકલ્પવૃક્ષ;<br>
સદુદ્યોગ આ સૃષ્ટિમાં, બંધુ, દક્ષ;<br>
સદા ઇચ્છિતા વસ્તુ ઉદ્યોગ આપે;<br>
મહાકષ્ટને એ જ ઉદ્યોગ કાપે. ૧૧

દિલીપાત્મજે[2] બાંધીને યત્નતોકે[3];<br>
ઉતારી જ ગંગા નદી મૃત્યુલોકે;<br>
અહા ! ધન્ય, તે ધન્ય રાજા કહીશું;<br>
ન ઉદ્યોગ એવો મને શું ચહીશું ? ૧૨

હશો બદ્ધ જો લોહની શૃંખલામાં;<br>
ફસાયા હશો કોઈ ભૂંડી બલામાં;<br>
થશો યત્નથી મુક્ત તત્કાળ જાણો;<br>
સદા મુક્તિનો મંત્ર યત્ને પ્રમાણો. ૧૩

કરે યત્ન તો પંગુથી યે ચલાય;<br>
કરે યત્ન તો મૂક વાચાલ થાય;<br>
કરે યત્ન તો શૂદ્ર વિપ્રત્વ પામે;<br>
કરી યત્ન પાપી જતા સ્વર્ગધામે. ૧૪

---

૧ અહોરાત્ર=દિવસ અને રાત્રિ. ૨ દિલીપાત્મજ=દિલીપરાજાનો પુત્ર, ભગીરથ. એ રાજા તપશ્ચર્યાના બળથી સુરસરિતા ગંગા નદીને મૃત્યુલોકમાં લાવ્યો હતો અને તેથી ગંગાનું અન્ય નામ ' ભાગીરથી ' પણ વિખ્યાત છે. ૩ યત્નતોકે=યત્નના તોકે, યત્નના બંધનથી.

રોકડ નાણું કોઇ ચોર જો ચોરી જાશે;
તો, મારી હે ઇશ! વિશ્વમાં શી સ્થિતિ થાશે!'
દિવારાત્ર એ ભીતિ, હૃદયને હાય સતાવે;
ધનાઢ્ય જનને કદા મીઠડી ઉંઘ ન આવે. ૩

એ કારણ કે શ્રેષ્ઠ વસ્તુથી વિદ્યા ભાસે;
ચોરી જાય ન ચોર, નષ્ટ નહિ કદાપિ થાશે;
અધિક વાપરો જેમ, તેમ તે થાય વધારે;
સદા સમર્પી હર્ષ, શોક સત્વર સંહારે. ૪

કલ્પવલ્લરી સત્ય શારદા એક જ દેખી;
સરસ્વતીને સિંધુસુતા[1]થી સુન્દર લેખી;
વિદ્યા અર્પી જ્ઞાન, મોક્ષનો માર્ગ બતાવે;
ભજું શારદે, તને, હૃદયના વિશુદ્ધ ભાવે. ૫

માન્યું એ વસુ વિના ન કોઈ કાર્ય સરે છે;
ધનમાટે તેથી જ જનો બહુ યત્ન કરે છે;
ભલે મેળવો દ્રવ્ય ઉદરપોષણને કાજે;
પણ થાવું લોભિષ્ટ, સુજ્ઞ જનને નહિ છાજે. ૬

વિદ્યાનો અભ્યાસ, કરો આયાસ[2] કરીને;
અવલોકી લ્યો શાસ્ત્ર, હૃદયમાં સ્નેહ ભરીને;
સ્તુતિભાજન[3] સન્માન્ય, બંધુ, થાઓ સંસારે;
સરસ્વતી આ લોક તથા પરલોક સુધારે. ૭

હતો ભોજ ભૂપાલ, શક્તિ ને ધનનો ઇશ્વર[4];
ખ્યાત થાત નહિ, હોત ન જો કાલિદાસ કવિવર;

---

૧ સિંધુસુતા=લક્ષ્મી. ૨ આયાસ=પ્રયાસ, પરિશ્રમ. ૩ સ્તુતિભાજન=સ્તુત્ય, પ્રશંસાપાત્ર. ૪ ઇશ્વર=સ્વામી.

નહિ શત્રુ અથવા મિત્ર વિશ્વે કોઈ મમ દેખાય છે;
પ્રત્યેક વ્યક્તિ વિશે પરમ પરમેશરૂપ લખાય છે;
એવા વિચાર કરી હૃદય અદ્વૈતભાવ વધારજે;
વિધ્વંસનીયૈં દ્વૈતમતને ચિત્તમાં નવ ધારજે. ૪

મદિરા તથા પશુમાંસ આદિ અભક્ષ્ય વસ્તુ ન ભક્ષજે
મદ, લોભ, મોહ, ક્રોધ, કામવિકારથી નિજ રક્ષજે;
કર્મેન્દ્રિયોના સ્વાદને ત્યાગી સદા ધિક્કારથી;
જ્ઞાનેન્દ્રિયોના વિષયને ગ્રહું જ્ઞાનના અધિકારથી. ૫



## લક્ષ્મી અને સરસ્વતી*

કાવ્ય છંદ

ધનથી પૃથ્વીમાંહીં, પુરુષના પ્રાણો જાતા;
સ્નેહીના સંબંધ, નષ્ટ એ વસુથી થાતા;
મિત્રોનાં મિત્રત્વ, સદા વસુ દેવ મટાડે;
ભ્રાન્ત હૃદયને કરી, નિરંતર બુદ્ધિ બગાડે. ૧

ધનાઢ્ય-પુરુષો સદા, લીન ચિન્તામાં રહેતા;
તર્ક વિતર્કો કરી દુઃખસરિતામાં વહેતા;
'આપ્યા દામ હજાર, આવશે કે નહિ આવે?
માલ પડ્યો છે ઘણો, ઘટ્યા છે બજારભાવે;- ૨

* આ કાવ્ય ઇ. સ. ૧૮૯૮ માં રચાયું હતું અને તે જ વર્ષમાં મુંબઇમાં તે સમયમાં પ્રકટ તથા 'વિચારદર્પણ' નામક માસિક પત્રના જાનુઆરી માસના (૮ મા) અંકમાં પ્રથમ વાર પ્રકાશિત થયું હતું.

વિરક્ત જન આસક્ત જણાતા, વળી દેખાતા દાતા,
ક્રોધી થાતા ક્ષમાશીલ નર, જ્ઞાની અભિમાની થાતા ૧
થયા બ્રહ્મચારી વ્યભિચારી, કવિજન લોભી થઈ જાતા
ત્યજી ઈશગુણગાન, ભાવથી ગાન ધનિક જનના ગાતા,
સ્વામી કૃપણ, હરામી સેવક, પંડિત છે પૂરા પાપી,
થયા હીન ધર્મિષ્ઠો, યતિએ અધર્મમાં મતિને સ્થાપી. ૨
પાપાત્મા પુરુષો પૃથ્વીમાં પૈસો પદવી પામે છે,
પ્રભુચરણામૃત કોઈ ન પીતા, ભગરંગ બહુ જામે છે,
કોઈ વેદવાણી ન સાંભળે, ભાંડકથામાં કર્ણ ધરે,
પીઠાસનપર બેસી શૂદ્રો, બ્રાહ્મણને ઉપદેશ કરે ૩
ત્યજી બ્રાહ્મણો પરબ્રહ્મને, અન્ય દેવ મનમાં ધારે,
ગાયત્રી કે વેદ પઠે નહિ, કરે મજૂરી સંસારે,
ક્ષત્રિયશૌર્ય પુરાતન આજે, અફીણમાં અન્તયુ આવી,
હાય કસૂંબારંગે દીધો, ભાગ્યરંગને પલટાવી. ૪
માતપિતા ગુરુ મિત્રોને નહિ આજે કોઈ ધન આપે,
વેશ્યા કુલટાને દેતા વસુ, હર્ષ હૃદયમાંહી વ્યાપે,
કરે ભિન્ન ભગિની ભ્રાતાને, સ્યાલક[1]ને ગણે સગે,
જનનીને જોડે મારીને કહે સાસૂને 'હે ગંગે!' ૫
ગ્રહે સર્વ જન પક્ષ સબળનો, દુર્બળ જનને તારે છે,[2]
દમી દીનને સર્વ ધનિકની સ્તુતિના ઢોલ વગાડે છે,
ભાણેજી, ભત્રીજી, ભાભી, પુત્રવધૂ[3]ને તાકે છે,
ધર્મચાકને ત્યાગી પુરુષો, પાપધૂલિકા ફાકે છે ૬

---

[1] સ્યાલ –પત્નીના સહોદર, સાળો [2] તાડે છે–મારે છે [3] પુત્રવધૂ–પુત્રની સ્ત્રી, સ્નુષા

એથી એ છે સિદ્ધ, રમા[1]થી વિદ્યા સુન્દર;
ઋષિચરણે શિર ધરે, નિરંતર, જુઓ, પુરન્દર.[2] ૮
રામકીર્તિનું કારણ, માનો આદ્ય કવીશ્વર;[3]
કૃષ્ણકીર્તિનું કારણ, માનો વ્યાસ મુનીશ્વર;
પૃથિરાજ ચહુઆણ, થયો છે અમર ચન્દ[4]થી;
અનેક છે દૃષ્ટાન્ત કેટલાં કહું છન્દથી ? ૯
જે કરતા વિખ્યાત ભૂપ અવતારી નરને;
કોટિ વાર છે ધન્ય, સૃષ્ટિમાં તે કવિવરને;
પણ કવિનું શ્રેષ્ઠત્વ, શારદાના સેવનથી;
વિદ્યા સમાન કોઈ અન્ય દેવી, દેવ નથી. ૧૦
ભવ્ય ભારતી[5]માત, નમન તું સ્વીકારી લે;
વરદા તારી ભુજા, મસ્તકે વિસ્તારી દે;
દે શુભ આશીર્વાદ, જ્ઞાનદીપક પ્રકટાવી;
તારી સેવા સદા કરું, હું શ્રદ્ધા લાવી. ૧૧



## કલિયુગનાં કૌતુક*

રુચિરા

થયા ગૃહસ્થો દરિદ્ર આજે, થયા શ્રીમંતો સંન્યાસી;
થયા યોગિજન ભોગી ભવમાં, થયા તપસ્વી ધનવાસી;

---

૧ રમા=લક્ષ્મી. ૨ પુરન્દર=ઈન્દ્ર. ૩ આદ્ય કવીશ્વર=રામાયણના રચયિતા ઋષિ વાલ્મીકિ. ૪ ચન્દ=કવીશ્વર ચન્દ બરદાયી. ૫ ભારતી=સરસ્વતી.

* આ કાવ્ય 'જ્ઞાનવર્ધક' માસિક પત્રના ઈ. સ. ૧૯૯૯ ના નવેમ્બર માસના (૧૧ મા) અંકમાં પ્રથમ વાર પ્રકાશિત થયું હતું.

વિપ્ર સાધુ સંતોને ત્યાગી, શિર મોચીચરણે ધરતા;
ભગવતને ભૂલીને લોકો, પ્રેતોની પૂજા કરતા. ૧૨

ગુરુ ઉપવાસ કરે ને શિષ્યો ખાય મલીદા પકવાન્નો;
રાજ્ય કરે નટ, ને નરપતિને નાચ નચાવે હેવાનો;
રાંડ ભાંડને આદર આપે, કવિજનને નહિ સત્કારે;
નાનકથાથી અલિપ્ત રહીને અભદ્ર કથને રતિ ધારે. ૧૩

રાજનીતિએ કુટિલનીતિનું સ્વરૂપ ભીષણ ધાર્યું છે;
મિત્રોએ મૈત્રીના નામે દ્રોહકાર્ય સ્વીકાર્યું છે;
ન્યાય પંચનો છે પરલોકે, સતી હશે સ્વર્ગે નારી;
પક્ષપાત ને સંકરતા[1]એ અહીં નિજ લીલા વિસ્તારી. ૧૪

મેઘવૃષ્ટિ ને સૃષ્ટિશુદ્ધતા,[2] દૂર દૃષ્ટિથી ગઇ વહી;
પાપજન્ય દુષ્કાળ રહ્યા ને અશુદ્ધતા અવશિષ્ટ રહી;
લપટ ઝપટ છળ કપટ દુષ્ટતા, દંભ દનુજ[3]ની સત્તા છે;
જે નરનારી કપટપરાયણ, તેની અહીં મહત્તા છે. ૧૫

કલિયુગનાં કૌતુક આ જોઈ કલેશકૃપાણી[4] લાગે છે;
"હજી થશે શું?" એ ચિન્તાથી હૃદય ધૈર્યને ત્યાગે છે;
સત્વર આવે અહીં સત્યયુગ, ધર્મનીતિસત્તા વ્યાપે;
એ જ મનીષા નારાયણ આ કલિયુગની સત્તા કાપે. ૧૬



૧ સંકરતા=વર્ણસંકરતા. ૨ સૃષ્ટિશુદ્ધતા=સંતાનોત્પત્તિની શુદ્ધતા. ૩ દનુજ=દાનવ, રાક્ષસ. ૪ કૃપાણી=કટાર, જમૈયો, ખંજર

કન્યાને જડ વસ્તુ માની, તેનો વિક્રય નિત્ય કરે;
સાઠ વર્ષના ડોસા સાથે આઠ વર્ષની સુતા વરે;
કન્યા થાયે તરુણી ત્યારે વરજી સ્વર્ગ સિધારે છે;
નિરુપાયા થઈ યુવતી વિધવા ચરણ પાપમાં ધારે છે. ૭

શાસ્ત્રવચન નહિ માને કોઇ, વનિતાવચન મનાયે છે;
દીન તાતથી પુત્ર લજાતા જોઇ વિકલતા થાયે છે;
ગુરુની ગુરુતા ગઈ ગર્તામાં, પવિત્રતાનો પ્રલય થયો;
અસહ્ય થાતાં ત્રાસ અસુરનો, સ્વર્ગે સુરનો સંઘ ગયો. ૮

પુરોહિતો હિતના હન્તા છે, શત્રુ સહોદર માની લ્યો;
તસ્કર[1] તાત, મારિકા[2]માતા, પીડક પુત્ર પિછાની લ્યો;
કુલીન નારી નગ્ન રહે છે, વેશ્યાઓ પટકૂલ ધરે;
કુમારિકાઓ ગર્ભ ધારતી, વિધવાઓ ધવ[3] બહુ કરે. ૯

સાસૂ ઘરમાં દળે બાજરો, લાવે પાણી જેઠાણી;
રસોઈ કરતી નણંદ, બેઠાં વહૂ બનીને શેઠાણી;
ભૂપતિ ભક્ષક, મંત્રી વંચક, નહીં લૂટતાં ચૂકે છે;
તિજોરીને તર રાખી વ્યાપારી દીવાળાં ફૂંકે છે. ૧૦

થયા ઝવેરી બધા જુગારી, શેઠમાલ મુનિમો ખાતા;
અમલદાર બહુ લાંચો લઈ અન્યાય કરીને હર્ષાતા;
સજ્જન દંડ ભરે ને આજે ચોર ફરે છાતી કાઢી;
ચુગલખોર વિશ્વાસપાત્ર છે, હાય દુર્દશા એ ગાઢી. ૧૧

ગુણી જનોના ગૃહમાં જોયો, દરિદ્રતાનો વાસ સદા;
મહાદુર્ગુણી જનના ગૃહમાં, વસતી લક્ષ્મી અતિસુખદા;

---

૧ તસ્કર=ચોર. ૨ મારિકા=મહામારી, મરકી. ૩ ધવ=પતિ.

વિપ્ર સાધુ સંતોને ત્યાગી, શિર મોચીચરણે ધરતા;<br>
ભગવતને ભૂલીને લોકો, પ્રેતોની પૂજા કરતા. ૧૨

ગુરુ ઉપવાસ કરે ને શિષ્યો ખાય મલીદા પકવાન્નો;<br>
રાજ્ય કરે નટ, ને નરપતિને નાચ નચાવે હેવાનો;<br>
રાંડ ભાંડને આદર આપે, કવિજનને નહિ સત્કારે;<br>
જ્ઞાનકથાથી અલિપ્ત રહીને અભદ્ર કથને રતિ ધારે. ૧૩

રાજનીતિએ કુટિલનીતિનું સ્વરૂપ ભીષણ ધાર્યું છે;<br>
મિત્રોએ મૈત્રીના નામે દ્રોહકાર્ય સ્વીકાર્યું છે;<br>
ન્યાય પંચનો છે પરલોકે, સતી હશે સ્વર્ગે નારી;<br>
પક્ષપાત ને સંકરતા[1]એ અહીં નિજ લીલા વિસ્તારી. ૧૪

મેઘવૃષ્ટિ ને સૃષ્ટિશુદ્ધતા,[2] દૂર દૃષ્ટિથી ગઇ વહી;<br>
પાપજન્ય દુષ્કાળ રહ્યા ને અશુદ્ધતા અવશિષ્ટ રહી;<br>
લપટ ઝપટ છળ કપટ દુષ્ટતા, દંભ દનુજ[3]ની સત્તા છે;<br>
જે નરનારી કપટપરાયણ, તેની અહીં મહત્તા છે. ૧૫

કલિયુગનાં કૌતુક આ જોઈ કલેશકૃપાણી[4] લાગે છે;<br>
'હજી થશે શું ?' એ ચિન્તાથી હૃદય ધૈર્યને ત્યાગે છે;<br>
સત્વર આવે અહીં સત્યયુગ, ધર્મનીતિસત્તા વ્યાપે;<br>
એ જ મનીષા નારાયણ આ કલિયુગની સત્તા કાપે. ૧૬



---

૧ સંકરતા=વર્ણસંકરતા. ૨ સૃષ્ટિશુદ્ધતા=સંતાનોત્પત્તિની શુદ્ધતા. ૩ દનુજ=દાનવ, રાક્ષસ. ૪ કૃપાણી=કટાર, જમૈયો, ખંજર.

## સ્વદેશાભિમાન*

### વસંતતિલકા

જે દેશમાંહિ, જન, જન્મ થયો તમારો;
તેને કદાપિ મનથી ન તમો વિસારો;
દેશો ન દેશ ગણીને યદિ પૂર્ણ માન;
બોલો કૃતઘ્ન નર કોણ તમો સમાન? ૧

જે દે સદા રુચિર પૌષ્ટિક અન્ન વારી;
જે દે નિવાસ કરવા નિજ ભૂમિ સારી;
જેનો સમીર વહતો પરિતાપહારી;
દેતો સદૈવ મન દેહવ્યથા વિદારી. ૨

તે દેશમાં ન અનુરાગ યદા તમારો;
તો વ્યર્થ, ખચિત, નિજ આ અવતાર ધારો;
છો ને મળે સુખ અગાધ વિદેશવાસે;
તે જન્મભૂમિસુખ તુલ્ય કદા ન થાશે. ૩

થાતી નથી જ સુખદા પરદાર જેમ;
લક્ષ્મી વૃથા પરગૃહે વસતી જ તેમ;
છે વ્યર્થ સર્વ સુખ જે પરદેશજન્ય;
થાઓ સ્વદેશરતિ રાખી સદૈવ ધન્ય ૪

દેશાભિમાન નિજ ચિત્ત વિશે વધારો;
દેશાભિમાન નિજ જાતિ વિશે પ્રસારો;
'આ જન્મભૂમિ મમ, આ મમ દેશ સારો!'
એ શબ્દ ગર્વ ધરીને મુખથી ઉચ્ચારો. ૫

---

* આ કાવ્ય 'ભારતજીવન' માસિક પત્રના ઇ. સ. ૧૮૦૨ ના ડિસેમ્બર માસના (૨ જા) અંકમાં પ્રથમ વાર પ્રગટ થયું હતું.

# કરીમા*

અથવા

## પારસનીતિદર્શન

## વિશ્વેશ્વરને વિનતિ

ગીતિ

કરીમ,[૧] કરુણા કર તું, દીન દાસની દશા અધમ ભાળી;
બદ્ધ ગર્વ બંધનમાં, મુક્ત કરી દે વિડંબના ટાળી. ૧
તારા વિના ન બીજો, મળતો સાંભળનારો ફરિયાદ;
ક્ષમા કરી પાપીનાં, પાપોની, દે ગરીબને દાદ. ૨
પાપમાર્ગથી અમને, કૃપા કરી રાખ દૂર અવનીમાં;
ક્ષમી સદા અપરાધો, બતાવ સન્માર્ગસૌખ્યની સીમા. ૩

---

* મહાત્મા શેખ સાદીકૃત "કરીમા" નો આ ગુર્જર પદ્યાનુવાદ મેં ઇ. સ. ૧૯૦૪ માં કર્યો હતો અને તે જ વર્ષમાં તે મારા તંત્રિત્વથી ચાલતા 'મુસાફિર' નામક માસિક પત્રના બે અંકોમાં પ્રથમ વાર કગરા પ્રકટ થયો હતો. મહાત્મા શેખ સાદીના 'કરીમા' નામક લઘુ ગ્રંથનું મૂળ નામ તો કે 'પન્દનામા' છે, છતાં એનો આરંભ 'કરીમા' (= કરીમ!) એ સંબોધનાત્મક બહુ શબ્દથી થતો હોવાથી એને એ જ નામથી ઓળખવાની રૂઢિ થઇ ગઇ છે.

૧ કરીમ=કરુણેશ્વર અથવા કૃપાસ્વામીના અર્થને દર્શાવનાર પરમેશ્વર-અલ્લાહ-નાં નવ્વાણું નામોમાંનું એક નામ છે.

## પયગંબરની મહત્તા

### દોહરા

આ મોઢામાં જ્યાં સૂધી, છે જીવતી જબાન[1],
દિલપજીર[2] કરવું સદા, પયગંબર-ગુણગાન
પયગંબરસમુદાયમાં, એ છે સર્વમહાન,[3]
ફલક, એનું અર્શ[4] છે, પવિત્ર વાસસ્થાન ૫
જેણે દુનિયા જીતી આ, બુરાક[5] પર થઈ સ્વાર,
નીલમહલમહરાબમાં, થી, જે થયો પસાર
એવા પયગંબર તણી, કરવી દિલમાં ચાહ,
જાણ, સાચો એ જ છે, ખયરખાહ[6] હમરાહ[7] ૭

## આત્મશિક્ષણ

### મનોહર

તારી પ્યારી જિન્દગીના વીત્યા છ બાવીસ સાલ,
તો ય હજી બાળ ખ્યાલ બદલાયો કેમ ના?,
હમેશ વખત લોભ હવસમાંહી વીતાડ્યો
પણ પળ સારા કામમાં ગુજાર્યો કેમ ના?,
ફાની[8] આ જહાન[9] અને જિન્દગી નાપાયદાર,
ખોટા બધા ખેલ જોયા ખરેખર એમના,

---

૧ જબાન=જિહ્વા જીભ ૨ દિલપજીર–મનોહર ૩ સર્વમહાન–સર્વથી મહાન ૪ અર્શ=નવમું આસમાન (સ્વર્ગ) ૫ બુરાક=હઝરત મહંમદ પયગંબરના ખચ્ચરનું નામ બુરાક હતું અને એ ખચ્ચર પર બેસીને તેઓ અંતે જન્નત (સ્વર્ગ) માં ગયા હતા એવી મુસલમાનોના પવિત્ર ધર્મગ્રંથ કુરાનશરીફમાં આખ્યાયિકા આપેલી છે ૬ ખયરખાહ=શુભ-હિતવાંછુ ૭ હમરાહ=સાથી, સાથે રહેનાર ૮ ફાની=નશ્વર ૯ જહાન દુનિયા

ભવિષ્ય વિચાર કરી કરી કરી ડરી પગ ભરી,
પ્રભુનું સ્મરણ કર ધરી ભાવ પ્રેમના. ૮

## ઔદાર્યપ્રશંસા

### ભુજંગ પ્રયાત

બતાવ્યું જગત્માંહીં ઔદાર્ય જેણે;
ખરી મેળવી નામના માત્ર તેણે;
કરે એ જ જો માનવીને પ્રસિદ્ધ;
કરે સર્વ આશા તથા એ જ સિદ્ધ. ૯

નથી શ્રેષ્ઠ ઔદાર્યથી કૈં વધારે;
મળી જે શકે માનવીને બજારે;
ખરો એ જ આનન્દનો અર્ક માનો;
અને સાર આ જિન્દગીનો મજાનો. ૧૦

સ્વ-ઔદાર્યથી દિલ જનોનાં રીઝાવો;
સ્વ-ઔદાર્યથી કીર્તિ વિશ્વે ગજાવો;
ન ઔદાર્યને કોઇ કાળે ઘટાવો;
નથી શું ઉદાર પ્રભુ તે બતાવો ?. ૧૧

## દાનસ્તુતિ

### દોહરા

નેકબખ્ત[1] દિલ નેકથી, કરી સખાવત ખાય;
કારણ કે, તે એ થકી, બખ્તાવર બહુ થાય. ૧૨

પ્યાર. સખાવત બે વડે, જહાંગીર[2] બન મિત્ર;
એ સદ્ગુણથી વિશ્વનો, થૈશ અમીર પવિત્ર. ૧૩

૧ નેકબખ્ત=ભાગ્યશાળી. ૨ જહાંગીર=વિશ્વવિજેતા, દુનિયાનો છતનાર.

ઉદાર પુરુષોનું સદા, સખાવત જ છે કામ;
વળી સખાવત તેમનો, ધંધો ખાસો આમ[૧]. ૧૪
પીનળમાટે કીમિયો, ખરી, સખાવત માન;
સર્વ દર્દની એ દવા, મધુરી સુધા સમાન. ૧૫
યેશ બની શકતાં ન તું, સખાવતોથી દૂર;
તરીશ સહેજે એથકી, દુનિયાપાણીપૂર. ૧૬

## કૃપણનિન્દા

### મનોહર

બખીલ[૨]ની મરજી પ્રમાણે આસમાન ફરે,
ભાગ્યદેવી દાસી જો બખીલની બની રહે;
કારૂ[૩]નો ખજાનો હોય બખીલના ઘરમાંહી,
દુનિયાનો ચોથો ભાગ તાબે તેને જો વહે;
તો ય જે લે બખીલનું નામ આ જબાન થકી,
દાના દરવીશ તેને લાજિમ[૪] નહિ કહે;
ભલે કરે લાખો લોક ચાકરી બખીલ તણી,
દૌલતના દોરથી ન કદા તેને તું ચહે. ૧૭
બોલ એક બોલ ન બખીલની દૌલત વિશે,
કારણ, નાપાક એથી મોઢું નિત્ય થાય છે;
જળ કે જમીનપર પાકીજગી[૫] પાળે તો ય,
બખીલ બિહિસ્તમાં કદાપિ નહિ જાય છે;

---

૧ ખાસો આમ=સર્વસાધારણ, સર્વસામાન્ય. ૨ બખીલ=કૃપણ, કૃ-દ. બિલ. ૩ કારૂન હજરત મહમદ પયગંબરનો એક સંબંધી હતો અને તે બહુ ધનવાન હતો. તેની પાસે એટલું બધું ધન હતું કે માત્ર તેના ખજાનાની કુંચીઓ ઉપાડવાને જ ચાલીસ ઊંટો ખાસ રાખવામાં આવ્યા હતા. ૪ લાજિમ=યોગ્ય, ઉચિત. ૫ પાકીજગી=શુદ્ધતા, પવિત્રતા.

સોના ને રૂપાથી પૂરો તવંગર છતાં પણ,
કંગાલો પ્રમાણે તે દોજખ[૧]માં રીબાય છે;
સ્વાદ સખાવત[૨]નો ચાખે છે સખી[૩] સ્વર્ગમાંહી,
ભેગું કરેલું સંભારી કંજૂસ મુંઝાય છે. ૧૮

## નમ્રતાપ્રશંસા

### દોહરા

હે મન! ધારે નમ્રતા, જો તું સદા પવિત્ર;
આ દુનિયાના લોક સહુ, થાશે તારા મિત્ર. ૧૯

પ્રકાશ પામે સૂર્યથી, ચન્દ્ર ગગનમાં જેમ;
સદા નમ્રતાથી તને, મળશે લાભ જ તેમ. ૨૦

શ્રેષ્ઠ સર્વથી મિત્રતા, ગણતા ઇલ્મા[૪] નેક;
સાધન મૈત્રીનું ખરૂં, માત્ર નમ્રતા એક. ૨૧

શોભાવે નહિ પુરુષને, વિના નમ્રતા કોય;
આભૂષણ નર શૂરનું, સદા નમ્રતા હોય. ૨૨

સ્વભાવ જેનો નમ્ર છે, તે જ ખરો ઇન્સાન[૫];
ઇન્સાની[૬]નું મૂળ છે, સત્ય નમ્રતા, માન. ૨૩

નમ્ર રહે છે જયમ સદા, ફળમંડિત[૭] વર વૃક્ષ;
નમ્ર રહે છે ત્યમ સદા, સંસારે નર દક્ષ[૮]. ૨૪

વૃદ્ધિ કરી તવ માનની, કરે સ્વર્ગમાં સ્થાન;
એવી એક જ નમ્રતા, રાખ સર્વદા ધ્યાન. ૨૫

---

૧ દોજખ=નરક. ૨ સખાવત=દાન, ઉદારતા. ૩ સખી=ઉદારાત્મા, દાતા. ૪ ઇલ્મા=વિદ્વાનો. ૫ ઇન્સાન=મનુષ્ય. ૬ ઇન્સાની=મનુષ્યત્વ. ૭ ફળમંડિત=ફળોવડે શોભતું, ફળયુક્ત. ૮ દક્ષ=વિચારશીલ, બુદ્ધિમાન.

ચાવી સ્વર્ગદ્વારની, સત્તાનો શૃંગાર;
દીપ્તિ મહત્તાની તથા, માત્ર નમ્રતા ધાર. ૨૬
નમ્ર માનવી વિશ્વમાં, સર્વ સ્થળ પૂજાય;
માનદાન પામે સદા, ચહે મિત્ર સમુદાય. ૨૭
મસ્તક જેનું ગર્વથી, હોય હમેશ ભરેલ;
તે જો થાયે નમ્ર તો, ખરો ખુશીનો ખેલ. ૨૮
ધરી નમ્રતા સર્વને, તું વશ કરી શકીશ;
પ્રાણ સમો પ્રિય થૈશ ને, સહુનાં ચિત્ત હરીશ. ૨૯
લોકોથી નહિ નમ્રતા, કરીશ કો દિન દૂર;
ચકચકતી તલ્વાર સમ, ચમકે તારૂં નૂર. ૩૦
સારૂં તે કહેવાય જો, થાય નમ્ર મગરૂર[1];
નમ્ર થવું, મિસ્કીન[2]ની, એ છે ફરજ જરૂર. ૩૧

## ગર્વનિન્દા

### દોહરા

કદાપિ તું આ લોકમાં, ગર્વ કરીશ ન તાત !;
કારણ, એથી કોક દિન, થાશે તારો ઘાત. ૩૨
'અહંકાર' એ શબ્દનો, અતિ વિચિત્ર છે અર્થ;
'અહંકાર' નવ ધારતા, તેથી બુદ્ધિસમર્થ.[3] ૩૩
'અહંકાર' છે મૂર્ખનો, નિશ્ચિત નિંદ્ય સ્વભાવ;
પવિત્ર પુરુષો ત્યાગતા, 'અહંકાર'નો ભાવ. ૩૪

---

૧ મગરૂર=ગર્વિષ્ઠ. ૨ મિસ્કીન=દીન, ગરીબ. ૩ બુદ્ધિસમર્થ=બુદ્ધિરૂપ સામર્થ્યને ધરાવનારા, બુદ્ધિમાન.

અહંકારથી થઇ ગયો, અઝાઝીલ[1]નો પાત;
લાનતના જિન્દાન[2]માં, જઇ પડ્યો એ ખ્યાત. ૩૫

ગર્વ સ્વભાવ જેમનો, હોય સર્વથી દુષ્ટ;
અહંકારના ભાવથી, તે શિર રાખે પુષ્ટ. ૩૬

દુર્ભાગ્યોનું મૂળ છે, અહંકાર નાકામ;
ઘટાડતો એ આબરૂ, સદા કરી બદનામ. ૩૭

જાણે છે મનમાં છતા, કરે ગર્વ તું કેમ ?;
કરે પાપ અક્ષમ્ય તુ, માનુ છુ હું એમ. ૩૮

---

૧ શયતાન જેને અત્યારે શયતાનના નામથી ઓળખવામા આવે છે તે ખુદાએ અગ્નિમાથી ઉત્પન્ન કરેલા ફરિશ્તાઓમાનો એક ફરિશ્તો હતો, તેનુ નામ અઝાઝીલ હતુ અને તેણે ૧૦૦૦૦૦ વર્ષ પર્યન્ત પાક પરવરદિગારની અનન્ય ભાવ તથા એકાગ્ર હૃદયથી પ્રાર્થના કરેલી હોવાથી તેને સર્વ ફરિશ્તાઓના સરદારની પદવી આપવામા આવી હતી પરવરદિગારે જ્યારે માટીમાથી આદમ મનુષ્ય-નુ પૂતળુ તૈયાર કર્યું ત્યારે તે પૂતળાને નમન કરવાનો અન્ય ફરિશ્તાઓ સાથે આ અઝાઝીલને પણ હુકમ કરવામા આવ્યો સર્વ ફરિશ્તાઓએ પ્રભુના હુકમ પ્રમાણે તે પૂતળાને નમન કર્યું, પણ અઝાઝીલે નમન કરવાને બદલે એવા ઉદ્ગારો કાઢ્યા કે "આતિશમાથી પયદા થયેલા ફરિશ્તાએ તે માટીના પૂતળાને શામાટે નમવુ જોઇએ ?" આ નાફરમાની-અવજ્ઞા-થી કોપાયમાન થઇને ખુદાએ તેને બિહિશ્ત-સ્વર્ગ-માથી કાઢી મૂક્યો અને તે દિવસથી તે ઇબ્લિસ્ તથા શયતાન જેવા લાનતભરેલા નામોથી ઓળખાવા લાગ્યો સામાન્યત શયતાન ઇન્સાન-મનુષ્ય-નો શત્રુ મનાતો હોવાથી અને દુરાચાર શયતાનનો ગુણ હોવાથી શયતાનનો શાગિર્દ નરકાધિકારી જ થાય છે, એવી ઇસ્લામની માન્યતા છે આપણા શાસ્ત્રોમા માયા તથા કલિયુગ આદિને માનવજાતિના શત્રુ તથા ભ્રામક માનવામા આવે છે તેવો જ પ્રકાર શયતાનનો પણ માનવાનો છે ૨ જિન્દાન= કારાગૃહ, જેલ

## જ્ઞાનપ્રશંસા

### ચામર

જ્ઞાનથી મહાન માન મેળવે પુમાન જે,
માલ[1] મર્તબા[2] વડે ન, સત્ય એ પ્રમાણજે;
જ્ઞાન મેળવો, સહી શરીરકષ્ટ ખંતથી,
જ્ઞાનહીન દુઃખ છે સદા અનાદ્યનન્ત[3]થી ૩૮

જ્ઞાનશોધકો સદૈવ બુદ્ધિશાળી હોય છે,
જ્ઞાનનો ખજાન તે હમેશ ગર્મ જોય છે,
જ્ઞાનશોધને પ્રવૃત્ત જે મનુષ્ય થાય છે,
સત્ય ભાગ્યશાળી તે જ વિશ્વમાં મનાય છે. ૪૦

જે સ્વદેશને ત્યજી વિદેશમાં પડે જવું,
ફર્જ છે મનુષ્યનો અવશ્ય જ્ઞાન શોધવું,
જ્ઞાન રાખ સંગ્રહી સ્વચિત્તમાં વિચારથી,
જ્ઞાન શાન્તિ અર્પશે, મૂકાવશે વિકારથી. ૪૧

જ્ઞાનથી વિભિન્ન કોઈ વસ્તુ તું ન શીખજે,
જ્ઞાનહીન મૂર્ખમાં ગણાય તે પરીક્ષજે,
જ્ઞાનધર્મ વિશ્વમાહીં સર્વવસ્તુરૂપ છે,
વિશ્વકાર્ય સર્વ જ્ઞાનથી થતાં અનુપ છે ૪૨

## મૂર્ખનિન્દા

### દોહરા

હે મન, તું હોયે યદા, દક્ષ તથા ધીમાન,[4]
તો મૂર્ખોના સંગને, ભવમાં ઈચ્છ કદા ન ૪૩

---

૧ માલ ધન ૨ મરતબો પદવી, પ્રતિષ્ઠા ૩ અનાદ્યનન્ત—પરમેશ્વ
ધીમાન—બુદ્ધિમાન

દુગ્ધશર્કરા[1] સમ કદા, મિત્ર મૂર્ખથી થા ન;
દૂર થજે તેથી સદા, છૂટ્યા બાણ સમાન. ૪૪
તારામાટે મૂર્ખ જો, મનથી કરે વિલાપ;
તેના કરતાં શ્રેષ્ઠ છે, સર્પદંશપરિતાપ. ૪૫
મૂર્ખ મિત્ર કરતાં ભલો, દાના દુશ્મન માન;
કારણ, તે કારણ વિના, કરે ન હાનિવિધાન.[2] ૪૬
મૂર્ખ સમો કોઈ નથી, દુનિયામાં કંગાલ;
નથી કોઈ મૂર્ખત્વ સમ, તદન નકામો માલ. ૪૭
ઘતું મૂર્ખના કાર્યનું, સદા અશુભ પરિણામ;
કારણ, ભાષણ પણ અશુભ, તેનું પ્રથમ તમામ. ૪૮
નિશ્ચિત નરકે પામશે, મૂર્ખ મનુષ્ય વિરામ;
કારણ, તે ન કરી શકે, પરહિતનું કૈં કામ. ૪૯
ચડે ફાંસીને માચડે, રહે દુઃખમાં લીન;
મૂર્ખજનોને ઉચિત એ, શોક કરો ન કુલીન! ૫૦
મૂર્ખ મનુજના સંગથી, દાના, રહેજો દૂર;
એથી ઇહિ[3] પરલોક બે, થાય કલંકિત પૂર.[4] ૫૧

## ન્યાયપ્રશંસા

### હરિગીત

જ્યારે કરી છે પૂર્ણ તારી સર્વ ઇચ્છા ઇશ્વરે;
તો ન્યાયના ઉદ્દેશને પૂરો ન નર તું કયમ કરે ?;

---

૧ દુગ્ધશર્કરા=દૂધ અને સાકર. ૨ હાનિવિધાન=હાનિની વ્યવસ્થા.
૩ ઇહ=આ લોક. ૪ પૂર=સંપૂર્ણ.

છે ન્યાય ભૂષણ ભૂપનું એ વિશ્વમાં વિખ્યાત છે;
તે છતાં ન્યાયે દૃઢ ન રાખે ચિત્ત શાને ભ્રાત છે?. ૫૨
દેતો રહેશે ન્યાય જો સાહાય્ય તારા કામમાં;
તો રાજ્ય તારૂં ચાલતું રહેશે સદા આરામમાં;
નૌશીરવાને[1] ન્યાયથી નિજ કાર્ય સર્વ કર્યાં અહીં;
તો આજ સુધી નામ તેનું છે અમર અવનીમહીં. ૫૩
કાર્યાધિકારી ન્યાય સમ નહિ અન્ય કોઈ વિશ્વમાં;
વળી કાર્ય પણ એ ન્યાય સમ નહિ ધન્ય કોઈ વિશ્વમાં;
ઇન્સાફથી આબાદ દુનિયાને હમેશા રાખ તું;
ઇન્સાફના ચાહનારને બસ રાસ્ત[2] રસ્તો દાખ[3] તું. ૫૪
બોલાવશે દુનિયા તને ‘ આદિલ શાહનશાહ્ ’ નામથી;
બદલો મળે એવો તને શો કહે બીજા કામથી ?;
યદિ કીર્તિની ઈચ્છા રહી છે ચિત્તમાં તારા વસી;
તો ક્રૂરતાના દ્વારને તું બંધ કર સત્વર ધસી. ૫૫
તું નિજ કૃપાની દૃષ્ટિને જનથી ન દૂર હટાવજે;
સદ્વાય આપી દુઃખિતોનો દુઃખભાર ઘટાવજે;
સર્વત્ર સુખ ને શાંતિ વસતાં રાજ્યમાં સદ્વાયથી;
સુચવાય સાધન રાજ્યનાં જો ન્યાયને પાળે મથી. ૫૬

---

૧ નૌશીરવાન ઇરાનનો સાસાનિયન્વંશી બાદશાહ હતો અને તે અતિશય નિષ્પક્ષપાત તથા ન્યાયપરાયણ હોવાથી પોતાની પ્રજામાં તેમ જ સમસ્ત વિશ્વમાં ‘નૌશીરવાને આદિલ’ અથવા ‘ આદિલ શાહનશાહ ’ જેવાં ઉત્કૃષ્ટ ઉપનામોથી ઓળખાતો હતો. કહેવાનું તાત્પર્ય એમ છે કે અન્ય સર્વ રાજ્યકર્તાઓએ પણ ન્યાયના વિષયમાં નૌશીરવાનનું અનુકરણ કરવું જોઇએ. નૌશીરવાન મુસલમાન ન હોવા છતાં મુસલમાન કવિઓને પણ તેની મુક્ત કંઠે પ્રશંસા કરવી પડે છે એ તેની અનન્ય ન્યાયશીલતાનું જ ફળ પરિણામ છે. ૨ રાસ્ત=સત્ય. ૩ દાખ=દેખાડ.

## અન્યાયનિન્દા

### હરિગીત

અન્યાયથી આ વિશ્વ સઘળું નષ્ટ રે થૈ જાય છે;
જ્યમ પવનના આઘાતથી નિર્મૂલ ઉપવન થાય છે;
અન્યાયને આદર ન આપે તું યદા સન્માનથી;
તો અસ્ત તારા રાજ્યમાં સુખસૂર્યનો કો દિન નથી. ૫૭

જ્વાળા યદા નિજ રાજ્યમાં પ્રકટાવી તેં અન્યાયની;
તો જાણ કે પ્રકટાવી તેં જ્વાળા પ્રજાની હાયની;
દુઃખી મનુજના હૃદયથી તે હાય નીકળી વેગથી;
સ્થળજળમહીં પ્રકટાવશે પાવક મહાઉદ્વેગથી. ૫૮

નબળા તથા લાચાર જનપર જુલ્મ નહિ કરતો કદા;
પ્રતિપળ મરણ શિરપર ભ્રમે ભય રાખ એવો સર્વદા;
પીડાયલાને પીડવાનો યત્ન ચિત્ત ચહીશ મા;
ને પીડિતોની હાયથી તું લક્ષહીન રહીશ મા. ૫૯

ગર્વિષ્ઠ ! ફૂલી ગર્વથી, કર નહીં અત્યાચાર તું;
એથી પ્રભુનો કોપ તારાપર ઉતરશે, ધાર તું;
બલહીન કે મિસ્કીનને તું કદાપિ ન સંતાપજે;
રે જાય જાલિમ દોજખે એ તત્ત્વ હૃદયે સ્થાપજે. ૬૦

## સંતોષસ્તુતિ

### હરિગીત

હે હૃદય ! જો તું મેળવે સંતોષને સંસારમાં;
તો રાજ્ય તારે વ્યાપશે સુખસૃષ્ટિના વિસ્તારમાં;

જો હોય તું જન દીન તો યે ન રુદન કરતો ખેદથી;
કારણ, પુરુષ ધીમાન આગળ ધન ગણત્રીમાં નથી ૬૧

દાના કદા ના ગરીબીથી લેશ પણ શર્માય છે,
મગરૂર રહેતા એ ગરીબીથી નબી[1] દેખાય છે,
સોનું તથા રૂપું ઘરેણાં ધનાઢ્યોના છે સદા,
ને દીન શાન્તિ ભોગવે આનન્દથી સુખ સર્વદા ૬૨

જો તું તવંગર[2] હોય નહિ, દિલગીર નહિ તો પણ થજે,
મિસ્કીન[3] પાસેથી ન 'કર' સુલ્તાન પણ લે, ધારજે,
ફકીરાઈ પણ હાલત મહીં ઉત્કૃષ્ટ આ સંતોષ છે,
જે ભાગ્યશાળી જાળવે સંતોષના તે કોષ છે ૬૩

### દોહરો

ચિહ્ન રહે સદ્ભાગ્યનું, હોય યદા એ ભાવ;
તો સંતોષજ્યોતિને, આત્મામાં પ્રકટાવ ૬૪

## લોભનિન્દા

### ભુજંગપ્રયાત

નશે[1] લોભના જામમાંહી ફસેલા,
છકી છાકટા લોભમદે થયેલા,
નકી જરૂર[4] ગમાવો નહીં જિન્દગીને,
રહો ખુશ ખુદાની કરી બન્દગીને ૬૫

ફસે જે નશે લોભના જામમાંય,
નકી જિન્દગી તેમની નષ્ટ થાય,

---

૧ [illegible] ૨ તવંગર-ધનાઢ્ય
૩ મિસ્કીન-દરિદ્ર ૪ [illegible]

હશે કારૂં[1]નો ઘેર તારે ખજાનો;
ચતુર્થાંશ ભૂવિત્તભંડારમાંનો. ૬૬
તથાપિ ખરે આખરે મેલી માયા[2];
મળી ધૂળમાં આ જવાની જ કાયા;
દહે દામ[3]માટે કહે દેહ શાને ?;
વહે ભાર ઠાલો, નહીં કેમ માને ?. ૬૭
કયા જન્મમાટે કરે દામ ભેગાં;
નહીં ચાલશે આખરે દામ ભેગાં;
કર્યું ચિત્તને લીન તેં વિત્ત[4]માંહી;
થયો શોકનો ભોગ તેથી જ આંહી. ૬૮
થઈ આશકે જર[5] સદા દામ ચૂમે;
બની મસ્ત બેબાકળો ખૂબ ઘૂમે;
થયો દામનો શ્વાન જેવો શિકારી;
ક્યામત્[6]નો યે યાદને તેં વિસારી. ૬૯
અરે, નીચ ! ધિક્કાર, ધિક્કાર તૂને;
ન આનન્દ દે કાંઈ સંસાર તૂને;
ત્યજે ધર્મનું ધામ જે દામ કાજે;
નહિ સ્વર્ગમાં તે કદાપિ વિરાજે. ૭૦

## વિનય તથા ભક્તિપ્રશંસા

### ચોપાયા

સદ્ભાગી નરનારીના જે ઉત્તમ ગુણ તે એ છે.
વિનય હૃદયમાં સદા તેમના સ્થાયી થઇ રહે છે;

---

૧ જુઓ પૃષ્ઠ ૮૪ માનું પાદટિપ્પણ. ૨ માયા=ધન. ૩ દામ=દ્રવ્ય, વસ્તુ. ૪ વિત્ત=ધન. ૫ આશકે જર=લક્ષ્મીનો લોલુપ. ૬ ક્યામત્=અંતિમ ન્યાયદિવસ.

વિનયહીન થાવું એ વિશ્વે ઉત્તમ નથી મનાતું;
કારણ કે, ધન પણ એ વિનયવડે મેળવી શકાતું. ૭૧

સુખનો પણ જે મુખ્ય હેતુ તે વિનય સત્ય એ માનો;
વધે વિનયથી પ્રકાશ નિશ્ચિત અંતરમાં આત્માનો;
વિનયશીલ થાવાની જો તું દૃઢ પ્રતિજ્ઞા કરશે;
તારાં સ્વર્ગદ્વાર સદાને માટે, ભ્રાત, ઉઘડશે. ૭૨

બુદ્ધિશાળી જન કદા હૃદયથી નથી વિનય પરિહરતો;
કારણ કે, તે કોઈ વસ્તુને વર ન વિનયથી ગણતો;
મુખથી પ્રભુની કરી પ્રાર્થના જે પવિત્ર વપુ[1] રાખે;
નરકદ્વાર ન તે મનુષ્યને કદાપિ ઈશ્વર દાખે. ૭૩

કરે બંદગી જો તું, ભાઇ, સચ્ચાઈથી પૂરી;
સ્વર્ગરૂપ શાશ્વત ધન પામે, ઈચ્છા રહે ન અધૂરી,
જેવી રીતે સકળ સૃષ્ટિને સૂર્ય પ્રકાશ આપે;
તેવી રીતે તારા હૃદયે ભક્તિ તેજને સ્થાપે. ૭૪

વિશ્વવિદ્યાલયમાં એવી અનુત્તમ છે આ જે;
ઉત્પાદક વર પરમેશ્વરનાં ગુણકીર્તન, મન! ગાજે;
કરે એક નિષ્ઠાથી જો તું પ્રભુપ્રાર્થના શુદ્ધ;
તારી સાથે કરશે મૈત્રી શીઘ્ર મનુષ્યો બુદ્ધ[2]. ૭૫

કરી પ્રચંડ પ્રયત્ન, બાપો, ધાર્મિક અવશ્ય થાજે;
કારણ, કેવળ ધાર્મિકનું છે સ્થાન સ્વર્ગમમાજે;
પવિત્રતાથી આત્મદીપને, નર જો તું પ્રકટાવે;
ભાગ્યશાળી બીજા ભક્તો સમ તને ય ઈશ બનાવે. ૭૬

---

૧ વપુ=શરીર ૨ બુદ્ધ=જ્ઞાનયોગ, બુદ્ધિમાન.

પરહેજ્ગારો[1]ને ન કયામતની કૈ ચિન્તા થાતી;
નથી પાપમલ તેથી આંખો રહે તેમની રાતી;
અહીં માન ને કીર્તિ મેળવે પરલોકે સુખ ભારી;
માટે, ભાઈ, ભાવ ધરીને પાળો પરહેજ્ગારી.[2] ૭૭

## શયતાન[3]ની શિકાયત[4]

**હરિગીત**

સરદાર જેનો સૃષ્ટિમાં શયતાન લાનતી હોય છે;
પરમેશપદવી માનવી તે નિત્યમાટે ખોય છે;
હે મન! કદાપિ ન પાપની ગતિમાં સ્વમતિને ધાર જે;
રોજે કયામત[5]માં ન થાયે શર્મથી લાચાર તો. ૭૮
શયતાન છે નાદાન જેનો પરમજીવનમિત્ર રે;
નહિ પામશે, નિશ્ચિત કહું છું, સ્વર્ગસૌખ્ય પવિત્ર તે;
દક્ષો નિરંતર પાપપથથી જતા દૂર જણાય છે;
જયમ શર્કરા જળમા, મનુજ ત્યમ પાપમાં ગર્ક જાય છે. ૭૯
અહ્‌ભાગ્યશાળી સુજ્ઞ નર, એ પાપથી ગભરાય છે;
જયમ અભ્રથી રે ચન્દ્ર, ત્યમ નર પાપથી ઢંકાય છે;
વળગીશ તું ન વિકારને, તે નરકમાંહી નાખશે;
ત્યાગીશ નહિ જો પાપને તો તું નરકવાસી થશે. ૮૦
આ દુષ્ટ ને અપવિત્ર કર્મોના બલાઢ્ય પ્રવાહથી;
સુંદર સુમનજીવનસદન નહિ નષ્ટ કર ઉત્સાહથી;

---

૧ પરહેજ્ગારો=સાધુ પુરુષો, સંયમશીલો. ૨ પરહેજ્ગારી=સંયમશીલતા, સાધુતા ૩ શયતાનના પરિચયમાટે પૃષ્ઠ ૮૩ માનું પાદટિપ્પણ જુઓ. ૪ શિકાયત=નિન્દા. ૫ રોજે કયામત=ન્યાયનો અંતિમ દિવસ

જો મર્મ જાણી ધર્મનો, દુષ્કર્મથી શરાય, તો;
નહિ સ્વલ્પસૌખ્યદ માર[1]ના કુવિકારથી લેપાય, તોઃ- ૮૧

તું સ્વર્ગના સન્માનમય ઉદ્યાનમાં વિચરી કરી;
આનન્દલોગ વિલાસવૈભવ ભોગવીશ ભજી હરિ;
તું નરકસાધનને ત્યજી, લે સ્વર્ગસાધન મેળવી;
પરમાત્મામાં આત્માને, તાત? તું દે ભેળવી. ૮૨

## મદિરાપ્રશંસા[2]

### હરિગીત

સાકી[3] ભલા! તું તું લાલ પાણી હાલ લાવી આપને;
ઈચ્છા થઇ છે પાક મર્દો[4]મસ્ત આજે પી બને;
એ રક્તરંગી વારુણી[5] દે સ્વર્ણના પાત્રે ભરી;
માશૂકના ઓષ્ઠો સમી એ આત્મશાન્તિકરી ખરી. ૮૩
રતિભોગિ રમણીહૃદયનો એ મધુરતમ નિષ્કર્ષ છે;
ચાખે પુરુષ જો પ્રેમભોગી, વધે તેનો હર્ષ છે;
એ સુધા સમ સુન્દર સુરા[6]ને લાવ ભરીને પાત્રમાં;
તો શોક જાય સુગન્ધથી ને હર્ષ ગાજે ગાત્રમાં. ૮૪

---

૧ માર=કામદેવ અથવા શયતાની હવસ. ૨ મહાત્મા શેખ સાદીએ મદિરાની પ્રશંસાથી અહીં સાધારણ દારૂના વખાણ કરેલા છે, એવા અર્થને સ્વીકારવાનો કોઈએ પણ પ્રમાદ ન કરવો, કારણ કે, આ એ- રૂપક છે ઈરાની કવિઓની પરમેશ્વરને ‘માશૂક’ પ્રિયતમા-’ ભક્તિને ‘શરાબ’- મદિરા-તથા પોતાને આશક-ભક્ત-ના સંબોધનથી આહ્વાન કરવાની એ- પ્રણાલિકાજ થઈ ગઇ છે, જિજ્ઞાસુએ તેમનો સ્વભાવજ થઇ ગયો છે એટલે આમાં ભક્તિ તે મદિરા, માશૂ- તે મિત્ર (ઈશ્વર) અને આશક તે કવિ પોતે ઇત્યાદિ અર્થનેજ સ્વીકારવાના છે ૩ સાકી=દારૂ પાનાર, અર્થાત્ ગુરૂ ૪ પાક મર્દો=પવિત્ર મહાત્માઓ ૫ વારુણી=મદિરા ૬ સુરા=મદિરા.

જે મિત્રદર્શન ઇચ્છતો, આનન્દમાં તે નર રહે;
સ્મરતો સદા જે મિત્રને તેને ભલો જનતા કહે;
જે મિત્રમુખમાં સર્વદા આસક્ત છે તે ભક્ત છે;
જે મિત્રમન્દિર નિકટ વસતો હર્ષભાવનયુક્ત છે. ૮૫
અય્ દોસ્ત ! પેલો લાલ રંગી લાવ પ્યાલો મદ્યનો;
દિલ્દારના[૧] ચ્હેરા સમો પ્યાલો નિરાલો મદ્યનો,
આ મદ્યનું સેવન કરે જે પાક જન તે ઔર છે,
લજ્જત[૨] નશાની ભોગવે જે પાક મન તે ઔર છે. ૮૬

## તારીફે વફાદારી[૩]

ભુજંગ પ્રયાત

રહેજે વફાદારીમાં, ભાઇ, પક્કો;
ન ચાલે વિના છાપનો કોઇ સિક્કો;
ન પાછો હટે માર્ગથી જો વફાના,
થશે દુશ્મનો દોસ્ત તારા સદાના. ૮૭
વફાદારીથી જો ન દિલ્‌ને હટાવે;
લજાઈ જવાનો નહીં વક્ત[૪] આવે;
વફાના મકાં[૫]થી કદમ્ બ્હાર કાઢે:
ચઢ્યો, જાણ, તો નિન્દતી દોસ્તદાઢે. ૮૮
થવુ ભિન્ન સન્મિત્રથી પાપ એ છે;
'નથી એ વફા' એમ લોકો કહે છે;
થયું બેવફા ખાસિયત[૬] ઔરતોની;
નહીં શીખ તું એ નિયત[૭] ઔરતોની. ૮૯

૧ દિલ્દાર=માશૂક, પ્રિયતમા ૨ લજ્જત=સ્વાદ, ઉપભોગ ૩ વફાદારી=એકનિષ્ઠતા. ૪ વક્ત=સમય, પ્રસંગ. ૫ મકાં=મકાન, આગાર ૬ ખાસિયત્=સ્વભાવ, નૈસર્ગિક ગુણ. ૭ નિયત્=મનોભાવના, મનોવૃત્તિ, હૃદયનો ગુણ.

ફરે વાદળાં જેમ આકાશમાંઈ;
ન તેવી કદા દાખ તું બેવફાઇ;
ન મિત્રો પ્રતિ જો કૃપા તું ઘટાવે;
વફાદાર સંસારમાં તું કહાવે. ૯૦

## કૃતજ્ઞતા[1] પ્રશંસા

વસંતતિલકા

જે છે કૃતજ્ઞહૃદયી જન વિશ્વ આખે;
આભારકાજ રસના[2] નહિ બંધ રાખે;
ના બોલ વાક્ય વિભુના ઉપકારહીન;
એ ધર્મ, માન વિભુનો ઉપકાર પીન[3]. ૯૧
એથી સદૈવ વધશે તવ ઋદ્ધિસિદ્ધિ;
પામીશ તું જય, ધરી સુકૃતજ્ઞ બુદ્ધિ;
ગાતો રહે મરણ સુધી પ્રભૂપકાર[4];
આવે કદાપિ નહિ, માનવ, તોય પાર. ૯૨
સંસારમાંહિ વિભુનો ઉપકાર માન;
શૃંગાર એ જ નર ધાર્મિકનો વિચાર;
જો તું સ્તવીશ હરિના ઉપકાર નિત્ય;
તો મેળવીશ સુરલોકસુખો[5] અચિન્ત્ય. ૯૩

---

૧ કૃતજ્ઞતાને માટે મૂળમાં 'શુક્ર' શબ્દ છે એ ફારસી શબ્દનો 'ઈશ્વરે જે કાંઈ પણ આપ્યું હોય તેમાં સંતોષ માનીને નિરંતર તેનો શુદ્ધ અંતઃકરણથી ઉપકાર માનવો' એવો વિસ્તૃત અર્થ થાય છે. એ શબ્દનો સર્વથા સમાનાર્થદર્શી શબ્દ ગુજરાતી કે સંસ્કૃત શબ્દકોષમાં ન હોવા છતાં 'કૃતજ્ઞતા' શબ્દમાં એનો કાંઈક ભાવ જળવાતો હોવાથી અહીં 'કૃતજ્ઞતા' શબ્દની યોજના કરાયલી છે. એક ભાષાના અર્થનું અન્ય ભાષામાં ભાષાંતર કરતાં કેઈ વાર કેવી વિડંબના આવી પડે છે તેનું આ એક પ્રત્યક્ષ પ્રમાણ છે. ૨ રસના=જિહ્વા. ૩ પીન=પુષ્ટ, દૃઢ. ૪ પ્રભૂપકાર=પ્રભુનો ઉપકાર. ૫ સુરલોકસુખો=સ્વર્ગનાં સુખો.

## ધૈર્યસ્તુતિ

દોહરા

ધૈર્ય સહાયક જો હશે, તારો વિશ્વે ભ્રાત;
તો શાશ્વત ઐશ્વર્ય તું, પામીશ દિવસ રાત. ૯૪
ધૈર્ય રાખવું છે સદા, પયગંબરનો ધર્મ;
ધર્માત્મા ત્યજતા નથી, ધૈર્ય, જાણીને મર્મ. ૯૫
મનની આશા ધૈર્યથી, સત્વર સફળા થાય;
ધૈર્ય વિના બીજો નથી, એકે શ્રેષ્ઠ ઉપાય. ૯૬
મનઃકામનાને કરે, પૂર્ણ, ધૈર્ય નિઃશંક;
સંતોષે તે સર્વને, હોય રાય કે રંક. ૯૭
સર્વ સ્થિતિમાં ધૈર્યને, ધરવામાં છે સાર;
કારણ કે, એમાંહીં છે, રહસ્યનો ભંડાર. ૯૮
કરે હૃદયમાં ધૈર્ય એ, આશા–આવિર્ભાવ;
સંકટ તેમ જ દુઃખથી, કરે સદૈવ બચાવ. ૯૯
કૂંચી આશાદ્વારની, એક જ ધૈર્ય મનાય;
જેતા[1] આશાદેશનો, ધૈર્ય ભૂપ લેખાય. ૧૦૦
જો તું ધાર્મિક હોય તો, ધાર ધૈર્યનો ભાવ;
અધીરતા શયતાનનો, સદૈવ નીચ સ્વભાવ. ૧૦૧

## સત્યસ્તુતિ

માલિની

મન ! યદિ દૃઢ રાખે, સત્યને તું વિલાસે;
ધન થઇ તવ સંગી, મિત્ર સદ્ભાગ્ય થાશે;
સુમતિ નર ન જાતા સત્યથી દૂર જાણો;
થતી ભવમહિં કીર્તિ, સત્યથી એ પ્રમાણો. ૧૦૨

---

૧ જેતા=વિજેતા, વિજયશાળી.

અરુણ-ઉદય જેવું, સત્ય જો નિત્ય બોલે;
તિમિરપટલ[1]ને તે, જ્ઞાનથી નિત્ય ખોલે:
વચન યદિ ન બોલે, સત્યથી હીન બંધુ;
તરીશ સહજ તો તું, ઘોર સંસારસિંધુ. ૧૦૩
નહિ નહિ નહિ વસ્તુ, સત્યથી શ્રેષ્ઠ કાંઈ;
ભયકર નહિ કાંટા, સત્ય-ઉદ્યાનમાંઈ;
સરતિ[2] મનુ જ નિશ્ચે, સત્યને ધારી ચાલે;
વિભવ[3] વિપુલ તેને, વિશ્વનો નાથ આલે. ૧૦૪

## અસત્યનિન્દા

### સોરઠા

છે જેનો વ્યવસાય, અસત્ય વદવાનો સદા;
મુક્તિ પામશે હાય, કેમ કયામતને દિને? ૧૦૫
જિવ્હા હોય અસત્ય, જરાય જેની વિશ્વમાં;
તેજોહીન જ સત્ય, હૃદયદીપ તેનો હશે. ૧૦૬
અસત્ય હોય જરૂર, મનુષ્યને શર્માવતું;
અસત્ય મારે નૂર, લાવે વર્ણો નિર્લજ્જતા. ૧૦૭
ધીમાનો[4] શર્માય, અસત્યવાદીસંગથી;
તેનો ભાર જરાય, કારણ કે. ન સમાજમાં. ૧૦૮
અસત્યનો ઉચ્ચાર, કદા ન કરતો વદનથી;
અસત્યભાષી ધાર, વિશ્વસનીય ન, નીચ તે. ૧૦૯
કનિષ્ટ કૈં ન વિશેષ, અસત્યથી સંસારમાં;
કારણ, એથી હમેશ, નામ કલંકિત થાય છે. ૧૧૦

---

૧ તિમિરપટલ=અજ્ઞાનરૂપ અંધકારપટ. ૨ સરતિ=રતિસહિત, પ્રેમથી.
૩ વિભવ=વૈભવ, સુખ. ૪ ધીમાનો=બુદ્ધિમાન પુરુષો.

વર્ષાવે ધિક્કાર, જન અસત્યવાદીશિરે;
મનસ્તાપનાં દ્વાર, અસત્ય ઊઘાડે સદા. ૧૧૧
અસત્યનો વ્યાપાર, ત્યાગ, ભ્રાતા! શીઘ્રતર;
ગ્રહી સત્ય સુખકાર, વિહર સદા આનન્દમાં. ૧૧૨

## પરમાત્માની ઉત્કૃષ્ટતા

### હરિગીત

વિસ્તૃત તથા આ ચળકતા આકાશને અવલોક તું;
સ્તંભો વિના છાદન ટકેલું જોઇ ચિત્ત ચકિત થતું;
ચળ ચક્ર સમ આકાશરૂપી તંબૂને જો નયનથી;
તેમાં પ્રકાશિત દીપને પણ જોઈ લે તું યતનથી. ૧૧૩
છે જો સિપાહી એક તેમ જ એક નર સુલ્તાન છે;
છે એક તો 'કર' માગતો ને ન્યાય એક પુમાન છે;
છે એક જન આનન્દભોગી, શોકભોગી એક છે;
છે એક આશાપૂર્ણ બીજો નિરાશામાં છેક છે. ૧૧૪
છે એક રાજા તો પ્રજાજન એક છે સંસારમાં;
છે ધનિક કોઇ, ઉભો કોઇ દરિદ્રતાના દ્વારમાં;
નર એક છે સિંહાસને ને એક વસુધાતલવિશે;
બહુમૂલ્ય વસ્ત્રો એક ધારે, છિન્ન બીજાનાં દિસે. ૧૧૫
કંગાલ છે જન એક બીજો માલદાર જણાય છે;
છે વિરાગી નર એક તો આસક્ત અન્ય લખાય છે;
વપુ એકમાં આરોગ્ય છે તો રોગ બીજામાં રહે;
છે વૃદ્ધ કોઈ પુરુષ તો નવયુવક કોઇને કહે. ૧૧૬
છે કોઈ નર ધર્મિષ્ઠ તો વળી કોઇ પાપી પૂર્ણ છે;
છે સુખી કોઈ, કોઇનાં મન થયાં દુઃખે ચૂર્ણ છે;
આ એક નૈતિક, વિવેકી, શ્રદ્ધાળુ છે જો માનવી;
તો તે હવસ ને ફસાદોની વાત કાઢે અવનવી. ૧૧૭

જો એક નર આનન્દી તો ક્રોધિષ્ઠ બીજો સર્વથા;
સુખમાં રમે છે એક બીજો સંકટોમાં નર તથા;
હા, એક તંગીમાં અને સંતોષમાં બીજો વસે;
રોદન કરે નર એક તેને જોઇને બીજો હસે. ૧૧૮
માનાસને નર એક જો બેસે બની ઉમરાવ છે;
દુર્દૈવજન્ય વિપત્તિમાં બીજો થયો ગરકાવ છે;
વિશ્રામઉપવનમાં વસી જન એક ભોગો ભોગવે;
ને શોક, ચિન્તા, દુઃખમાં બીજો ભટકતો આ ભવે. ૧૧૯
જો નર સુભાગી એક હસતો શાદમાનીથી સદા;
ને અશ્રુધારા અન્યનાં દગથી વહે છે દુઃખદા;
ભગવાનની શુભ ભક્તિમાં જન એક અતિ અનુરક્ત છે;
ને પાપકર્મે અન્ય જન તનુ મન ધને આસક્ત છે. ૧૨૦
નર એક ધર્મગ્રંથને દિનરાત્રિ કરમાં રાખતો;
અષ્ટૌપ્રહર નર અન્ય મદિરાપાત્ર કરમાં સ્થાપતો;
નર એક રહેતો લીન અતિશય ધર્મના સુવિચારમાં;
તો અન્ય નર મતિ રાખતો સદ્ધર્મના સંહારમાં. ૧૨૧
સદ્‌ભાગ્યશાળી એક નર સંસારમાં વિદ્વાન છે;
દુર્ભાગ્યી બીજો નીચ નર નિર્લજ્જ ને અજ્ઞાન છે;
છે પહેલવાં, ચાલાક તેમ જ બહાદુર નર એક તો;
બીજો ઘણો ડરપોક જીવનમાં નિરાશા દેખતો. ૧૨૨
નર એકના ભંડારમાં ધન ધાર અપરંપાર છે;
તો અન્ય જનને અન્ન પણ ખાવા નહીં તિલભાર છે;
સુખવિપુલતાથી એક નર દિન સમ નિહાળે રાતને;
ને રાત માને દુઃખથી બીજો સુદિર્ઘ પ્રભાતને. ૧૨૩
આનંદને ઉપભોગતો નર એક સ્વર્ગોદ્યાનમાં;
તો અન્ય માનવ વિચરતો સંતાપનરકસ્થાનમાં;

છે ન્યાયદાતા એકે ન્યાયપ્રિય મનુજ સંસારમાં;
ને અન્યે ન્યાયાધીશ છે અન્યાયના આકારમાં. ૧૨૪
આ સૃષ્ટિના મોહક પદાર્થોમાં ન તૃષ્ણા રાખવી;
ઉત્કૃષ્ટ નીતિ શ્રેષ્ઠ પુરુષોએ નિરંતર દાખવી;
વિશ્વાસ નશ્વર વિશ્વનો, વિદ્વાન નર! નહિ રાખવો;
કયમ કે, કરે તે નાશ જીવનનો નિરંતર અવનવો. ૧૨૫
જો હોય સૈન્ય અસંખ્ય, નહિ વિશ્વાસ તેમાં રાખશો;
કારણ, કદાચિત્ એક વૈરીથી પરાજય પામશો;
વિશ્વાસ નહિ નિજ રાજ્ય, ધન ને સૈન્યનો કરવો કદા;
કારણ, હતાં તે પૂર્વ ને રહેશે પછી પણ સર્વદા. ૧૨૬
દુષ્કર્મ નહિ કર, દોસ્તથી દુષ્કર્મનો અનુભવ થશે;
તું વાવશે અહીં બીજ જેવાં ફળો તેવાં પામશે;
મદ બાદશાહીનો કદાપિ ન ચિત્તમાં તું લાવતો;
ફરમાન રબનું જો થશે, દેવો જ પડશે જીવ તો. ૧૨૭
મોટા શહનશાહો ઘણા માલીક મોટા દેશના;
ને વિશ્વજેતા વીર નર જે પહલવાની વેશના;
બહુસંખ્ય રિપુદલના વિદારક શૂર જન વિરલા બહુ;
કરવાલ ધારી વિશ્વને કંપાવનારા તે સહુ. ૧૨૮
નિઃસીમ સુંદર રૂપશાળી યુવા પરણેલા નવા;
શૃંગારપૂર્ણા નવોઢા યુવતી મહામદનોદ્ભવા;
નિજ સર્વ સમ કદ, નયન મૃગ સમ ને ગુલાબી ગાલથી;
નરહૃદય હરતી મધુર વાણી ને મનોહર ચાલથી. ૧૨૯
એવી કરોડો કામિની ને નામદાર નરો ઘણા;
નાબૂદ કીધા મૃત્યુએ ન વિનાશમાં રાખી મણા;

જ્યારે થઇ આ જિન્દગી પૂરી, દબાવી મસ્તકો;
દીધાં છુપાવી ખાકમાં, હો દીન કોઇ, મસ્ત કો. ૧૩૦
છે અંત આવ્યો એમ જીવનનો અરે આ સૃષ્ટિમાં;
લાગ્યો ન એનો શોધ ટૂંકી મનુજની આ દૃષ્ટિમાં;
આનંદદાયક વાયુલહરીમાં ન ગૃહને બાંધ તું;
આકાશ તે પર સંકટો બહુ નિરંતર વર્ષાવતું. ૧૩૧
આ આત્મનાશક વિશ્વ નશ્વર નહીં વિશ્વસનીય છે;
કારણ, ન એમાં જીવ એકે પૂર્ણ સુખભાગીય છે;
નહિ પ્રેમ તારો રાખ તું આ દીન જૂના દેશમાં;
આપત્તિ દુઃખોથી ભરેલા, શોકના અવશેષમાં. ૧૩૨
હે તાત ! નિત્ય પદાર્થ કોઇ પણ નથી સંસારમાં;
માટે ન જીવન પૂર્ણ કર ગફલત તણા આ ગારમાં-
મન ! મોહથી કૃમ નહિ અશાશ્વત વિશ્વમાં કો દિવસ તું;
આ શેખ સાદીના વચનને કર્ણ માંહી પ્રવિશ તું. ૧૩૩
તું ગન્ય, તખ્તો તાજ ને જ્યેષ્ઠવન્તથી ના ભૂલતો;
જલવૃષ્ટિ થાશે દુઃખની, માટે ન સુખથી ફૂલતો;
ઉન્મત્ત થૈશ ન મોહીને ધન, સૌખ્ય, મોદ, વિલાસથી;
ક્ષણ એકમાં બદલી જશે એ સમય તેના નાશથી. ૧૩૪
સત્તા તથા અધિકારના ચળ નિત્ય ચિત્તવિકારથી;
ચળતો નહીં, પરિણામ એનું આવતું સંહારથી;
આ વિશ્વ ઉપવનમાં ન એવું વૃક્ષ એકે સાંપડે;
જે પર કદા કઠિયારના હથિયારનો ઘા નહિ પડે. ૧૩૫

કરીમા સમાપ્ત



## ભક્તભોગીસંવાદ*

### ગીતિ

ભોગી—

મૃગનયના વિધુવદના, રસિકા ગજગામિની ધ[1] રામાનો;
જેણે સ્વાદ ન લીધો, તેનો સંભવ[2] વૃથા ધરા[3] માનો. ૧

ભક્ત—

નિર્ગુણ સર્વવ્યાપી, ચિદાનન્દ સૌખ્યપ્રદ પરમાત્માનો;
જેણે શોધ ન કીધો, તે નરનો વ્યર્થ જન્મ છે, માનો. ૨

ભોગી—

મધુરભાષિણી રમણી, યુવતિ સુગંધા મનોહરા નારી;
નહિ જે નરના ગૃહમાં, તેણે કાયા ભારરૂપ ધારી. ૩

ભક્ત—

ક્ષણનું સુખ થાવામાં, કાન્તાકાયા-ઉપવનના માળી;
પરંતુ શાશ્વત સુખને, પડશે દેવું સ્વહસ્તથી જાળી[4]. ૪
માટે ભવમાં[5] જેણે, કામવાસના મલિન નથી મારી;
વ્યર્થ જન્મ તે નરનો, તેણે કાયા ભારરૂપ ધારી. ૫

### શાર્દૂલ વિક્રીડિત

ભોગી—

આવી અંબરથી અહા વિધુમુખા માયાભરી મોહિની;
જેનો કંઠ તિલોત્તમા સમ તથા ઓષ્ઠો સુધા સ્નેહિની;
કાળા મેઘ સમાન કેશ શિરના શોભી રહ્યા ઝૂલતા;
તેમાં તિર્યક પુષ્પવેણી દિસતી જાણે 'સુવિદ્યુલ્લતા'! ૬

---

* આ કાવ્ય 'સમાલોચક' ત્રૈમાસિકના ઇ. સ. ૧૯૦૨ ના એપ્રિલ માસના (૨ જા) અંકમા પ્રથમ વાર પ્રકટ થયું હતું.

૧ ધ=સદ્‌ગુણવતી. ૨ સંભવ=જન્મ ૩ ધરા=પૃથ્વીમાં. ૪ જાળી=પ્રજાળી, બાળી. ૫ ભવમાં=સંસારમાં.

ધારીને અતિ નમ્રતા વિનવતી પાસે રહી ચોષિતા,
બોલી વાક્ય વિનોદકારક અને વૃત્તિ કરી તોષિતા,
કાન્તા જો મળી જાય ભાગ્યબળથી એવી ભરે માનવી,
એથી લેશ વિશેષ સૌખ્યદ મળે રી વસ્તુ સ્વર્મા[1] નવી ? ૭

આર્યા

કરિવરવર સમ જઘનો, મુખ વિભાવરીપતિ સમાન ધવલ,
કુચ બે કનકકલશ સમ, કરે મનોભ્રમ નવ એમા નવલ ૮
સ્તનમકળની શોભા, ચે વૃદ્ધિગત મુક્તાફલહારે,[2],
કૃશ કટિતટ શોભાવે, કાચનકટિમેખલા[3] જુઓ ભારે ૯
ચાલ ચાલતી ચપલા, થતો મનોહર નૂપુરઝકાર,
નમી વસ્ત્ર ચટકાવે, દૃશ્ય મહારમણીય હૃદયહાર ૧૦

ભક્ત—

સ્પર્ધિત કરિ રમગે, જઘનો તે મૂત્રસ્રવણસ્થાન,
વદન તુલિત શશધરથી, પણ તે સ્લેષ્માગાર મલિન માન ૧૧
ઉપમિત કનકકલશથી, સ્તનો પીન ગ્રન્થામમની ગ્રથી,
વૃથા મહત્તા પામ્યુ, નારીનું નિંદ્ય રૂપ કવિજનથી ૧૨

શાર્દૂલ વિક્રીડિત

વારવાર અતીવ નિંદ્ય ભવમા, વધા નથી, સુન્દરી,
નારી મોહનપાશમા નર ફસ્યો તેને ન મુક્તિ વરી,
ભૂલીને કુલ રામનામ રટતો ગમા સદા જે અરે,
નૌકા તે નહિ પામશે તરીં જવા મસારના સાગરે ૧૩

---

૧ સ્વર્મા—સ્વર્ગમા ૨ મુક્તાવહારે મોતીના હારથી ૩ કાચનકટિ મેખલા સ્રીઓને પહેરવાનો સોનાનો કમરટો (કર્ણાટક આદિ દાક્ષિણાત્ય દેશોમા કટિમેખલા પહેરવાની રુઢિ અદ્યાપિ પ્રચલિત છે )

હરિગીત

તટસ્થ–

જો નિંદ્ય નારીને કહો, તો એ તમારી ભૂલ છે;
સંસારના અસ્તિત્વનું નારી જ દઢતમ મૂલ છે;
સંસાર છે સાગર યદા તો સુન્દરી શુભ કૂલ[1] છે;
નારી નથી તો માનજો સંસાર પણ આ ડૂલ છે. ૧૪

નારી નથી તો નર નથી, નરને રમા[2] ઉપજાવતી;
ઉત્પત્તિ નારીના ઉદરથી ઇશભક્તોની થતી;
નારી ન નર ઉપજાવશે તો કોણ ભજશે રામને ?;
દીપાવશે નિજ વાસથી રે કોણ મોક્ષસુધામને ? ૧૫

ઉત્કૃષ્ટ શાસ્ત્રોમાં કહ્યો એથી ગૃહસ્થાશ્રમ સદા;
નારી વિના એ ગૃહસ્થાશ્રમ પૂર્ણ થાતો નહિ કદા;
ત્યાગી જનો જો ત્યાજ્ય નારીને કહે, તો યોગ્ય છે;
પણ ગૃહસ્થોમાટે રમા વંદ્યા તથા ઉપભોગ્ય છે. ૧૬

'છે નિંદ્ય નારી' વચન મુખથી ભક્ત એ ઉચ્ચારતા;
તે છતાં ભક્તો સર્વથા ન અલિપ્ત લલનાથી થતા;
કયમ કે, રહે જે ભક્તિમાં તલ્લીન ભક્તો ભાવથી;
તે ભક્તિ નામક સુન્દરી શું જાતિની નારી નથી ? ૧૭

સદ્ભક્તિ, પૂજા, પ્રાર્થના ને મુક્તિ નારીજાતિ છે;
એ બૃહન્નારીસંગથી ત્યાગી પુરુષની ખ્યાતિ છે;
સાથે લઇને આટલી નારી ફરે ત્યાગી જનો;
તે છતાં માને નિંદ્ય નારીને વિષય આશ્ચર્યનો ! ૧૮



---

૧ કૂલ=તીરપ્રાન્ત, કિનારો, કાંઠો. ૨ રમા=નારી, સ્ત્રી.

# અભેદમાર્ગપ્રવાસી સ્વામી વિવેકાનન્દના સ્મરણમાં એક પ્રેમમયી પત્રિકા*

હરિગીત

હે આર્યભૂના અમર આત્મજ ! દેશભક્ત પુરુષ મહા;
સ્વામી વિવેકાનન્દ ! તારા ગુણ અકથ્ય બહુ અહા;
માનવશરીરે મેદિનીમાં[1] અલ્પ કીધો વાસ તેં;
તવ જન્મદિનને ધન્ય દિન માન્યો તથાપિ ખાસ મેં. ૧

ચાળીસ સંવત્સર[2] મહીં એ પૂર્ણતા તવ રમણ[3]ની;
દશ વર્ષમાં જ સમાપ્તિ એ તવ ધર્મવિસ્તૃતિકરણની[4];
તવ સમુન્નત ને બુદ્ધ જીવન ચમકિયું ભૂવાસમાં;
જ્યમ દિવ્ય ઉલ્કા જ્યોતિને વિસ્તારતી આકાશમાં. ૨

તવ કંઠના મૃદુ, શુદ્ધ ને ગંભીર શબ્દે વિસ્તરી;
બહુ મનઃશંકા. ભીતિને જીતી અને નષ્ટ કરી;
જીવન તથા અનુરાગ તેમ જ સ્વર્ગની શાંતિતણો;
સદ્‌બોધ તારા શબ્દથી અમને થયો છે અતિ ઘણો. ૩

તવ રવે[5] કર્મ—અનન્ત બંધનનું કરાવ્યું ભાન છે;
ને, ધર્મના બહુમૂલ્ય લાભોનું ય અર્પ્યું જ્ઞાન છે;

---

* આ કવિતા સ્વામિ વિવેકાનન્દના પોતાના વરદ હસ્થી રચાયલી "પ્રબુદ્ધ ભારત" માસિકપત્રમાં પ્રકટ થયેલી એક અંગ્રેજી કવિતાનો મુક્ત ગુર્જર અનુવાદ છે કે જે અનુવાદ 'વિવેકાનન્દ વિચારમાળા'ના પ્રથમ પુષ્પમાં પ્રથમ ઈ સ ૧૯૧૧ માં પ્રકાશિત થયો હતો.

૧ મેદિનીમાં=પૃથ્વીમાં. ૨ સંવત્સર=વર્ષ. ૩ રમણ=ચારિત્ર્ય અથવા જીવનક્રીડા. ૪ ધર્મવિસ્તૃતિકરણની=ધર્મપ્રચારરૂપ કાર્યની. ૫ રવે=શબ્દે.

એસાડીઁ આત્માને પ્રણયથી ભક્તિપક્ષીપક્ષમાં;
પ્હોંચાડીઁ દીધો મોક્ષનિલયે સર્વસાક્ષિ[1] સમક્ષમાં. ૪

આ સદનથી તે સદનમાં તું નિરંતર ભ્રમતો હતો;
આધાર દુઃખી દીન જનનો તું સદૈવ થતો હતો;
તું કાઢતો'તો દીનમાટે હૃદયથી નિઃશ્વાસને;
જન દીન હિતમાટે ભજનથી વ્યાપતો આકાશને. ૫

પાશ્ચાત્ય ભૂમાંહી થયો'તો ઉદય તવ નક્ષત્રનો;
તું વંદનીય થયો વિદેશીયા પ્રજા સુવિચિત્રનો;
હે પુનિત આર્યવસુંધરાના જ્ઞાનયોગિન્ ! રંગ છે;
તેં જોડીઁ દીધી પૂર્વ ને પશ્ચિમ ધરાને સંગ છે. ૬

સંસારસરિતાનો પ્રવાહ પ્રબળ વેગે વહનને;
કરી, અધોમાર્ગે ખેંચતો કરીઁ ભાવનાનું હનન ને;
નૌકા અમારી છિદ્રયુત છે, મધ્યમાંહીઁ અમો રહ્યાં;
માયાતણા સુખપટલથી આ નેત્ર અંધ બની ગયાં. ૭

માયાળુ મિત્ર ! કૃપા કરી નૌકા અમારી થા અને;
આ તમ.સરિતામાંથીઁ પાર ઉતારીઁ તીરસ્થાનને;
દેખાડ, હે સંપૂર્ણ આત્મન્ ! નેત્ર પણ તું થા ભવે;
આ તમોરજનીને નિવારી તેજમાં લઇ જા હવે. ૮

જાન્યુઆરી તા. ૨૧ મી, ૧૯૦૬

---

૧ સર્વસાક્ષિ=પરબ્રહ્મ, પરમાત્મા

# " સન્મિત્ર એવો અવનીમાં આહા ! કહો ક્યાંથી મળે ? "*

હરિગીત

દાક્ષિણ્ય, શુચિતા. ત્યાગિતા, સામાન્યતા સુખ દુ ખમા,
અનુરાગ, સત્ય, સહૃદયતા ગુણ એ મનાયા મિત્રમાં,
ગુહ્ય પ્રસિદ્ધ કરે કદાપિ ન, મિત્રપાપ નિવારતો;
ગુણ મિત્રના કરતો પ્રકટ, તદ્ધિત[1] હૃદયમાં ધારતો ૧

ઉત્સવ તથા દુર્ભિક્ષ[2]મા, વ્યસને, સ્મશાને સંગ જે,
વળી રાજવિપ્લવ[3], ગર્જદ્વારે પણ સદા સહ અંગ જે,
સંકટસમયમા અગ્રભાગે, વેળાવે પણ ભાગ લે;
સન્મિત્ર એવો અવનીમાં આહા ! કહો ક્યાંથી મળે ? ૨

સદ્‌ભાગ્યયોગે સૃષ્ટિમા સન્મિત્ર જો એવો મળે,
તેના સમાગમથી ત્રિવિધ સતાપ આ ભવના ટળે;
આ નયન થાય પવિત્ર એવા મિત્રમુખવિધુદર્શને,
સંતુષ્ટ આત્મા, હૃદય અનુભવતુ અનેરા હર્ષને ૩

આ સૃષ્ટિનો જ્યમ તમોહન્તા નભવિહારી મિત્ર[4] છે,
ત્યમ મિત્રનો ચિન્તાનિવારક વિશ્વમાં સન્મિત્ર છે,

---

* આ કાવ્ય 'આનંદાશ્રમ' નામ મારા પ્રથમા અર્પણપત્ર તરીકે ઇ સ ૧૯૦૧ મા પ્રથમ પ્રકાશિત થયુ હતુ અને તે કિંચિત્ પરિવર્તન સહિત અહીં પ્રકટ કરવામા આવ્યુ છે

૧ તદ્ધિત=તેનું હિત, કલ્યાણ ૨ દુર્ભિક્ષ=દુષ્કાળ, વિપત્તિ ૩ રાજવિપ્લવ=રાજાઓનુ પરસ્પર અવ્યવસ્થિત યુદ્ધ ૪ મિત્ર=સૂર્ય

જેને મળે સન્મિત્ર નહિ, તે ભાગ્યહીન મનુષ્ય છે;
માનો નિરર્થક યથા પ્રત્યંચાવિહીન ધનુષ્ય છે. ૪

સંસારમાં ધનમિત્ર, મદિરામિત્રનો અતિરેક છે;
લંપટ, લફંગા મિત્રની પણ ન્યૂનતા નહિ છેક છે;
આલી મવાલી તથા તાલી મિત્ર પુરુષ અનેક છે;
પણ 'મિત્ર'સંજ્ઞા યોગ્ય તો નર લાખમાં કો એક છે. ૫

મિત્રો ન માનો સર્વને તે નામધારી મિત્ર છે;
રે મિત્રના આકારમાં હિતશત્રુઓ જ વિચિત્ર છે;
છે સ્વાર્થ, મિત્રદ્રોહ ધર્મો નામધારી મિત્રના;
થાશો કદાપિ ન મિત્ર એવા પુરુષ દુષ્ટચરિત્ર[1]ના. ૬

નહિ રત્ન માનો તેમને, છે ધૂળમાંના કાંકરા;
નહિ આમ્રતરુ, પણ તેમને માનો ખરેખર ખાખરા;
વસુધા નથી તે ઉર્વરા[2] મરુભૂમિ માનો ઘોર છે;
તે ગુણગ્રાહક નથી મિત્રો, પણ ગુણોના ચોર છે. ૭

ગુણની પરીક્ષા વિના મૈત્રી કોઈની કરશો નહીં;
અવિચારથી નિજ ચરણ મૈત્રીમાર્ગમાં ધરશો નહીં;
મૈત્રીકરણમાં જો તમારા હસ્તથી સાહસ થશે;
અનિવાર્ય પશ્ચાત્તાપનો તો સમય નિશ્ચિત આવશે. ૮



---

૧ દુષ્ટચરિત્ર=જેમનું ચરિત્ર દુષ્ટ હોય તે.

૨ ઉર્વરા=ફળદ્રપા, જેમાંથી ઉત્તમ પાક મળી શકતો હોય તેવી ભૂમિ.

## વિલાયતી*

### ઇંગ્લિશ રાગ

સાફ સવારે મોઢું બ્રશ ને વિલાયતી મંજનથી થાય;
વિલાયતી આ ટાંકીનાં ઊનાં પાણી પીવાય;
વિલાયતી ડીનર વિલાયતી ફૅશનથી લેવાય;
વિલાયતી વસ્રો વિલાયતી ફૅશનથી પ્હેરાય;
કોરસ } દમામ આ બધો વિલાયતી થયો;
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો.
વિલાયતી ભાષા વિલાયતી ચેષ્ટાથી બોલાય;
વિલાયતી લગ્નો વિલાયતી કોરટમાં તોડાય;
વિલાયતી બૅંકોમાં ગોટાળા વિલાયતી થાય;
ને ધોળે દિવસે દીવાળાં પણ વિલાયતી ફૂંકાય;
કોરસ } દમામ આ બધો વિલાયતી થયો;
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો.
જ્યાં જોઇએ ત્યાં રંગ બધા આ વિલાયતી દેખાય;
વિલાયતી સોડામાં વ્હિસ્કી વિલાયતી સેવાય;
ધાન્ય ધરા ને પાણી તેમ જ જે આ કાળી કાય:
ચાર વસ્તુ એ જોઇ ગામઠી છાતી ફાટી જાય!
કોરસ } દમામ આ બધો વિલાયતી થયો;
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો. ૧



* આ કાવ્ય-સંગીત-માળા ઇ. સ. ૧૮૧૪ માં લખાયલા અને મુંબઇની રંગભૂમિપર ભજવાયલા "આજ જમાનો" નામક નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે

## ભારતભારતીના શોકોદ્‌ગાર*

કાવ્ય છન્દ

વિશ્વાધાર, વિશાલવિશ્વબાધાસંહારક;
પ્રેમમૂર્તિ પરમેશ, સદા અબલાહિતકારક;
ભારતની ભારતી[1] વિનતિ કરતી તે સુણજો;
સકલમંગલાગાર, અમંગલ પ્રતિપલ હણજો. ૧

કીધાં નિજ કર્તવ્ય, આજ સૂધી મેં જે પ્રભુવર;
વર વિષયોથી યથાશક્તિ થૈ ભૂષિત ભૂપર;
તેમાટે સાનન્દ શીર્ષ મમ નીચું કરીને;
ભક્તિભાવ સંયુક્ત, નમું શ્રેયસ્કર હરિને. ૨

ધન્યવાદ શતવાર, દેવ ! દેતી આ દુહિતા;
કૃપાદૃષ્ટિની વૃષ્ટિ, અહર્નિશ[2] કરજો સહિતા[3];
કાંઈ તમારી કૃપા વિના નહિ વિશ્વે થાતું;
મનુષ્યનું સામર્થ્ય સ્વલ્પ ને તુચ્છ ગણાતું. ૩

સરસ્વતીના સુજ્ઞ સેવકો જ્ઞાની માની;
ઉત્સાહે ભરપૂર, શૂર, નહિ નહિ અભિમાની;
અસંખ્ય રચિને ગ્રંથ દેશવિદ્યા ભૂષાવી;
ભારતસંસ્કૃતિ સકલ સૃષ્ટિમાં માન્ય કરાવી. ૪

થયા તેમના વંશજ દેવગિરા[4]ના ત્યાગી;
આંગ્લગિરા[5]ની હાય ! તેમને લગની લાગી;

---

* આ કાવ્ય "બુદ્ધિપ્રકાશ" માસિક પત્રના ઇ. સ. ૧૯૦૩ ના એપ્રિલ્ માસના (૪ થા) અંકમાં પ્રથમ વાર પ્રકટ થયું હતું.

૧ ભારતી=સરસ્વતી, વિદ્યા. ૨ અહર્નિશ=દિવસરાત્રિ. ૩ સહિતા=હિતકારિણી. ૪ દેવગિરા=દેવ ભાષા, સંસ્કૃત ભાષા. ૫ આંગ્લગિરા=અંગ્રેજી ભાષા.

કરે ગ્રંથ નિર્માણ આંગ્લ ભાષામાં હેતે;
સંભાષણ પણ આંગ્લગિરામાં સદા કરે તે. ૫

આંગ્લગિરાની થઈ આજ ભારતમાં સત્તા;
તેથી મારી નષ્ટ થઈ પ્રાચીન મહત્તા;
'મૃતભાષા[1]' પાશ્ચાત્ય પંડિતો મને કહે છે;
એથી મારૂં હૃદય સદા ઉદ્વિગ્ન રહે છે. ૬

યદ્યપિ રૂપ સદૈવ મનોમોહક છે મારૂં;
'અષ્ટાધ્યાયી'[2]નામક હું ચિરયૌવન ધારૂં;
ભારતપુત્રો તો ય અનાદર મારો કરતા;
ચલ[3]ભાષાનાં ચરણોમાં જઈ મસ્તક ધરતા. ૭

વિરલ પુરુષ જો કોઈ ભક્તિ મારી જ કરે છે;
ક્ષુધાપિપાસાજન્ય કષ્ટને સહી મરે છે;
લેશ ન મળતું ક્યાંય હોય ઉત્તેજન તેને;
કહે 'વેદિયો ઢોર' નાક મરડી જન તેને. ૮

પૂર્વે જેઓ હતા પૂજ્ય 'પંડિત' પદવીધર;
તે કહેવાતા આજ મૂર્ખ પશુ સમ નર પામર;
દીર્ઘ કાળથી થાય કષ્ટના આવા ચાળા;
શપથ તમારા, પિતા! સત્ય વદતી આ બાળા. ૯

---

૧ મૃતભાષા=મરી ગયેલી ભાષા, Dead Language. સંસ્કૃત ભાષા તથા લૅટિન્ ભાષાને આજકાલના પાશ્ચાત્ય પંડિતો 'મૃતભાષા' નામથી ઓળખે છે. ૨ અષ્ટાધ્યાયી=પાણિનિકૃત સંસ્કૃત ભાષાનું વ્યાકરણ. એ વ્યાકરણમાં દર્શાવેલા સંસ્કૃત ભાષાના નિયમો કોઈપણ કાળમાં અપરિવર્તનીય તથા અવિકાર્ય હોવાથી સંસ્કૃત ભાષાનું એ નિર્વચન છે. ૩ ચલ=જેમાં નિરંતર પરિવર્તન થવાનો સંભવ હોય તે. અર્થાત્ અત્યારની

અહો, દેવ ! અતએવ વિનય મમ મનમાં લાવો;
ભારત જન ઉર મધ્યે, પ્રીતિ મારી પ્રકટાવો;
જેથી કાંઈ પ્રેમ દેવભાષા પ્રતિ જાગે;
કૃતઘ્નતાનો દોષ, આર્યજનને નહિ લાગે. ૧૦

જો, જગદીશ ! ન કૃપા તમારી આમાં થાશે;
શનૈઃ શનૈઃ મમ અંત ભારતે સત્વર ભાસે;
અશુભ થશે પરિણામ એ જ જો હે વિશ્વંભર;
આર્યોને અનુતાપ થશે અતિ તીવ્ર ભયંકર. ૧૧

આર્યો લાગે દેવગિરાની શીઘ્ર ઉપેક્ષા;
રાખે સંસ્કૃત ગ્રંથપઠનની તીવ્ર અપેક્ષા;
ધર્મ, અર્થ ને કામ, મોક્ષને પ્રાપ્ત કરી લે;
નિવારીને અજ્ઞાન હૃદયમાં જ્ઞાન ભરી લે. ૧૩

વિનીત મારાં વચન આર્યજન મનમાં લાવે;
સકલ વિશ્વમાં જ્ઞાનદીપને તે પ્રકટાવે;
ભારતસંસ્કૃતિ થાય જગદ્ગુરુ પુનરપિ સત્વર;
થાય સનાતન ધર્મ વિશ્વનો ધર્મ પાપહર. ૧૪

એ જ આ જ વક્તવ્ય બાલિકાનું હે સ્વામિ !;
વારવાર કર જોડી ભક્તિયુત વદું 'નમામિ';
કરુણાસિન્ધુ કૃપાલુ, ભક્તભયભંજન ભારે;
નારાયણ ! આ દીન ભારતી શરણ તમારે. ૧૫



---

અન્ય સર્વ પ્રચલિત ભાષાઓના સ્વરૂપનું નિત્ય પરિવર્તન થતું હોવાથી એ સર્વ પ્રચલિત ભાષાઓ મૃત ભાષા છે.

## ભક્તિમહિમા*

### ઈન્દ્રવિજય

માન ધરી મધુપાન કરી અરિમાન હરી મન ગર્વ ભરે છે;
કાંચનકુંડલ કર્ણવિશે ધરીં વસ્ત્ર સુશોભિત અંગ ધરે છે;
સિન્ધુસુતા ગૃહમાં વસતી જન શીશ નમાવી પ્રણામ કરે છે;
હોય ન કેવળ ભક્તિ, ગણો નર તે પશુતુલ્ય ભવે વિચરે છે. ૧

હોય મનુષ્ય સુશિક્ષિત, સુંદર, બુદ્ધિધુરંધર પૂર્ણ વિચારી;
હોય કવીશ્વર, શાસ્ત્રવિશારદ, પંડિત તર્કવિતર્કવિહારી;
માંત્રિક તાંત્રિક હોય ભલે જનતારણમારણનો અધિકારી;
હોય તથાપિ ન ભક્ત, ગણો નર છે પશુ તે માનવવપુધારી. ૨

હોય સમાજસુધારક તારક નાયક જન્મધરા[1]હિતવાદી;
હોય મળી નરને બળની સુગદાધર ભીમ સમાન પ્રમાદી;
ગાયક તાલવિધાયક તાનવિશારદ હોય મૃગાધિપનાદી[2];
હોય તથાપિ ન જો નર ભક્ત ગણો નર પાગલ પૂર્ણ પ્રમાદી. ૩

પંડિત પુત્ર, સતી નિજ દાર[3], સુશીલ સુતા[4], સુખશાંતિ સદા છે;
વૈભવ આ ભવના ભવકારક છે ભવને સ્થિતિ એ સુખદા છે;
કોઈ નથી રિપુ, કોઈ વિરોધી નથી, વપુ[5]માં નહિ રોગ કદા છે;
નિષ્ફળ છે સુખસાધન સર્વ મનુષ્ય સુભક્તિવિહીન યદા છે. ૪

બ્રાહ્મણ વેદપુરાણવિચારક હોય બૃહસ્પતિતુલ્ય મનાતો;
લોક સમક્ષ સદા મુખથી વિભુનાં ગુણકીર્તન સુંદર ગાતો;

---

* આ કાવ્ય 'બુદ્ધિપ્રકાશ'ના ઇ. સ ૧૯૦૧ ના જુલાઇ માસના (૭ મા ) અંકમાં પ્રથમ વાર પ્રકાશિત થયું હતું

૧ જન્મધરા=જન્મભૂમિ. ૨ મૃગાધિપનાદી=સિંહનાદી. ૩ દાર=પત્ની. ૪ સુતા=પુત્રી. ૫ વપુ=શરીર.

ધાર્મિક નૈતિક માર્ગનિદર્શનની કરતો મનરંજક વાતો;
હોય યદા વિમલા વિભુભક્તિ ન, તો નર મુક્ત કદાપિ ન થાતો. ૫

ભૂપતિ હોય અજાતરિપુ[1] વિપુલાવસુધાજનતાબળધારી;
સ્કંદ[2] સમો બલવીર મનોજ[3] સમો મનમોહક રૂપવિહારી;
કર્ણ સમો ધનદાયક ને વસુનાથ[4] સમો ધનનો અધિકારી;
વૈભવ વ્યર્થ સમસ્ત ગણો યદિ ભૂપતિએ વિભુભક્તિ વિસારી. ૬

ઉત્તમ માનવજન્મ ધરી યદિ ઇશ્વરભક્તિ કરે નહિ લોકો;
આ ભવના કયમ થાય વિલીન, કહો મમ મિત્ર, ભયંકર શોકો;
ભક્તિ ધરો હૃદયે વિભુની મનને, જન, અન્ય પથે[5] જતું રોકો;
તારણ છે નહિ ભક્તિ વિના નયને સ્થિર સત્ય સદા અવલોકો. ૭

દોહરો

મળતો ભગવદ્ભક્તિથી, મુમુક્ષુ જનને મોક્ષ;
પરોક્ષ[6] છે તે ભક્તિથી, બ્રહ્મ થાય અપરોક્ષ[7]. ૮

## નથી કૈં સાર સંસારે ! *

ગઝલ

બહુ જોયું તપાસીને, નથી કૈં સાર સંસારે;
નિહાળ્યો દુઃખરાશીને, નથી કૈં સાર સંસારે–બહુ.

---

* આ કાવ્ય આજથી લગભગ ૨૫ કિંવા ૨૬ વર્ષ પૂર્વે "જ્ઞાન-વર્ધક" નામક માસિક પત્રના એક અંકમાં પ્રથમ વાર છપાયું હતું.

૧ અજાતરિપુ=અજાતશત્રુ, અર્થાત્ જેનો કોઇ પણ શત્રુ આ વિશ્વમાં અસ્તિત્વ ન ધરાવતો હોય તેવો પુરુષ. ૨ સ્કંદ=કાર્તિક સ્વામી, દેવોના સેનાધ્યક્ષ. ૩ મનોજ=કામદેવ. ૪ વસુનાથ=કુબેર. ૫ પથે=માર્ગમાં. ૬ પરોક્ષ=દૂરવર્તી. ૭ અપરોક્ષ=નિકટવર્તી.

નથી કે કામની માયા, નથી કે કામ નીમાયા;
અહી વૈરાગ્યની છાયા, નથી કંઈ સાર સંસારે-બહુ.

ભવે ભગિની પિતા માતા, તનય તનયા તથા ભ્રાતા;
સદા છે સૌખ્યના શાતા[1], નથી કંઈ સાર સંસારે-બહુ.

નથી નરની થતી નારી, ઉદાહરણો મળે ભારી,
મતિ ત્યા જાય છે હારી, નથી કંઈ સાર સંસારે-બહુ.

ધરાપતિ ભર્તૃહરિ-જાયા[2], કરી હયપાલ[3]થી માયા[4];
વિગારી દીધ પતિ-કાયા, નથી કંઈ સાર સંસારે-બહુ.

સ્વમાતુલ[5] ડહને કાપી, થયો નૃપ મૂલ[6] જે પાપી,
જગતમા વાત એ વ્યાપી, નથી કંઈ સાર સંસારે-બહુ

કરૂ હુ મિત્રતા કોની? પ્રતીતિ છે ન લોકોની;
રહી સીમા ન શોકોની, નથી કંઈ સાર સંસારે-બહુ

વિલાસો વિશ્વના ત્યાગી, દયા જગદીશની માગી
થયો છુ ભક્તિનો ભાગી, નથી કંઈ સાર સંસારે-બહુ

ભજનમાટે મળી વાણી, મળ્યા દાનાર્થ આ પાણી[7],
કમાણી મુક્તિને જાણી, નથી કંઈ સાર સંસારે-બહુ

ભવિક[8] ભવમા વૃથા ભૂલે, ભ્રમીને ભીતિથી ડૂલે,
ચઢે છે વૃક્ષ નિર્મૂલે, નથી કંઈ સાર સંસારે-બહુ

ગણુ આસક્તિને લૂડી, નરકની ખાણ એ ભૂડી,
ઉતારૂ ભક્તિને ઊંડી, નથી કંઈ સાર સંસારે-બહુ

---

૧ શાતા-આપનાર ૨ ભર્તૃહરિજાયા-ભર્તૃહરિની વ્યભિચારિણી પટરાણી પિંગલા. ૩ હયપાલ=અશ્વપાલ ૪ માયા=પ્રેમ ૫ સ્વમાતુલ=મામો ૬ મૂલ-મૂલરાજ સોલંકી, ગુજરાતનો સોલંકીવંશનો પ્રથમ રાજા ૭ પાણી=હાથ.
૮ ભવિક=સંસારી મનુષ્ય.

વિવિધ ફળ ખાદ્ય છે મારૂં, શરીરે વલ્કલો[1] ધારૂં;
શયનસાધન ધરા સારૂં, નથી કૈં સાર સંસારે–ખરૂં.
હિતૈષી મિત્ર જે મારો, ભવદ[2] ભગવાન તે પ્યારો;
ન એ સમ અન્ય મળનારો, નથી કૈં સાર સંસારે–ખરૂં.
કપટને સાવ તરછોડી, વિષયની વાંચ્છના છોડી;
મતિ વૈરાગ્યમાં જોડી, નથી કૈં સાર સંસારે–ખરૂં.
પ્રભો ! એ પ્રાર્થના મારી, રહે વૈરાગ્ય અવિકારી;
તરૂં થઈ મુક્તિ-અધિકારી, નથી કૈં સાર સંસારે–ખરૂં.



## બ્રીફ્લેસ્ બૅરિસ્ટરનો બળાપો*

ઇંગ્લિશ રાગ

લૉનો કીધો માથું ફોડીને પૂરો અભ્યાસ;
ને લંડનમાં ડીનર્ આપીને કરી પરીક્ષા પાસ;
આ ગાઉન્ સાથે લીધી બૅરિસ્ટર્ની ડિગ્રી ખાસ;
ઑયકૉર્ટ્ ન્યાતે કીધા પૈસાનું સત્યાનાશ;
કૉરસ્ { ઓહ્ બિલકુલ નથી કમાણી, નહિ આવે કોડી કાણી;
પીસાં ખાલી લૉયર્ના પોઝીશન્પર ફરતું પાણી.
યુરોપમાં જઈ આવ્યા તેથી ફૅશન્ ના છોડાય;
ને ફૅશન્ને જાળવવા ચીજો ક્રેડિટ્પર લેવાય;

---

૧ વલ્કલ=વૃક્ષની છાલ ૨ ભવદ=કલ્યાણદાયક.

* આ કાવ્ય મારા રચેલા અને અત્યારે પણ મુંબઇમાં ભજવાતા "બેધારી તલવાર" નામક નાટકમાંથી અહીં ઉધૃત કરવામાં આવ્યું છે.

પણ જ્યારે ઇસ્માલિયા કોરટ્માં ડિક્રીઓ થાય;
ત્યારે ઉઘારિયા બૅરિસ્ટર્નો ડબ્બો ગુલ્ થૈ જાય!

કૉરસ્ } ઓહ્ બિલ્કુલ નથી કમાણી, નહિ આવે કોડી કાણી;
ખીસાં ખાલી લૉયર્ના પોઝીશનૂપર ફરતું પાણી.

એલ્. એલ્. બી. પ્લીડરને ત્યાં નાણાંની રેલછેલ;
હું બૅરિસ્ટર્ બ્રીફ્લેસ એ છે કિસ્મતનો ખેલ;
મીઠું મરચું લાવું ત્યાં ખૂટે છે ઘરમાં તેલ;
જો દીવાળું નહિ ફૂંકું તો જોવી પડશે જેલ;

કૉરસ્ } ઓહ્ બિલ્કુલ નથી કમાણી, નહિ આવે કોડી કાણી;
ખીસાં ખાલી લૉયર્ના પોઝીશનૂપર ફરતું પાણી;

ધોબી ધીંગાણું કરતો ને કહેતો 'આપો દામ';
પૈસાની ઉઘરાણી કરતો આવી રોજ હજામ;
મોચી માગે બુટ્પૉલિશ્ના પૈસા કરી સલામ;
લાવ લાવના પોકારો આવકનું નામ હરામ;

કૉરસ્ } ઓહ્ બિલ્કુલ નથી કમાણી, નહિ આવે કોડી કાણી;
ખીસાં ખાલી લૉયર્ના પોઝીશનૂપર ફરતું પાણી.

સોડા વૉટર્ના વાંધા ત્યાં ક્યાંથી મળે શરાબ[1]?;
ખિચડી ખાતાં આવે છે ઇંગ્લિશ્ ડીનરના ખ્વાબ[2];
થયો હોત જો પોર્ટર્[3] તો પણ ઓછો થાત અજાબ[4];
બૅરિસ્ટર્ થૈને મેં મારી માટી કરી ખરાબ;

કૉરસ્ } ઓહ્ બિલ્કુલ નથી કમાણી, નહિ આવે કોડી કાણી;
ખીસાં ખાલી લૉયર્ના પોઝીશનપર ફરતું પાણી.

❧

# દુનિયાની રીત ગાંડી*

સંગીત

ગાંડી ગાંડી દુનિયાની રીત ગાંડી, દેખી સાવ ગાંડી;
પાણી પીને ઘર પૂછે એવી ગાંડી—દુનિયાની.

પાણી પીને ઘર પૂછે, કાજળથી કાજળ લૂછે;
લીંબૂ ઢાળીને મૂછે, બોલ કે 'પરવા શું છે?'—એવી ગાંડી.

સોનાને આગ લગાવે, પીતળને પાસે લાવે;
રાંડ્યા પછી ડહાપણ આવે, બુદ્ધિ ચૌટે વેચાવે—એવી ગાંડી.

હાથેથી જાતી બાજી, તે વેળા ઉઠતી ગાજી;
છોડી ઘર રસોઇ તાજી, ખાય પૂરી પાતળ ભાજી;
હૉટલમાં પાતળ ભાજી—એવી ગાંડી.

વૈરીને ગાળો ભાંડે, જૈ રંડીનું ઘર માંડે;
લૈ ઝેર સુધાને છાંડે, મનમાં પરણે ને રાંડે—એવી ગાંડી.

બળિયાને શીશ નમાવે, નિર્બળને ખૂબ દબાવે;
બી બાવળિયાનાં વાવે, આંબાની આશ બતાવે—એવી ગાંડી.



---

* આ કાવ્ય મારા રચેલા 'ચાલૂ જમાનો' નામક નાટકમાંથી અહીં ઉધ્ધૃત કરવામાં આવ્યું છે.

૧ શરાબ=મદિરા. ૨ ખ્વાબ=સ્વપ્ન ૩ પોર્ટર=કુલી, મજૂર. ૪ અજૂબ=દુઃખ, પીડા

## ભજનનો વ્યાપાર*

### સંગીત

ભજનનો વ્યાપાર કર, મન, ભજનનો વ્યાપાર,
કર, મન, ભજનનો વ્યાપાર–
જેમાં ન ખોટ લગાર, જેમાં નફો અપરંપાર,
કર, મન, ભજનનો વ્યાપાર–ભજનનો.

મૂડી હરિની મૂર્તિ છે, હરિભજન ગોંધો માલ છે;
દૂકાન દેવાલય અને જ્હિરણહાર કરતાલ છે;
છે તિલક સાઇનબોર્ડ, કાંટો અદલ આ કરમાળ છે;
ગ્રાહક ગુણી છે ભક્ત, વિક્રેતા સુસન્ત કૃપાળ છે;
નરનાર, ભવ્ય વખાર છે ભગવાનનો દરબાર–કર મન.

લાભો અલભ્ય અનેક છે હરિભજનના વ્યાપારમાં;
ધન ધાન્ય ધામ ધરા તથા રમણી મળે સંસારમાં;
આ ભજનના વ્યાપારથી પાપિષ્ટ પણ પૂજાય છે;
હરિભજનથી અજ્ઞાન અવળે અસ્તરે મુંડાય છે;
ગુરુ મોક્ષનું છે દ્વાર જેને ભજનનો આધાર–કર મન.

### સુમદ્દસ

ગુરુ આવ્યા અહીં જ્યારે હતી તે વાર લંગોટી;
શરીરે ભસ્મ ને બે હાથમાં લોટી તથા સોટી;
લગાવી પેટ ભરવા ધૂન હરિના નામની ખોટી;
ભગતડાં થૈ ગયાં ભેગાં કમાણી યે પડી મોટી,

* આ કાવ્ય મારા રચેલા "સાધુ કે શયતાન ?" નામક નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે

ભગતડાંને ભ્રમાવી, ભાઇ, ભગતાણુ ભણાવ્યું છે,
પ્રસાદો બ્હેંચીને ઠાકોરનું મન્દિર ચણાવ્યું છે.
થયાં છે શિષ્ય શિષ્યાઓ હજારો નર તથા નારી;
સમર્પે છે સદા તન મન અને ધન ભક્તિને ધારી;
થયું છે દેવમન્દિર આ મદનમન્દિર મનોહારી;
સદા અદ્વૈતઅનુભવની ઉઘાડી છે અહીં બારી;
ભજનવ્યાપારનું પરિણામ આવું શ્રેષ્ઠ આવ્યું છે;
ગુરુએ આ જગતને, ઓળખીને રગ, ઝુકાવ્યું છે!



## રસીલીનાં રૂસણાં*

સંગીત

હો રસીલાજી રે મનમાં વેદના શાને જગાડી?
અલબેલા! રજની ક્યાં રે વીતાડી?–હો રસીલાજી.

વીતી પાસાં બદલતાં, વેરણ થૈને રાત;
તો ય ન આવ્યા કંથજી, છેવટ થયો પ્રભાત;

જાણ્યું ન, છેલ, હશો આવા ધૂતારા;
બોલ્યું ન પાળનાર, જૂઠા ઠગારા–હો રસીલાજી.

નિકટ હવે નહિ આવશો, કરો દૂરથી વાત;
અમેય કૈં સોંઘાં નથી, મોંઘી છે અમ જાત;

---

* આ કાવ્ય મારા રચેલા "અનંગપ્રસા" નામક નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે.

છળશો નહિ, છેલા ! છળબળથી નારી,
આખ કામણગારી મારી,
સમજો રસઘેલા ! છેડ ન આ સારી,
છેઠલો છોડો હુ હારી-હો ચ્સીલાજી



## હિન્દ નારી

સુમન્દ્ર

રહી જળવાઈ છે જે આબરૂ કે આજ હિન્દની,
ટકી મોટાઈ સાચે કૈંક છે જે લાજ હિન્દની,
નથી તૂટી જગ પણ ધર્મની જે પાજ હિન્દની,
જગતમા નીતિઓની નીતિ છે સરતાજ હિન્દની,
સબબ કે, હિન્દુ નારી ધર્મપથે ચાલનારી છે,
ખરી જો હિન્દની ઈજ્જત ગણો તો હિન્દ નારી છે ! ૧

પતિના ઇષ્ટને જે ઇષ્ટ પોતાનુ જ જાણે છે,
પતિના કષ્ટને જે કષ્ટ પોતાનુ પ્રમાણે છે,
પતિના દુર્ગુણો ઢાકી ગુણોને જે વખાણે છે,
સદા સમભાગિની સુખદુ ખની ટાણે કટાણે છે,
નિરતર શીલને જે પ્રાણ જાણી રક્ષનારી છે,
બળે પતિની ચિતામા જીવતી તે હિન્દ નારી છે ૨

પતિસેવા જ જેનુ વિશ્વમા રમણીય ઉપવન છે,
પતિપ્રેમા જ જેનું વિશ્વમા અક્ષય મહાધન છે,
પતિપ્રાણા રહેવુ એ જ જેનું દિવ્ય જીવન છે,
સતીપદલાલસા જેનુ મહાનિર્વાણસાધન છે,

સ્વયં જે શીલપાલનથી તરીને તારનારી છે;
જગતમાં કોઈ દેવી હોય તો તે હિન્દુ નારી છે. ૩

પતિ પરદેશમાં જો હોય તો શૃંગાર ત્યાગે છે;
ત્યજી નિદ્રા, સુશય્યા, સ્વાદ આખી રાત જાગે છે:
વિનવતી ભક્તિથી વિભુને રમણકલ્યાણ[1] માગે છે;
વિકારોને પિશાચો સમ ગણીને દૂર ભાગે છે;
હૃદયમંદિર વિશે પ્રતિમા પતિની સ્થાપનારી છે;
પ્રભુ પતિને જ માને તે પવિત્રા હિન્દુ નારી છે. ૪

નથી ધનમાનની ઇચ્છા, ન તૃષ્ણા કાંઈ વૈભવની,
નકામી જે સતીની દૃષ્ટિમા છે વસ્તુઓ ભવની;
રહે છે પ્રીતિ જેવી સિંધુદુહિતા[2]સંગ માધવ[3]ની;
ચહે તેવી જ પોતામા રહે રતિ તીવ્ર નિજ ધવ[4]ની;
પતિનો પ્રેમ મેળવવા તપો આરંભનારી છે;
પતિવ્રતધારિણી અનુરાગિણી ને હિન્દુ નારી છે. ૫

સદા આદર્શ માને જે સતી સીતા, સુકન્યાને;
સ્મરે જે દ્રૌપદી, શૈબ્યા સમી નારી સુધન્યાને;
રહે તલ્લીન સાવિત્રી થવાના જે મહાધ્યાને;
વિરાજે જીવનાન્તે નાથ સાથે સ્વર્ગના યાને;[5];
તરુચ્છાયા સમી પતિસંગને જે ઇચ્છનારી છે;
થયેલી વિશ્વવંદ્યા[6] માનજો તે હિન્દુ નારી છે. ૬

---

૧ રમણકલ્યાણ=પતિનું કલ્યાણ ૨ સિંધુદુહિતા=લક્ષ્મી ૩ માધવ=શ્રી વિષ્ણુ ભગવાન્ ૪ ધવ=પતિ ૫ સ્વર્ગના યાને=સ્વર્ગમા લઈ જનારા વિમાન અથવા વૈમાનમા. ૬ વિશ્વવંદ્યા=જેને સમસ્ત વિશ્વ વંદન કરે છે તેવી, પૂજ્યા

'મહા આનંદથી પતિસંગ જે વનમાં જઈ વસતી;
ન જેની સ્વામિનિષ્ઠા સંકટોથી લેશ પણ ખસતી;
વિયોગે સ્વામીના રોતી, નિકટ પતિ જોઈને હસતી;
રમણના ભદ્રમાટે મૃત્યુમુખમાં વેગથી ધસતી;
અચલસૌભાગ્યમાટે જે સ્વજીવન અર્પનારી છે;
સદા નિષ્કામ આત્મત્યાગિની તે હિન્દુ નારી છે. ૭

જગત્માં ક્યાંય પણ જેની ન જોડી શોધતાં જડતી;
ન જેના સદ્ગુણોની મૂર્તિ ક્યાંયે દૃષ્ટિયે પડતી;
લિખિત ઇતિહાસમાં છે નીતિ જેની સર્વથી ચડતી;
ન જેની ધર્મનિષ્ઠા અંત સૂધી રંચ લડથડતી;
મહત્તા વિશ્વમાં સ્ત્રીજાતિની જેણે વધારી છે;
ભરતભૂની સુભદ્રા કન્યકા તે હિન્દુ નારી છે. ૮

## અબળાનો અધિકાર*

### સંગીત–ભૈરવી

ભલે યોગી ન કરે સ્વીકાર, ટકે આ નારીથી સંસાર–ભલે.
કોઈ કરી ધિક્કાર રમાનો, નહિ સુખ ભોગવનાર
ચુંબન આલિંગન અબળાનાં (૨)
પુરુષજન્મનો સાર, ટકે આ નારીથી સંસાર–ભલે.
લલનાલીલા લલિત ગીતથી, જે નહિ લુબ્ધ થનાર;
તે નર પશુ કે યોગી ધારવો (૨)
અફળ કરે અવતાર, ન જાણી અબળાનો અધિકાર–ભલે.

* આ કાવ્ય મારા રચેલા "બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર" નાટકમાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે.

કરે સદનમાં સંતતિ અર્પી, રમા જ્યોતિવિસ્તાર;
રહે વંશ અવિચળ જેનાથી, તે કારણ છે નાર;
ટકે આ નારીથી સંસાર–ભલે.

નિર્ગુણ બ્રહ્મ ઉપર પણ ચાલે, માયાનો અધિકાર;
નરની નારી વિના પ્રતિષ્ઠા (૨)
નથી થતી તિલભાર, વાસ્તવિક વનિતા વિશ્વાધાર–ભલે.

સ્રી, માયાથી અખંડ ચાલે, વિવિધ વિશ્વવ્યવહાર;
માયાને આધીન ઇશ પણ, શો છે નરનો ભાર ?;
ધન્ય છે અબળાનો અવતાર–ભલે.



## અબળાનો આધાર

**સંગીત**

સ્તંભ સદા છે જેમ સદનનો એકમાત્ર આધાર;
ત્યમ અબળાનો એકમાત્ર આધાર સદા નર ધાર–સ્તંભ.

વનિતા વીણા સુસ્વરતારા, નર છે વીણા વગાડનારા;
જડ વીણાનો વગાડનારા વિના અફળ અવતાર–
ત્યમ નરથી નારીવીણાના વાગે સુસ્વર તાર–સ્તંભ.

કર્ણધાર નર નૌકા નારી, તીર બતાવે સાગર તારી;
કર્ણધાર વિણ નૌકા હૂબે જ્યમ સાગર મોઝાર–
ત્યમ નારી નર કર્ણધારથી ભવસાગર તરનાર–સ્તંભ.

ક્ષેત્રભૂમિ ઉત્તમ છે નારી, છે ક્ષેત્રજ્ઞ[1] પુરુષ અધિકારી;
ક્ષેત્રભૂમિ ક્ષેત્રજ્ઞ વિના નહિ ફળદ્રૂપ થાનાર–
ત્યમ નારીની ફળદ્રૂપતાનો છે નર આધાર–સ્તંભ.

---

૧ ક્ષેત્રજ્ઞ=કૃષિકાર.

વામચક્ર રથનું છે વામા, દક્ષિણ ચક્ર પુરુષ બલધામા;
દક્ષિણ ચક્ર વિના નહિ રથનો થાય ચલનૅવ્યાપાર–
ત્યમ નરચક્ર વિના નહિ ચાલે નારીચક્ર વિચાર–સ્તંભ.
રહે વલ્લરી વૃક્ષાધારે, વનિતા આશ્રય નરનો ધારે;
વૃક્ષાધાર વિના જ્યમ જીવે, ન વલ્લરી પળ વાર–
ત્યમ નારી નર વિના વિશ્વમાં નહિ જીવી શકનાર–સ્તંભ.
રમણી રજની નામે ખ્યાતા, ચંદ્ર સદા પુરુષો જ મનાતા;
ચંદ્ર વિના રજનીને જ્યમ નહિ કદા જ્યોતિ મળનાર–
ત્યમ નારીનો પુરુષ વિના છે જ્યોતિહીન સંસાર–સ્તંભ.
સરિતા સાગરમાં જ સમાતી, નારી નરમાં વિલીન થાતી;
સરિતાનો સાગરસંયોગે ટળતો દ્વૈતવિકાર–
ત્યમ નારી અદ્વૈતસિદ્ધિને નરથી મેળવનાર–સ્તંભ.
ભવમાં નારી ધારક શક્તિ, પુરુષજાતિ ઉત્પાદક શક્તિ;
છે ઉત્પાદક વિના ન ધારકનો વિશ્વે ઉદ્ધાર–
નારીનો નરના આશ્રયથી થાય સફળ અવતાર–સ્તંભ.



## સર્વ સંસાર મદન આધીન

સંગીત

સર્વ સંસાર મદન આધીન (૨)
શ્રુતિજ્ઞાનવિસ્તારક બ્રહ્મા થઈ ધર્મથી હીન;
થયા, પિતાનો ધર્મ વિસારી, નિજ દુહિતામાં લીન– સર્વ.
મહાદેવ સ્મરસંહારક પણ થયા મદનથી દીન;
ભિલ્લભામિનીમાં ભરમાયા, ભાળી રૂપ નવીન– સર્વ.
કૈક સાધુએ કામ ભક્ત થૈ, ત્યાગ્યાં નિજ કૌપીન;
ઈન્દ્ર ચન્દ્ર ભૂલ્યા તો બીજાં કયમ ન ચળે મનમીન– સર્વ.



## ઋતુસંહાર*

### ૧ ગ્રીષ્મ ×

નારાચ

પ્રચંડ સૂર્ય, ઇચ્છનીય શીત ચન્દ્રરાજ છે;
સદૈવ સ્નાનથી સુવારિરાશિ[1] ક્ષીણ આજ છે;
દિનાન્ત[2] રમ્ય શાન્ત કામનો વિકારતાલ છે;
પ્રિયે ! નિહાળ વિદ્યમાન આ નિદાઘકાલ[3] છે. ૧

શશાંક[4]થી વિનષ્ટ રાત્રિજન્ય અંધકાર છે;
વિચિત્ર તોયયંત્ર[5]થી સુસદ્મ[6]નો પ્રકાર છે;
જનો શરીરમાં મણી,[7] પ્રિયે, સુશીત ધારતા;
સુચન્દનાદિ લેપથી વિતાપને નિવારતા. ૨

વિલાસિયો નિદાઘકાલમાં નિશીથ[8]ને વિશે;
સુગન્ધયુક્ત સદ્મમાં રમાવિલાસમાં દિશે;
અનંગને જગાવનાર ગાન સાંભળી કરી;
અખંડ સૌખ્ય ભોગવે સમસ્ત શોક વિસ્મરી. ૩

---

* આ મહાકવિ કિંવા કવિકુલગુરુ કાલિદાસકૃત 'ઋતુસંહાર' નામક સંસ્કૃત કાવ્યનો મુક્ત ગુર્જર અનુવાદ છે.

× આ ગ્રીષ્મઋતુનું વર્ણન ઇ સ ૧૯૦૩ (સંવત્ ૧૯૫૯)ના "સરસ્વતીશૃંગાર" નામક માસિક પત્રના બે અંકોમા પ્રથમ વાર પ્રકટ થયું હતું

૧ સુવારિરાશિ=જળનો સમૂહ ૨ દિનાન્ત=સાયંકાળ, સાંઝ ૩ નિદાઘકાલ=ગ્રીષ્મઋતુ ૪ શશાંક=ચન્દ્ર ૫ તોયયંત્ર=જલયંત્ર, ફૂવારો ૬ સદ્મ=આગાર, પ્રાસાદ, મંદિર ૭ મણી=બહુમૂલ્ય રત્નો રત્નોને તેમના શૈત્યદાયક ગુણના યોગે ગ્રીષ્મઋતુમા શરીરપર ધારણ કરવામા આવે છે. ૮ નિશીથ=મધ્યરાત્રિ

સુચન્દનાદિલિપ્ત, હારયુક્ત છે પયોધરો;
સુવર્ણકંકણે જણાય રમ્ય જેમના કરો;
નિતંબિની સરત્નમેખલાદુકૂલધારિણી;
કષાયસ્નાત કામિની થતી જ તાપહારિણી. ૪

હરિગીત

અત્યંત લાક્ષારાગથી નિજ ચરણને રંગી કરી;
ઝંકાર કરતાં નૂપુરોને સ્નેહથી ચરણે ધરી;
અનુરાગિણી જ્યારે રમા એ હંસગતિથી ચાલતી;
ત્યારે પુરુષના હૃદયમાં મન્મથવિકાર જગાવતી. ૫

ચર્ચિત સુચન્દનલેપથી ને શુભ્ર હારે શોભતાં;
પ્રમદાપયોધર પીન જોઈ મન ન કોનાં લોભતાં?;
જેનો નિતંબવિભાગ કાંચનમેખલાથી યુક્ત છે;
નહિ થાય જોઈ મુગ્ધ એવો કોણ જીવન્મુક્ત છે?. ૬

રહેતાં શરીરો જેમનાં ભીંજાયલાં પ્રસ્વેદથી;
તે યુવતિયો ઝટ મુક્ત થાવા ગ્રીષ્મના એ ખેદથી;
ગુરુ[1] વસ્ત્રથી કંટાળીને ગુરુવસનને ઊતારતી;
ઉન્નત કુચો આચ્છાદવાને કંચુલી લઘુ[2] ધારતી. ૭

ચન્દનરસાર્દ્ર[3] સુવીજનોમાંથી નિકળતા વાત[4]થી;
વર પુષ્પમાલાયુક્ત કુચના સઘર્ષણ આઘાતથી;
વીણાસ્વરોથી યુક્ત મંજુલ, લલિત, સુંદર ગાનથી;
જાગ્રત કરે છે ગ્રીષ્મમાં જન મદનને સન્માનથી. ૮

---

૧ ગુરુ=ભારી, વજનદાર ૨ લઘુ=હલકી. ૩ ચન્દનરસાર્દ્ર=ચન્દનના રસથી જેમને પલાળવામા આવ્યા હોય તેવા. ૪ વાત=વાયુ

જે ચંદ્રશાળા[1]માં સુવતિયો થઇ નિદ્રાધીન છે;
તે સુવતિયોના વદનદર્શનમાં નિશાકર[2] લીન છે;
સુવતી–અધરમાંથી સુધા જે ચંદ્ર ચોરી લાવતો;
તેથી સુધાંશુ[3] થઈ સુધા સંસારમાં વર્ષાવતો. ૯

જ્યારે પ્રભાતે સુવતિયો શય્યા ત્યજી ગૃહમાં જતી;
ત્યારે વિકલતા નિશાપતિના હૃદયમાં જે આવતી;
તે વિકલતાથી પાંડુતા[4] આ ઇન્દુ[5]મુખમાં વિસ્તરી;
અનુમાન મારૂં સત્ય આ, હે પ્રિયતમા પ્રાણેશ્વરી. ૧૦

વસન્તતિલકા

સર્વત્ર વ્યાપ્ત પવને થઇ ધૂલિકા છે;
પૃથ્વી પ્રચંડ રવિતાપથી તાપિતા છે;
કાન્તાવિયોગ–અનળે મન દગ્ધ રૂહે છે;
તેવા પ્રવાસિજનને નહિં સહ્ય એ છે. ૧૧

અત્યંત તીવ્ર તપથી તનુમાં તપેલાં;
થાતાં તૃષાતુર થઈ જલપાનઘેલાં;
માન્યું સુવારિ ઘનમેઘઘટા નિહાળી;
દોડ્યાં જ અન્ય વનમાં મૃગે ભ્રાંતિ પાળી. ૧૨

હરિગીત

શશિચારુભૂષણ છે યથા શુભ સાંધ્યવેળા સુખકરી;
તેવી જ જે વિધુભૂષણા નવયૌવના છે સુન્દરી;
તે હાવભાવ, સુચારુ હાસ્ય સમેત તીવ્ર કટાક્ષથી;
કરતી વિયોગી નરહૃદયને વિવશ, શંકા કૈં નથી. ૧૩

---

૧ ચંદ્રશાળા=અગાસી. ૨ નિશાકર=ચંદ્ર. ૩ સુધાંશુ=સુધા સમાન કિરણો છે જેનાં તે ચંદ્ર. ૪ પાંડુતા=પીળાશ, તેજોહીનતા. ૫ ઇન્દુ=ચંદ્ર.

### ચામર

સૂર્યના મયૂખ[1]થી અસહ્ય દાહ પામતો;
હાંફતો અતીવ તીવ્ર વક્ર ચાલ ચાલતો;
સર્પ વૈરભાવના વિચારને વિસારતો;
મયૂરનિમ્નભાગમાં જઈ સુખે વિરાજતો. ૧૪

### સર્વગામી

લિપ્સાવડે ઉદ્યમો વિહગોના,
થયા નષ્ટ સર્વે ગઇ શકિત સારી;
ઉષ્ણત્વ અંગે અતિ આવવાથી,
ઉઘાડું કરી આસ્ય[2] શોધે સુવારિ;
જે દૂરથી દેખતો કોઇ કાળે,
કરી વાર ને સિંહ દેતો વિદારી;
નાગો[3] નિદાઘે સમીપે છતાં યે,
નથી મારતો વૈરને દે વિસારી. ૧૫
આદિત્ય[4]ના અંશુ[5]થી વારિ સર્વે,
થયું શુષ્ક વિશ્વંભરા[6]થી વિચારો;
હસ્તીતણાં મંડળો ખિન્ન થૈને,
ફરે શોધતા વારિનો કોઇ આરો;
પીડાય આત્મા રવિતાપ યોગે,
નથી ભીતિ હર્યક્ષ[7]ની કાંઇ ધારો;
નિદાઘે સહૂ વૈરભાવી પશુઓ,
ત્યજે તાપથી દગ્ધ થૈ વૈરભારો. ૧૬

---

૧ મયૂખ=કિરણ ૨ આસ્ય=મુખ. ૩ નાગો=હસ્તીઓ, હાથીઓ. ૪ આદિત્ય=સૂર્ય. ૫ અંશુ=કિરણ. ૬ વિશ્વંભરા=પૃથ્વી. ૭ હર્યક્ષ=સિંહ.

ચંડાંશુ[1]ના અંશુ જે અગ્નિ જેવા,
મયૂરો થયા તેવડે મંદદેહી;
સર્પો પડયા પુચ્છ નીચે જ આવી;
છતાં યે ન મારે યથા કો વિદેહી! ૧૭

હરિગીત

જે સરોવરમાં ભદ્રમુસ્ત[2] વિયુકત પંક[3] અપાર છે;
અવશિષ્ટ જેમાં એક પણ જલબિન્દુ નહિ આ વાર છે;
રવિકિરણથી સંતપ્ત થઈ ત્યાં શૂકરો[4] બહૂ આવતા;
નિજ તીવ્ર શ્વાસોચ્છ્વાસથી તે વિકલતા દર્શાવતા. ૧૮

નિજ વદનના અતિ તીક્ષ્ણ અસિ સમ દીર્ઘ અગ્રવિભાગથી,
બહુ વેગપૂર્વક ખોદતા તે શુષ્ક કર્દમ[5]ને મથી;
ભૂગર્ભમાં ઉતરી જવા જાણે ન હોયે ઇચ્છતા!;
એવા પ્રયત્નો શૂકરોના ગ્રીષ્મમાં જન દેખતા. ૧૯

ઈન્દ્રવિજય

અંબરમાંહીં પ્રકાશીં નિદાઘવિશે કિરણોથીં દિવાકર શોભે;
તેથીં થયાં સહુ શુષ્ક સરોવર, જે નિરખી નયને મન લોભે;
વારિ વિશે વસનાર બહાર તળાવથકી નિકળી તર્પક્ષોભે;
ભેકસમૂહ[6] તૃષાતુર સર્પતણા ફણછત્ર તળે જઈ થોભે. ૨૦

હરિગીત

જે સરોવરમાંથી સરોજો સર્વ છે જ કહાયલાં;
જલહીન જે સરમાં ભ્રમે છે મત્સ્ય બહુ ગભરાયલાં;

---

૧ ચંડાંશુ=સૂર્ય. ૨ ભદ્રમુસ્ત=ભદ્રમોથ. ૩ પંક=કાદવ. ૪ શૂકરો=ડુક્કરો. ૫ કર્દમ=કાદવ. ૬ ભેકસમૂહ=દેડકાંનો સમુદાય.

ભયભીત થઈ જે જળાશયથી સારસો[1] ઊડી ગયા;
ગજયુદ્ધ[2]થી સરપંકરાશિ સાન્દ્ર[3] છે આજે થયા. ૨૧

જેના શિરોમણિનાં કિરણ રવિકાન્તિયોગે નિકળતાં;
જે પવન ભક્ષી ઉભય જિહ્વાથી રહે છે જીવતાં;
તે સર્પ વિષ, વનવહ્નિ[4], રવિતપ[5],તૃષાથી વ્યાકુલ થતાં;
દર્દુર[6] નિકટ હોવા છતાં પણ તેમને ન વિદારતાં. ૨૨

છે જેમના મુખ દીર્ઘ, ચંચલ, ફેનથી ઉભરાયલાં;
અતિશય તૃષાવ્યાકુલ થતાં દેખાય જે અકળાયલાં;
મહિષીકુલો[7] તે રક્ત જિહ્વા બાહ્યભાગે રાખતાં;
દેખાય છે જળશોધમાટે કંદરાથી નિકળતાં. ૨૩

ગીતિ

દાવાનળના દાહે, શુષ્ક થયા છે સસ્યાંકુર જેમાં;
અવસ્કંદ[8]ના વેગે, ઉર્ધ્વ ઉડે છે શુષ્ક પર્ણ તેમાં. ૨૪

સર્વ સલિલ[9]ના રાશિ, ક્ષીણ થયા છે જેમાં રવિતાપે;
વનપ્રાંત એવા જે, રામે, કેવળ ભયને તે સ્થાપે. ૨૫

ગલિતપર્ણ[10] વૃક્ષોમાં, બેઠા પક્ષિગણો લેતા શ્વાસ;
કલાન્ત[11]થઈ કપિયુત્થો[12],ગિરિનિકુંજ[13]માં કરે જઈ વાસ.૨૬

---

૧ સારસો=સારસ પક્ષીઓ. ૨ ગજયુદ્ધ=હાથીઓની લડાઈ. ૩ સાન્દ્ર=ઘાટું. ૪ વનવહ્નિ=દાવાનલ. ૫ રવિતપ=સૂર્યનો તાપ. ૬ દર્દુર=દેડકાં. ૭ મહિષીકુલો=ભેંસોનાં ટોળાં. ૮ અવસ્કંદ=તૂફાન, આંધી. ૯ સલિલ=જળ. ૧૦ ગલિતપર્ણ=જેનાં પાદડાં ખરી ગયાં હોય તે. ૧૧ કલાન્ત=કંટાળેલા. ૧૨ કપિયુથો=વાનરસમૂહો. ૧૩ ગિરિનિકુંજ=પર્વતલતાગૃહ.

જલેચ્છુ મૃગસમુદાયો, ઇતસ્તતઃ ભ્રમતા વેગે વનમાં;
શરભો[1] કૂપસલિલને, ગ્રહે ઊછળી મુદિત થઇ મનમાં. ૨૭

નૂતન કુસુંભ સમ જે, નિર્મલ અતીવ રક્તિમ સિન્દૂર;
તેની કાંતિ ધરીને, દેખાતો જે રક્તવર્ણ કૂર. ૨૮

પ્રબલ પવનના વેગે, વેગ વધ્યો છે જેનો ભયકારી;
તટસ્થ[2] તરુશાખાના, આન્દોલનથી જ્વલિત થયોભારી. ૨૯

સર્વ દિશામાં આવા, પાવકથી થઈ વિદગ્ધ આ વસુધા;
તાપ વિશ્વજેતા જ્યાં, કહો મળે ત્યાં ક્યાંથી શૈત્યસુધા ? ૩૦

પવનવૃદ્ધ[3] દાવાનલ, શૈલદરી[4]માં બળતો જો રામે !;
વિશુષ્ક વંશસ્થલ[5]માં, પટુ નિનાદથી વિકાસને પામે. ૩૧

ક્ષણમાં વૃદ્ધ થઈને, તૃણ સમૂહમાં કરી નિજ વિસ્તાર;
સર્વ દિશામાં વ્યાપી; કરે મૃગોમાં ભયનો સંચાર. ૩૨

પ્રકટ શાલ્મલીવનમાં, થાય અગ્નિ વિસ્તૃત, રૂપે ભારી;
વૃક્ષોના કોટરમાં, બળે અગ્નિ એ કનકકાંતિ ધારી. ૩૩

પીત થયાં જે તરુનાં, શાખાપર્ણો પવનજન્ય કંપે;
તે તરુઓ પ્રતિ લપકી, અગ્નિ વિસ્તરી વનાન્તમાં જ પે. ૩૪

દગ્ધ જેમના દેહો, દાવાનળથી થયા ગ્રીષ્મકાળે;
વનપશુ ગજ, મૃગ, સિંહો, નહીં હૃદયમાં વેરભાવ પાળે. ૩૫

મિત્ર સમાન મળીને, શૈલકન્દરામાંથી નીકળતા;
વિશાળ સરિતાજળમાં, આતુરતાથી પ્રવિષ્ટ આજ થતા. ૩૬

---

૧ શરભો=એક પ્રકારના આઠ પગવાળા પક્ષિવિશેષ ૨ તટસ્થ=જળાશયના તીરપ્રાંતમા ઊગેલા ૩ પવનવૃદ્ધ=પવનથીવૃદ્ધિગત થયેલો ૪ શૈલદરી=પર્વતકંદરા. ૫ વિશુષ્ક વંશસ્થલ=જ્યાં સૂકેલા વાંસ હોય તેવું સ્થાન

હરિગીત

જે કાલમાં જલમાં કમલ આઠૌપ્રહર વિકસી રહે;
જે કાલને રમણીય પાટલસુરભિથી કવિજન કહે;
જે કાલમાં બહુ સૌખ્યદાયક શીતવારિસ્નાન છે;
જે કાલમાં શશિસુમનસેવન પૂર્ણમોદનિધાન છે. ૩૭

હે લલિતગીતે ![1] 'ગ્રીષ્મ' નામે ખ્યાત તે આ કાલ છે;
આધાર વર્ષાકાલનો એ ગ્રીષ્મઋતુ વિકરાલ છેઃ
વિભુની કૃપાથી ચન્દ્રશાળામાં સુવતિજનસંગમાં;
સુખયુક્ત વીતો ગ્રીષ્મ એ નહિ ભંગ થાયે રંગમાં. ૩૮



## ૨ વર્ષા

ઈન્દ્રવજ્રા

વિદ્યુત્પતાકા ગજ તોયધારી[2];
છે વાદ્ય જેનું પવિ[3]નાદ ભારી;
ભૂપાલવદ્ જો ઘન આજ નારી !;
આવ્યો, વિલાસીજનમોદકારી. ૧

છે ક્યાંક નીલોત્પલ[4]પત્ર રંગ;
છે કાલિમા ક્યાંક બહુ અભંગ;
નારી સગભોં સ્તનરંગધારી;
છે ક્યાંક, મેઘો નભના વિહારી. ૨

---

૧ લલિતગીતા=મધુર ગાયન ગાનારી રમણી. (લલિતગીતાનું સંબોધનાત્મક સ્વરૂપ 'લલિતગીતે' થાય છે.) ૨ તોયધારી=મેઘ. ૩ પવિ=વ્રજ. ૪ નીલોત્પલ=નીલ કમલ.

તૃષ્ણાલુ જે યાચિત ચાતકોથી;
નીચા નમેલા જલભારકો[1]થી;
વર્ષે સધારા પ્રિયનાદકારી;
મેઘો શ્રમે જો ગતિ મંદ ધારી. ૩

થૈ વજ્ર, જેનું રણવાદ્ય ગાજે;
વિદ્યુત્ ધનુષ્યે ગુણ[2] થૈ વિરાજે;
તે મેઘ છોડે જલધાર બાણ;
પીડાય તેથી પથિકો પ્રમાણ[3]. ૪

વૈડૂર્ય[4] જેવા તૃણ—અંકુરોથી;
ને દષ્ટ આ કંદલીનાં દલોથી;
થૈ વ્યાપ્ત વજ્રાયુધગોપકો[5]થી;
વારીભરેલાં સરિતા સરોથી; ૫

શી રમ્ય શોભા ક્ષિતિએ[6]એ ધરી છે;
જાણે મહામોહક સુન્દરી છે,
નીલામણીભૂષિત નાયિકા છે;
કામી જનોને સુખદાયિકા છે. ૬

જે છે સદા સુન્દર શબ્દકારી;
આનન્દ—ઉત્કંઠિત હર્ષધારી;

---

૧ ભારક=પ્રચંડ ભાર, ન ઉપાડી શકાય તેટલો ભાર ૨ ગુણ=પ્રત્યંચા ૨ આ વૃત્તમા વજ્ર સાથે મર્દલ નામક રણવાદ્યની. વિદ્યુત્સાથે પ્રત્યંચાની અને તીવ્ર મેઘધારા સાથે બાણોની સમાનતા દર્શાવવામા આવી ૭ એટલે એવા મેઘને વર્ષતો જોઇને પ્રવાસી-પોતાની પ્રિયાથી વિયુક્ત-જનોના હૃદય પીડાય એ સ્વાભાવિક છે ૪ વૈડૂર્ય=નીલમણિ ૫ વજ્રાયુધ-ગોપક=ઇન્દ્રગોપક નામના એક પ્રકારના કૃમિ વિશેષ. ૬ ક્ષિતિ=પૃથ્વી.

રૂહે લીન આલિંગન ચુંબનોમાં;
નાચે મયૂરો તે આ વનોમાં. ૭

હરિગીત

નિજ મલિન જલના પ્રવાહોથી તીરવૃક્ષ ઉખેડતી;
વ્યભિચારિણી નારી સમી ઉન્મત્ત થૈને ધાવતી;
સરિતા સદાગતિવેગથી[1] સાગર સમીપે જાય છે;
એ રૂપ નદિયોનું ભયંકર આ સમય દેખાય છે. ૮

નવ અંકુરિત, હરિણીવદનથી ક્ષત[2] થયેલા જે દિશે;
તે નીલતૃણસમુદાય શોભી રહ્યા વર્ષાઋતુ વિશે;
નવપલ્લવિત વૃક્ષોવડે વનની વિભા રમણીય છે;
આનન્દવર્ધક દૃશ્ય એ, હે પ્રિયે!, આદરણીય છે. ૯

ચંચલ કમલ સમ નયનથી મુખ જેમનાં બહુ શોભતાં;
દેખાય છે ભયભીત એવાં મૃગો વનમાં વિચરતાં;
છે તેમ સિકતા[3] મૃદુતમા સર્વત્ર વનમાં વિસ્તરી;
વનભૂમિ તેથી આ મનોહર જણાતી, હૃદયેશ્વરી! ૧૦

ભીષણ કરે છે ગર્જના મેઘો ગગન અધિકૃત કરી;
તે મેઘના યોગે થઇ ઘનતમોવ્યાપ્તા[4] શર્વરી[5];
ક્ષણમાત્રમાટે માર્ગ વિદ્યુત્પ્રભાથી દેખાય છે;
તે છતાં સંકેત સ્થળે અભિસારિકાઓ જાય છે. ૧૧

ગંભીર ભીષણ ગર્જના કરતા ગગનગત[6] મેઘથી;
સૌદામિની[7]થી તેમ સીમા જેમના ભયની નથી;

---

૧ સદાગતિવેગથી=વાયુના વેગથી ૨ ક્ષત=ખંડિત ૩ સિકતા=વાલુકા, રેતી ૪ ઘનતમોવ્યાપ્તા=ગાઢ અંધકારમયી ૫ શર્વરી=રાત્રિ ૬ ગગનગત= ગગનમંડળમાં વ્યાપેલા. ૭ સૌદામિની=વિદ્યુત્, વીજળી.



ભીષણુ કરે છે ગર્જના મેઘો ગગન અધિકૃત કરી;
તે મેઘના યોગે થઇ ઘન તમોવ્યાપ્ત શર્વરી;
ક્ષણુમાત્રમાટે માર્ગ વિદ્યુત્પ્રભાથી દેખાય છે;
ને છતા સંકેતગૃહે અભિસારિકાઓ જાય છે.

જ્યુ પ્રિ વર્ક્સ—અમદાવાદ

પૃષ્ઠ ૧૩૮ મું

ભયભીત એવી યોષિતાઓ[1] ભયનિવારણ ઈચ્છતી;
અપરાધી[2] પતિ હોવા છતાં પતિને સરતિ[3] આલિંગતી. ૧૨

નિજ કમલનયનોથી વહેલાં અશ્રુથી, હે રતિબલા;
છે પક્વ બિંબ સમાન અધરો જેમના ભીંજાયલા;
ચન્દન સુમનમાલાદિને દીધાં ત્યજી છે જેમણે;
એવી વિરહિણી[4] યોષિતાઓ મંત્ર મોહનના ભણે. ૧૩

પાંડુર[5] તથા બહુ કીટ, રજ, તૃણયુક્ત નવ જલ, સુરમણી;
જો, સર્પ સમ ગતિ વક્ર ધારી જાય નિમ્ન ધરા[6] ભણી;
એ નવોદક[7]ની વક્ર ગતિમાં સર્પગતિના ભાસથી;
ભયભીત ભેકો[8] થાય છે નવ જલ નિહાળી ત્રાસથી. ૧૪

જેનું મધુર ગુંજન નિરંતર મોદદાયક થાય છે;
તે ભ્રમરગણ ગતપત્રપુષ્પા[9] નલિનીને ત્યજી જાય છે;
નૂતન કમલની પ્રાપ્તિના તે લોભમાં લપટાય છે;
નૂતન કમલની ભ્રાન્તિથી શિખિપુચ્છ[10]માં પછડાય છે. ૧૫

ચીત્કારતા નવ મેઘગર્જનથી મદાન્વિત થૈ વને;
એ અન્ય ગજગર્જન હશે સંશય ધરી એવો મને;

---

૧ યોષિતાઓ=વનિતાઓ ૨ અહીં 'અપરાધી' શબ્દથી એવો ભાવ વ્યક્ત થાય છે કે પોતાના પતિના પરસ્ત્રીગામિત્વ તથા વેશ્યાપ્રેમ આદિ અપરાધોનું પોતાને યથાર્થ જ્ઞાન હોવાથી પતિને અપરાધી તરીકે જાણતી હોવા છતા પણ પત્નીઓ ભયનિવારણમાટે પોતાના પતિને આલિંગી રહે છે. ૩ સરતિ=પ્રેમપૂર્વક ૪ વિરહિણી અવસ્થાને પ્રાપ્ત થયેલી આવી સ્ત્રીઓને 'પ્રોષિતભર્તૃકા' કહેવામા આવે છે જ્યારે એવી સ્ત્રીઓના પતિઓ વિદેશમાં ગયેલા હોય છે ત્યારે એ સ્ત્રીઓ શૃંગાર નથી સજતી ૫ પાંડુર=પાંડુવર્ણું. ૬ નિમ્નધરા=નીચી ભૂમિ, નીચાણુ ભાગ. ૭ નવોદક=નવીન ઉદક, નવીન જળ. ૮ ભેકો=દેડકા ૯ ગતપત્રપુષ્પા=જેમાથી પાંદડા તથા ફૂલ ગળી ગયા હોય તે ૧૦ શિખિપુચ્છ=મયૂરનું કલાપચક્ર

વનગજો એવાનાં વિમલઉત્પલપ્રભ[1] ગંડસ્થલો;
છે ભ્રમરરાશિવ્યાપ્ત ને દેખાય તેમાં મદજલો. ૧૬

સિત કમલવિભ[2] વારિદ[3] વડે ચુંબિત ઉપલ[4] છે જેમનાં;
જેમાં કરે વિચરી મયૂરો નૃત્ય થૈ હર્ષિતમના;[5]
એવા સુશોભિત પર્વતો, હે રમે! વર્ષા સમયમાં,
ઉત્પન્ન ઉત્સુક્તા કરે છે યુવકયુવતીહૃદયમાં. ૧૭

જે કકુભ, સાલ, કદંબ, કેતકીનાં વનો કંપાવતો;
એ સર્વનાં કુસુમોવડે પોતે સુરભિમંડિત[6] થતો;
વારિદસલિલ[7]સંયોગથી શીતલ થઈને વિચરતો;
કોને નથી એવો પવન આનંદ, રામે, અર્પતો ? ૧૮

કટિદેશલંબિત[8] મનોહર ઘનકૃષ્ણ કેશકલાપથી;
ઉપવનસુમનનિર્મિત હૃદયહર અલંકારપ્રતાપથી;
કુચ સુમનમાલાયુક્ત ને મદયુક્ત સુંદર વદનથી;
સ્ત્રીઓ કરે છે વ્યાપ્ત કામીનાં મનોને મદનથી. ૧૯

વિદ્યુતા પુરુહૂતધનુ[9]થી સુશોભિત દેખાય છે;
ત્યમ નમેલા જલભારથી જે મેઘ અધ જણાય છે;
તે મેઘ ને જે મેખલા[10] મણિકુંડલોને ધારતી;
તે સુંદરીઓ પથિક મનમાં મદનભાવ વધારતી. ૨૦

સ્ત્રીઓ કદંબ, સુબકુલ, કેતકી સુમનમાલા શિર ધરે;
એકત્ર હર્ષે કકુભ તરુની મંજરીઓને કરે;

---

૧ વિમલ ઉત્પલપ્રભ=વિમલ નીલ કમલની વિભા જેવા. ૨ સિતકમલવિભ=શ્વેત કમલ જેવા. ૩ વારિદ=મેઘ. ૪ ઉપલ=પાષાણ. ૫ હર્ષિતમના=જેમના મન હર્ષિત થયેલા છે તેવા (મયૂરો) ૬ સુરભિમંડિત=સુગંધયુક્ત. ૭ વારિદસલિલ=મેઘજળ ૮ કટિદેશલંબિત=કટિ સુધી લંબાયલો. ૯ પુરુહૂતધનુ=ઈન્દ્રધનુષ્ય ૧૦ મેખલા=સ્ત્રીઓનો સુવર્ણ આદિ ધાતુનિર્મિત કમરપટો.

આભૂષણો તેનાં રચી નિજ હસ્તથી સુંદર રમા;
શ્રવણો વિશે ધારણ કરે, પ્રાણેશ્વરી, આ કાલમાં. ૨૧

કાલાગુરુનો[1] મિશ્ર જેમાં પ્રચુર[2] ભાગ કરાય છે;
તનુ[3] જેમનાં એવા સુચન્દનવડે લિપ્ત જણાય છે;
કુન્તલકલાપોમાં[4] કુસુમ–આભરણને સ્નેહે ધરી;
સૌગંધ્યને વિસ્તારતી જે નિજ નિલયમાં સુન્દરી; ૨૨

નવયૌવના તે સુન્દરીઓ મેઘગર્જન સાંભળી;
સંધ્યા સમયમાં શ્વસુરના આગારમાંથી નીકળી;
ચંચલ હૃદયથી શયનમંદિરમાં ચરણને ધારતી;
નિજ કાન્તને પરિરંભતી[5] ભયભાવને સંહારતી. ૨૩

જે નીલ કમલોનાં દલો સમ કૃષ્ણવર્ણ જણાય છે;
જલભારથી જે સ્પષ્ટ નીચા નમેલા દેખાય છે;
જે મન્દ મન્દ સમીરના આઘાતથી કંપાય છે;
નભમાર્ગમાં જે મન્દ ગતિથી અગ્રગામી થાય છે; ૨૪

તે ઈન્દ્રચાપ[6] વડે સુશોભિત વારિદો[7] આ સમયમાં;
વલ્લભવિયુક્તા વિરહિણી કુલકામિનીના હૃદયમાં;
જ્વાલા જગાવી કામની ઉન્માદવશતા લાવતા;
એથી પથિક જનની પ્રિયાના વિકૃત ભાવો થૈ જતા. ૨૫

નૂતન સલિલના સિંચને જે થયો ઊષ્માહીન છે;
પુષ્પિત કદમ્બોથી થયો આનન્દ જેનો પીન છે;

---

૧ કાલાગુરુ=કૃષ્ણ અગુરુ ૨ પ્રચુર=વિપુલ. ૩ તનુ=શરીર. ૪ કુન્તલકલાપો=કેશપાશો ૫ પરિરંભતી=આલિંગતી ૬ ઈન્દ્રચાપ=ઈન્દ્રધનુષ્ય. ૭ વારિદો=મેઘો

જે પવનચાલિત વૃક્ષશાખાવડે નૃત્ય રહ્યો કરી;
કેતકીકંટકરૂપિણી હાસ્યચ્છટા જેણે ધરી; ૨૬
વનદેશ એવો, વલ્લભે! આ સુખદ વર્ષાકાલમાં;
રમણીયતાથી બાધતો જનને મદનના જાલમાં;
વનદેશની રમણીયતા એ મદનરાગ જગાવતી;
વિરહી વિરહિણીની દશા એથી મહાદુ:ખદ થતી. ૨૭

આ . મેઘમાલાયુક્ત વર્ષાકાલ હે પ્રાણેશ્વરી;
નિજ પતિસ્નેહ સમાન હૃદયે સ્નેહને હર્ષે ભરી;
શિરમાં વધૂના માલતીયુત બકુલમાલા ગુંથતો;
ને વધૂશિરના સ્પર્શથી આનન્દપુલકિત થૈ જતો; ૨૮

વિકસિત નવીન સુકુસુમરાશિ, યૂથિકાકલિકા ગ્રહી;
તેમજ નવીન કદમ્બકુસુમો મેળવી તેની મહીં;
રમણીમનોરંજક શ્રવણ–આભરણ[1]ની રચના કરે;
તે આભરણને નવવધૂનાં શ્રવણ[2]માં રાગે ધરે. ૨૯

ઉન્નત કુચોના અગ્રને મૌક્તિકસરે[3] શૃંગારતી;
કટિદેશમાં જે પારદર્શક દુકૂલોને ધારતી;
ત્રિવલીતરંગવિશિષ્ટ સુંદર મધ્યદેહવિભાગમાં;
નવજલકણોના સેકથી ઉદ્ભૂત, ધારે જે રમા. ૩૦

રોમાંચપંક્તિ મનોહર, તે યુવતિ છે નરમોહની;
નિશ્ચિત થતો એ ભાગ્ય ક્રીડાભૂમિ એ જ મનોજ[4]ની;
એ યુવતિઓ જ્યાં ઋષિજનોનાં ચિત્ત પણ પળમાં હરે;
તો પછી કામી જન, કહે, સ્થિરતા હૃદયમાં કયમ ધરે? ૩૧

---

૧ શ્રવણ–આભરણ=કર્ણોમાં ધારવાના અલંકારો. ૨ શ્રવણ=કર્ણ, કાન.
૩ મૌક્તિકસર=મોતીની માળા. ૪ મનોજ=કામદેવ

નવજલકણોના સંગથી જે શૈત્ય[૧] અંગે ધારતો;
ને પુષ્પભારવિનમ્ર[૨] તરુના સંગથી પુલકિત થતો;
કેતકીપુષ્પપરાગથી , નિજમાં સુગંધ વધારતો;
વાયુ વિયોગી દંપતીનાં હૃદય અધ વિદારતો. ૩૨

જલભારથી નીચા નમેલા મેઘ ગર્વ વિસારિને;
વર વિંધ્ય ગિરિને ઉચ્ચતમ આધાર નિજનો ધારિને;
ગ્રીષ્માગ્નિતીવ્રશિખાવડે સંતપ્ત વિંધ્યાચલશિરે;
જલવૃષ્ટિ કરી આહ્લાદવાના પ્રયત્નોને આદરે. ૩૩

બહુ ગુણવડે રમણીય, ચપલા ચિત્તનો હરનાર જે,
બાંધવ લતા ને વૃક્ષશાખાનો સદા સુખકાર જે;
છે પ્રાણદાતા પ્રાણિયોનો નિરન્તર અવિકાર જે;
આ વિશ્વમાં જલ અન્નના ભંડાર છે ભરનાર જે; ૩૪

તે સુખદ વર્ષાકાલ તારા ત્રિવિધ તાપો પરિહરે;
તારા સકળ મંગળ મનોરથને સફળ ભવમાં કરે;
હૃદયેશ્વરી, તવ કાન્તનો એ ભદ્ર આશીર્વાદ છે,
વર્ષા પછી ઋતુ શરદનો અતિ વિલક્ષણ આહ્લાદ છે. ૩૫

## ૩ શરત્

### રુચિરા

કાશ કુસુમ વર વસનો જેનાં, વિકસિત કમલવદન ધારી;
મત્તહંસરવરૂપ[૩] મનોહર કરતી નૂપુરઝંકારો;

---

૧ શૈત્ય=શીતલતા ૨ પુષ્પભારવિનમ્ર=પુષ્પના ભારથી નમેલા.
૩ મત્તહંસરવરૂપ=ઉન્મત્ત હંસોના ધ્વનિરૂપ

પક્વ શાલિવૃક્ષો[1] છે જેની દેહલતા સુન્દર એવી;
આવી આ નવવધૂતુલ્ય રમણીય શરદ્વેલા, દેવી !. ૧

કાશકુસુમથી વસુધા ધવલા, શશાંકથી ધવલા રજની;
વધી ધવલતા મરાલ[2]યોગે, રામે, સરિતાના જલની;
શ્વેત કમલથી ધવલ તડાગો, સપ્તચ્છદથી ધવલ વનો;
ધવલ માલતીથી ઉપવન છે, શરત્કાલમાં જુએ જનો. ૨

ચંચલ સુન્દર શફરી[3]રૂપા કાંચી[4] જેણે ધારી છે;
મરાલરૂપા મૌક્તિકમાલા જેની મન હરનારી છે;
વિશાલ પુલિનરૂપ જેના છે નિતમ્બબિમ્બો, હે નારી;
શારદ[5]સરિતા પ્રમદા સમ ચાલે છે મન્દા ગતિ ધારી. ૩

રજત,[6] શંખ ને મૃણાલ[7]ની જે ધવલ કાન્તિ નિજમાં ધરતા;
ત્યાગીને જલભાર લઘુ થૈ નભમાં વેગે સંચરતા;
પવનવેગથી ચંચલ એવા મેઘો જેમાં વ્યાપ્ત દિસે;
વિશાળ તે આકાશ વિલોકી થાય ભાવ એ હૃદયવિસે; ૪

જાણે આ આકાશ કોઈ ભૂપાલ મહાબલધારી છે;
મેઘોએ તેની સેવકતાને તેથી સ્વીકારી છે;
સેવકના કર્તવ્ય કર્મને મેઘો પૂરણ પાળે છે;
આજ અહો આકાશરાજના શિરપર ચામર ઢાળે છે.[8] ૫

ભિન્નાંજનચયકાન્તિ[9] નભોમંડળ આ, હે રસિકા નારી;
શોભે જે બંધૂક પુષ્પથી પૃથ્વિ અરુણતાને[10] ધારી;

---

૧ પક્વ શાલિવૃક્ષો=પાકેલી શાળોના ઝાડ ૨ મરાલ=હંસ. ૩ શફરી=મત્સ્ય. ૪ કાંચી=કટિમેખલા ૫ શારદ=શરત્કાલિક ૬ રજત=રૂપું, ચાંદી. ૭ મૃણાલ=શ્વેત કમલ. ૮ અહીં મેઘ સાથે ચામરની તથા આકાશ સાથે રાજાની સમતા દર્શાવવામાં આવી છે. ૯ ભિન્નાંજનચયકાન્તિ=કૂટેલા કાજળના સમૂહ સમાન કાંતિવાળું. ૧૦ અરુણતા=રક્તિમા, લાલાશ.

ચારુમૃણાલાવૃતભૂભાગો[1] પ્રાકારો[2] સુન્દર ભાગી,
યુવકોના મનમાં ઉપજાવે ઉત્કંઠા મદ ભરનારી. ૬

મન્દ પવનથી ચલાયમાના જેની શાખા સુન્દર છે,
અધિક પુષ્પવિકસનથી જેના પર્ણો કોમલતર છે,
ચૂસી લીધો છે ભ્રમરોએ જેના પુષ્પોના રસને,
કોવિદાર તરુ તે વિદારતો, કહે, ન કોના માનસને[3]? ૭

તારાતતિરૂપી નિજ અંગે ઉત્તમ આભૂષણ ધારી,
વિમલચન્દ્રિકારૂપ વસ્ત્ર પરિધાન દેહમાં કરનારી,
મેઘરૂપ ઘૂંઘટને ખોલી ઊભી રજની શશિવદના,
બાલાસમ આ ઋતુમાં પ્રતિદિન વૃદ્ધિ પામતી મદમદના[4] ૮

પક્ષિમુખોથી વીચિપંક્તિઓ[5] જેનામાં છે રચાયલી,
જેની સારસના સમૂહથી તીરભૂમિ છે છવાયલી,
પદ્મપરાગે રક્તવર્ણ શારદ સરિતાઓ હ સરે,
સર્વ જનોના હૃદયોમાં ઉપજાવે પ્રીતિ પરા, સુભગે[6] ૯

નયનસુખદ ને હૃદયહારિણી જેની સુધાકિરણમાળા,
હર્ષદ, શીતલ સીકરવર્ષી ચન્દ્રરાજ અતિ રઢિયાળા,
પતિવિયોગવિષદિગ્ધબાણથી[7] ક્ષતા[8] અંગનાના અંગો,
દારુણતાથી દહે જગતમાં ધારીને પાવકરંગો ૧૦

---

૧ ચારુમૃણાલાવૃતભૂભાગ=સુંદર કમળોવડે આચ્છાદિત છે ભૂભાગ જેમનો તેવા ૨ પ્રાકારો ભિત્તિઓ, દીવાલો ૩ માનસ મન ૪ મદમદના=મદરૂપ મદિરાવાળી ૫ વીચિપંક્તિઓ—તરંગમાળાઓ ૬ સુભગે=હે ભાગ્યશાળી ૭ પતિવિયોગવિષદિગ્ધબાણથી—પતિના વિયોગરૂપ વિષે લિપ્ત બાણવડે ૮ ક્ષતા=વીંધાયલી

જે ફૂલભારવિનમ્ર[1] શાલિ[2]નાં જાલો[3]ને કંપાવે છે;
પુષ્પગુચ્છનત[4] વૃક્ષોની સ્થિરતાને શીઘ્ર ચળાવે છે;
પ્રફુલ્લપંકજયુક્તા નલિની[5]ને બળથી ધૂણાવે છે;
તે શારદ[6] શીતલ સમીર યુવકોનાં મન ડોલાવે છે. ૧૧

જે ઉન્મત્ત મરાલો[7]ના દ્વંદ્વોથી અતીવ શોભિત છે;
સ્વચ્છ પ્રફુલ્લ કમલોથી જે અધુના થયાં વિભૂષિત છે;
પ્રાતઃકાલિક મંદ પવનથી જેમાં તરંગ ઉદ્ભવતા;
સરોવરો તે માનવ મનને સહસા ઉત્કંઠિત કરતાં. ૧૨

મેઘગર્ભમાં વાસવધનુ[8]ની ઝાંખી આજ નથી થાતી;
ગગનપતાકારૂપ દામિની[9] નથી ચમકતી દેખાતી;
હવે ન નભને પક્ષપવનથી, રમે, ન સારસ કંપાવે;
મયૂર પણ નહિ આતુર થઇને દૃષ્ટિ ગગનમાં દોડાવે. ૧૩

નૃત્યહીન શિખિઓ[10]ને,રામે, મદનરાજ જો ત્યાગે છે;
મધુર ગીતગાયક હંસોના પ્રસંગથી અનુરાગે છે;
શાલ, નીપ, અર્જુન, કદંબ ને કુટજાદિકનો ત્યાગ કરી;
શરત્કાલમાં શોભા કેવળ સપ્તપર્ણ તરુને જ વરી. ૧૪

શેફાલિકાસુમનસૌરભથી મનોહારિતા ધારી છે;
કોકિલાદિ વિહંગોનું કૂજન જેમાં અતિ સુખકારી છે;
પ્રાંતસ્થિત હરિણીનયનો સમ જે વર કમલ ધરાવે છે;
ઉપવન એવાં પુરુષચિત્તમાં ઉત્કંઠા ઉપજાવે છે. ૧૫

---

૧ ફૂલભારવિનમ્ર=ફૂળના ભારથી નમેલા ૨ શાલિ=ગાલિફળ. ૩ જાલો=સમુદાયો ૪ પુષ્પગુચ્છનત=પુષ્પગુચ્છોના ભારથી નમેલાં. ૫ નલિની=કમલિની. ૬ શારદ=શરત્કાલિક. ૭ મરાલો=હંસો. ૮ વાસવધનુ–ઈંદ્રધનુષ્ય ૯ દામિની=વિદ્યુત, વીજળી. ૧૦ શિખિઓ=મયૂરો.

પદ્મ કુમુદ કહ્લાર આદિને વારંવાર કંપિત કરતો;
એ પુષ્પોના પરિરંભણથી અતિ શીતલ થઈ સંચરતો;
પત્રાન્તસ્થિત[1] હિમજલને જે કંપિત કરતો વ્યાપે છે;
પ્રભાતમાં તે પવન સુશીતલ ઉત્કંઠાને સ્થાપે છે. ૧૬

શાલિવૃક્ષના સમૂહથી જેનાં ભૂતલ આચ્છાદિત છે;
વિરાજવાથી ધેનુકુલો[2]ના ધણ જેમની શોભિત છે;
હંસ તથા સારસના રવ[3]થી જ્યાં વસુધા પ્રતિનાદિત[4] છે,
એવા સીમાભાગો, સુભગે, મોદજનક અવિવાદિત છે. ૧૭

લલનાકુલની લલિતા ગતિને હંસોએ લૂંટી લીધી;
વિકસિત કમલે સ્ત્રીમુખવિધુની શોભાને ઝૂંટી લીધી;
નીલોત્પલ[5] નારીકટાક્ષનું હરણ કરીને રાજે છે;
ભ્રૂવિલાસ[6]ને તનુતરંગમાલા[7]એ જીત્યો આજે છે. ૧૮

પુષ્પભારનતપલ્લવયુક્તા[8] નીલલતા, હે પ્રિયનારી;
સ્ત્રીની ભૂષણયુક્ત ભુજાની શોભાને છે હરનારી;
સુન્દર જે કંકેલિકુસુમ સમ નવમાલતી નયન તોષે,
દંતવિભાવિમલસ્મિતતુલ્યા[9] ચન્દ્રકાંતિને તે શોષે. ૧૯

વનિતાઓ નિજ કૃષ્ણ[10] અલક[11]ને શરત્કાલમાં, વરાનને,
નવમાલતીકુસુમથી ગૂંથે ધારીને આનન્દ મને,

---

૧ પત્રાન્તસ્થિત=પાદડાની કોરપર રહેલા ૨ ધેનુકુલો=ગાયોના ધણ ૩ રવ=શબ્દ ૪ પ્રતિનાદિત=નિનાદિત, શબ્દાયમાન ૫ નીલોત્પલ=નીલ કમલ ૬ ભ્રૂવિલાસ=નારીની ભ્રૂકુટીનો વિલાસ ૭ તનુતરંગમાલા=નદીના જલમાં ઉદ્ભવતો સૂક્ષ્મ તરંગસમૂહ ૮ પુષ્પભારનતપલ્લવયુક્તા=પુષ્પના ભારથી નમેલા પલ્લવોવાળી ૯ દંતવિભાવિમલસ્મિતતુલ્યા=સ્ત્રીના દંતોની વિભાથી પ્રકટ થતા વિમલ સ્મિત સમાન, મંદહાસ્ય સમાન ૧૦ કૃષ્ણ=કાળા ૧૧ અલક=વાંકડિયાળા વાળ

તેમ જ કાંચનકુંડલ જે શ્રવણોને બહુ શોભાવે છે,
વિવિધ નીલ કમલોને તે શ્રવણોમાં સ્ત્રી લટકાવે છે. ૨૦

પ્રસન્નચિત્તા પ્રમદાઓ ચંદનરસસિંચિત હારોથી;
કુચમંડલને ભૂષાવે છે ર્ગ પ્રેરિતા વિકારોથી;
તેમ જ શ્રોણીતટ[1]માં પ્રેમે રસનાકલાપ ધારે છે;
ચરણકમલને કલનૂપુરથી નમી નમી શૃંગારે છે. ૨૧

વિગતમેઘ ત્વદ્ધુંતારકમંડિત નભોમંડલે, પ્રિય નારી;
રાજહંસ જેમના તટોમાં વિરાજતા સુમનોહારી,
મરકતમણિભાસુંદરજલયુત[2] સરોવરો અત્યારે છે;
તે અતિ સુંદર સરોવરોની સુશોભનાને ધારે છે. ૨૨

શરત્કાલમાં કુમુદસંગથી શીતલ વાયુ વહે, નારી;
દેખાતા દિગ્વિભાગ અધુના, જાતાં મેઘ, હૃદયહારી;
પંકરહિત પૃથ્વી, જલ નિર્મલ, નિર્મલતા આકાશે છે;
નિર્મલ આ આકાશ ચન્દ્રતારાથી[3] વિચિત્ર ભાસે છે. ૨૩

પ્રભાતમાં રવિકરણવડે જે પંકજ વિકસિત પૂર્ણ થયું;
યુવતિવદનની વિભાસમું તે પંકજ જો શોભી જ રહ્યું;
ચન્દ્રબિમ્બનો અસ્ત થતાં પ્રોષિતપતિકા[4]ના હાસ્યસમી;
ક્ષીણ કુમુદિની થતી જાય છે પતિવિયોગથી જતાં ભ્રમી. ૨૪

વિદેશવાસી પુરુષ શરત્માં ચઢે ભ્રાન્તિને ચાળે છે;
નિજ નારીની કૃષ્ણનયનશોભા ઉત્પલ[5]માં ભાળે છે;

---

૧ શ્રોણીતટ=કટિનો પશ્ચાદ્ ભાગ. ૨ મરકતમણિભાસુંદરજલયુત=મરકતમણિની શોભા સમાન સુંદર વારિયુક્ત ૩ ચન્દ્રતારાથી=ચન્દ્ર તથા તારામંડળવડે ૪ પ્રોષિતપતિકા=જેનો પતિ વિદેશમાં ગયેલો હોય તે, વિરહિણી સ્ત્રી ૫ ઉત્પલ=નીલકમલ

મરાલરવ[1]થી કાંચનકાંચી[2]રવના ભ્રમને પાળે છે;
બંધુજીવ[3]માં પ્રિયા-અધરભા જોઈ અશ્રુ તે ઢાળે છે. ૨૫

શશાંકશોભાને રમણીના મુખમંડળમાં છોડીને;
મધુર હંસરવને સ્ત્રીના મણિયુત નૂપુરમાં જોડીને;
બંધુજીવની શોભાને સ્ત્રીના અધરોમાં ત્યાગીને;
શારદ શોભા વિદાય થાતી, સુભગે, આજ્ઞા માગીને. ૨૬

હરિગીત

વિકસિત કમલ છે વદન જેનું, નીલ કમલો નયન છે;
નૂતન સુવિકસિત કાશપુષ્પો શ્વેત જેનાં વસન[4] છે;
તે કુમુદકાન્તિવિલાસિની આ શરદ્વેલા સુન્દરી:
તમને થજો ઉત્કટમદા પ્રમદા સમી ચિત્તસુખકરી. ૨૭

❦

## ૮ હેમન્ત

હરિગીત

નવપલ્લવોદ્ગમ ગસ્યયોગે[5] રમ્ય જે દેખાય છે;
પરિપક્વ જેમાં શાલિ[6]ને લોધ્રો[7] પ્રફુલ્લ જણાય છે;
પરિશુષ્ક પદ્મો થઈ ગયા હિમપાત જેમાં થાય છે;
હેમન્તઋતુ એવો, પ્રિયે, આવ્યો હવે વર્તાય છે. ૧

---

૧ મરાલરવ=હંસધ્વનિ ૨ કાંચનકાંચી ન=સુવર્ણનિર્મિત કટિમેખલાનો મદધ્વનિ ૩ બંધુજીવ=બપોરિયાનું પુષ્પ ૪ વસન=વસ્ત્ર ૫ નવપલ્લવોદ્ગમસસ્યયોગે=જેમનામાં નવીન પલ્લવોનો ઉદ્ભવ થયેલો છે તેવાં સસ્યોવડે ૬ શાલિ=શાલિવૃક્ષ, ચોખાના વૃક્ષ ૭ લોધ્રો=લોધ્રવૃક્ષ

સ્તનમંડલો સ્તનશાલની વામા વિલાસવતીતણાં:
રંગાય કેસરરંગથી શી રંગમાંહીં રહે મણા ?;
વળી ઇન્દુ, કુન્દ, તુષારવિભ[1] હારો જણાતા તે પરે,
એ અલંકૃત કુચમંડળો, શમે, હૃદય નરનાં હરે. ૨

એકત્ર બન્ને બાહુમાં ન વિલાસિની વામા ધરે;-
કંકણ તથા અંગદ[2] અલંકારો, પ્રિયે, આ અવસરે;
તેમ જ નિતંબોપર નથી નવદુકૂલો[3]ને ધારતી;
નહિ પારદર્શક કંચુલી સ્તનમંડળે સ્વીકારતી. ૩

નારી ન કાંચનરત્નકાંચી નિજ નિતંબે ધારતી;
નિજ કમલકાન્તિવિયુક્ત ચરણસરોજભા[4] ન વધારતી;-
ઝંકાર કરતાં હંસરવ સમ નૂપુરોને ધાર્યેને,
કયમ કે સુશીતલ રત્ન ધાતુ અસહ્ય થાતાં નાર્યેને. ૪
સુરતોત્સવાર્થે શરીરમાં કાલીયક[5] શ્રી ચર્ચની;
કસ્તૂરિકા ચર્ચી કપાલે મોહમુગ્ધા થઈ જતી;
શિરને સુરભિમહિત કરે કાલાગુરુના યોગથી.
કયમ કે સમર્પે ઉષ્ણતા એ વસ્તુઓ સંયોગથી. ૫

મૈથુનશ્રમથી દુર્બલા ને પાંડુવદના થઈ ગઈ;
ને જેમના આનન્દની છે, પ્રિયે, પરિસીમા થઇ;
એવી યુવતિયો કાન્તના દન્તાગ્રથી ભેદાવલા;
ને કયાંક શોણિતબિન્દુના રંગે વળી રંગાયલા; ૬

---

૧ ઇન્દુ, કુન્દ, તુષારવિભ=ઇન્દુ, કુન્દ તથા તુષારની શોભાને ધરાવનારા, એટલે કે શ્વેત. ૨ અંગદ=જેને સ્ત્રીઓ બાહુના ઉપરિભાગમાં ધારણ કરે છે તે સુવર્ણલિંગ, બાહુબંધ (બાજૂબંધ) ૩ નવદુકૂલો=નવીન ઝીણાં વસ્ત્રો ૪ ચરણસરોજભા=ચરણકમળની શોભા ૫ કાલીયક=એક સુગંધિક કાષ્ઠ

પીડિત અધરનું નિરીક્ષણ પળ પળ કરે અભિમાનથી;
સંતુષ્ટ થાતી સ્મિત કરી, ઉચ્ચ સ્વરે હસતી નથી;
ઉચ્ચે સ્વરે હસવા થકી વધતી અધરની વેદના;
તેથી જ લુછે મૌન ધારી બિન્દુઓ પ્રસ્વેદના. ૭

પીનસ્તનોરઃસ્થલસુશોભા[1] પ્રાપ્ત છે જેણે કરી;
તે સ્તનવિમર્દનજન્ય[2] પીડાથી હૃદય ખેદે ભરી;
હેમન્ત રોતો, રમે, પ્રાતઃકાલમાં દેખાય છે;
તૃણલગ્ન[3] તુહિનો[4] હોય તેનાં અશ્રુ એમ જણાય છે. ૮

જે શાલિ નામક ધાન્યથી ભરપૂર છે આ કાલમાં;
હરિણીસમૂહો જ્યાં વિચરતા મત્ત થઈને વ્હાલમાં;
જ્યાં મનોહારી ક્રૌંચ પક્ષી મધુરતમ નાદો કરે;
એવા સુખદ સીમાવિભાગો સર્વના મનને હરે. ૯

જેમાં સુવિકસિત નીલ કમલો શોભતાં દેખાય છે;
રમણીયતા જ્યાં રાજહંસોની પ્રકાશિત થાય છે;
આકંઠ જેમાં છે ભરેલાં વિમલ જલ, રામા મતી;
એવાં સરોવર જોઈને ચિદ્દવૃત્તિ મુગ્ધા થૈ જતી. ૧૦

હિમજાત[5] શીતલતાવડે પરિપકવ આ સમયે થતી;
ચલ પવનના આઘાતથી રે જે નિરંતર કંપતી;
તે પ્રિયંગુ[6] પ્રિયવિપ્રયુકતા[7] કામિની[8]સમ, ગુણવતી.
હેમન્તમાં દિવસાનુદિવસ વિપાંડુતાને પામતી. ૧૧

---

૧ પીનસ્તનોરઃસ્થલસુશોભા=જેમાં પુષ્ટ સ્તનો વિરાજેલા છે એવા વક્ષ:સ્થલ-સ્ત્રીના વક્ષસ્થલ-ની શોભા ૨ સ્તનવિમર્દનજન્ય=સ્તનના મર્દનથી ઉદ્દભવેલી ૩ તૃણલગ્ન=તૃણમાં બાઝેલા ૪ તુહિનો=તુષારો ૫ હિમજાત=હિમજન્ય, હિમથી ઉત્પન્ન થયેલી. ૬ પ્રિયંગુ=માલકાંકણી ૭ પ્રિયવિપ્રયુકતા=પોતાના કાન્તાવડે ત્યજાયલી ૮કામિની=કામાતુરા, વિલાસિની વનિતા

પુષ્પાસવે[1] મુખ જેમનાં સૌગંધ્યયુક્ત જણાય છે;
નિઃશ્વાસવાયુવડે સુગંધિત જેમનાં વપુ થાય છે;
એવાં જનો થઈ કામશરથી વિદ્ધ; હે મદનાતુરે;
અંગો પરસ્પર મેળવીને શયન શય્યામાં કરે. ૧૨

નવયૌવનાના અધરમાં દંતવ્રણો જે શોભતા;
સ્તનયુગ્મમાં નખના લખેલા લેખ દૃગ્ગોચર થતા;
તે સૂચવે છે અદયતાથી કૃત સુરતસંભોગને;
રમણીય એ ચિહ્નો ગમે કોને ન વદ, હે શોભને? ૧૩

કોઈ યુવતિ નિજ હસ્તમાં અનુરાગથી દર્પણ ધરી;
નિજ કમલમુખ શૃંગારતી બાલાતપે[2] સ્થિરતા કરી;
રસભુક્ત ને દંતાગ્રથી ભેદાયલા નિજ અધરને;
આકર્ષિને અવલોકતી દર્પણ વિશે, હે સુવદને! ૧૪

અત્યંત સુરતશ્રમવડે જે ખિન્નદેહા છે થઈ;
રાત્રિપ્રજાગર[3]થી વિપાટલનેત્રપદ્મા[4] થઈ ગઈ;
સ્કંધો ઉપર વિખરાયલો જેનો સુકુંતલપાશ છે;
જે બાલરવિના કિરણનો પામી રહી જે ત્રાસ છે; ૧૫

તે છતાં નિદ્રા સેવતી તે યુવતિ આ હેમન્તમાં;
એ કાલમહિમા શું નથી અદ્ભુત કહે, હે પ્રિયતમા !;
ઘનકૃષ્ણકેશકલાપભૂષિત, હસિતમુખ દુર્વિતમના;
પીનોન્નતસ્તનભારથી દેહો નમ્યા છે જેમના; ૧૬

---

૧ પુષ્પાસવે=પુષ્પના આસવથી ૨ બાલાતપે=પ્રભાતકાળિક મંદ તડકામાં. ૩ રાત્રિપ્રજાગર=રાત્રિનું જાગરણ ૪ વિપાટલનેત્રપદ્મા=કમલનેત્રા; કમલસમાન નેત્રોવાળી.

અન્યા યુવતિ એવી નવીના કેશની રચના કરે;
પરિભુક્તગંધા[1] માલિકાને શિર ઉપરથી પરિહરે;
પતિભુક્ત[2] વપુ[3]ના દર્શને હર્ષાન્વિતા હૃદયે થતી,
દંતક્ષતોની અધરમાં જે રમ્ય શોભા ધારતી; ૧૭

જેના મનોહર દેહમાં નખનાં ક્ષતો શોભી રહ્યાં;
જેનાં નયન આલંબિ[4] સુંદર અલકથી કુંચિત થયાં;
શાલીન એવી સુંદરી નવયૌવના કોઈ, વરે!;
નિજ દિગંબરતાનિવારણમાટે વસન દેહે ધરે. ૧૮

બહુગુણવડે રમણીય, ચપલાચિત્તહારક જે સદા;
પરિપકવશાલિવ્યાપ્ત જેમાં ગ્રામસીમા સર્વદા;
અત્યંત સુંદર ને નિનાદિત ક્રૌંચપક્ષીનાદથી
હેમન્ત તે સુખકર તમોને થાય ઇશપ્રસાદથી. ૧૯



## ૫ શિશિર

### સ્રગ્ધરા

વૃદ્ધ[5] શાલિતરુ, ઇક્ષુસમૂહો[6]થી જે મહામનોહર છે;
ક્રૌંચ પક્ષીના મધુર શબ્દથી શોભિત તેમ જ સુન્દર છે:
કામ થાય કે પ્રકામ[7] જેમાં, સ્ત્રીજનનો જે પ્રિયતર છે,
વરોરુ![8]શિશિરસમય તે આવ્યો,સાંભળ વિવરણ સુખકરછે. ૧

---

૧ પરિભુક્તગંધા=જેનો ગંધ ભોગવાઇ ગયો હોય તેવી ૨ પતિભુક્ત=પતિવડે ભોગવાયલ ૩ વપુ=શરીર ૪ આલંબિ=લટકતા. ૫ વૃદ્ધ=વૃદ્ધિ ગત થયેલા ૬ ઇક્ષુસમૂહો=શેરડીના ઢગલા ૭ પ્રકામ=પ્રબળ. ૮ વરોરુ=સુંદર જાંઘાવાળી સ્ત્રી

નિરુદ્ધવાતાયનમંદિર[1]ના ગર્ભદેશ[2] હે સન્નારી;
સૂર્યકિરણ, ગુરુ વસ્ત્ર[3] હુતાશન,[4] તેમ જ નવયુવતી નારી;
સમસ્ત એ વસ્તુઓ શિશિરમાં ભોગ્યા સંસારે ધારી;
તેથી એ વસ્તુઓ ભોગવે નરો શિશિરમાં સુખકારી. ૨
ચન્દ્રકિરણ સમ શીતલ ચન્દન, હિમશીતલ[5] સમીરધારા;[6]
શરચ્ચંદ્ર સમ વિમલ ભવનતલ[7] આદિક પદાર્થ જે સારા;
લેશમાત્ર પણ ચિત્તાકર્ષક શિશિરકાલમાં નથી થતા;
વિશિષ્ટતા એ શિશિરકાલની સંસારે સર્વત્ર મતા. ૩
હિમનિપાતના યોગે જેમાં શીતલતા અતિશય આવી;
ચન્દ્રકાન્તિએ જેની શીતલતાને દીધી ઉભરાવી;
પાંડુવર્ણ તારાગણથી જે વક્ર શોભિતા દેખાતી;
નિશા ન એવી શિશિરસમયમાં સેવ્યા[8], લલને લેખાતી. ૪
મુખમાં છે તાંબૂલ, શરીરે કસ્તૂરીનું લેપન છે;
ઉત્તમ આસવપાનવડે જેમનાં સુવાસિત આનન[9] છે;
કંઠદેશમાં પુષ્પહાર છે એવી ઉત્કંઠિત નારી;
પ્રવેશતી કાલાગુરુધૂપિત[10] શયનમંદિરે રતિ ધારી. ૫
અપરાધી હોવાથી જે અપમાનિત છે બહુવાર થયા;
ભયથી વિકલચિત્ત થૈને જે થરથર થરથર કંપી રહ્યા;
એવા નિજ પતિયોને ભોગેચ્છુક જોઈ પ્રમદા[11] નારી;
વિસ્મરતી અપરાધ તેમના શિશિરકાલમાં મન મારી. ૬

૧ નિરુદ્ધવાતાયનમંદિર=જેમના બારી બારણાં બંધ કરાયલાં હોય એવાં ગૃહો ૨ ગર્ભદેશ=આભ્યંતર ભાગ ૩ ગુરુવસ્ત્ર=ભારી-વજનદાર-કપડાં ૪ હુતાશન=અગ્નિ. ૫ હિમશીતલ=હિમના સંસર્ગથી શીતલ થયેલો ૬ સમીરધારા=વાયુલહરી ૭ ભવનતલ=અગાસી ૮ સેવ્યા=ઉપભોગ કરવા યોગ્ય. ૯ આનન=મુખ ૧૦ કાલાગુરુધૂપિત=જેમાં કાલાગુરુનો ધૂપ કરાયલો હોય તે ૧૧ પ્રમદા=મદયુક્તા

તરુણ રમણથી ભોગવાયલી નિર્દયભાવે રજનીમાં;
તેથી જે કોમલાંગીઓના શ્રમની થૈ છે પરિસીમા;
વિકલહૃદય એવી નવયુવતી લલનાઓ પ્રાતઃકાલે;
ગૃહમાં કિંવા બહિર્ભાગમાં મંદ મંદ ગતિથી ચાલે. ૭

સુન્દર કૂર્પાસક[1]થી પીડિત કુચો જેમનાં દેખાતાં;
રંજિત[2] વસ્રોવડે જેમનાં ઉરો વિભૂષિત પરખાતાં;
એવી સ્રીઓના જે કેશો પુષ્પાન્વિત[3] અત્યારે છે;
તે કેશોથી શિશિરકાલને લલનાઓ શૃંગારે છે; ૮

કેસરરાગે[4] પીતવર્ણ ઉપભોગસુખદ[5] તેમ જ, નારી!;
નૂતન યૌવન–ઉષ્માયુક્ત સ્તનો જેમનાં છે ભારી;
પીડિતહૃદય[6] વિલાસી પુરુષો શીતપરાજયભાવ[7] ધરી.
સૌખ્ય પામતા એવી સ્રીઓ સંગે સ્નેહે શયન કરી. ૯

કામીજનનિઃશ્વાસકંપિતા,[8] ઉત્પલગંધા,[9] શૈત્યહરી;[10]
તીવ્ર અનંગરતિની ઉદ્ભાવક તથા મહાઆનંદકરી;
શિશિર શર્વરી[11]માં પ્રમદાઓ નિજ કામી પ્રિયતમ સંગે;
એવી મદિરાનું આનંદે પાન કરી રમતી રંગે. ૧૦

---

૧ કૂર્પાસક=રૂના વસ્રો. ૨ રંજિત=રંગેલા. ૩ પુષ્પાન્વિત=પુષ્પમંડિત. ૪ કેસરરાગે=કેસરના રંગવડે ૫ ઉપભોગસુખદ=ઉપભોગથી સુખ દેનાર. ૬ પીડિતહૃદય=જેમના હૃદયો પીડાયલાં હોય તે ૭ શીતપરાજયભાવ=શૈત્યના પરાજય-નિવારણ-ની ભાવના ૮ કામીજનનિઃશ્વાસકંપિતા=કામી જનોના નિઃશ્વાસથી કંપાયમાન થયેલી. ૯ ઉત્પલગંધા=જેનો સુગંધ નીલ કમલના સુગંધ જેવો હોય તે. ૧૦ શૈત્યહરી=શીતલતાને હરનારી ૧૧ શિશિરશર્વરી=શિશિરઋતુની રાત્રિ

પતિના આલિંગનથી અવનત[1] કુચાગ્રભાગો જેના છે;
નૈશ્ય[2] મદનના મદથી જે અત્યારે થઇ વિહીના છે,
તે સ્ત્રી નિજ પતિભુક્ત[3] દેહને જોઇને પુલકિત થાતી;
ત્યજી શયનમંદિરને પ્રાતઃકાલે અન્ય ગૃહે જાતી. ૧૧
ચારુશોભના, ગુરુનિતંબિની, ક્ષીણ કટીને ધરનારી;
ગભીરનાભિવિભૂષિત કોઈ પ્રભાતમાં ઉત્તમ નારી-
અગરુગંધધૂપિત ને માલાશૂન્ય કેશની કબરીને,-
કરથી બાંધી, ત્યજતી નિજ શય્યાને, હે રતિરસલીને![4] ૧૨
મુખો જેમનાં સદ્યધૌત[5] કાંચનકમલો સમ સુન્દર છે;
નેત્ર જેમનાં કર્ણાલંબિત[6] પાટલવર્ણ[7] મનોહર છે,
કેશપાશ જેમના સ્કંધપર લટકી, લલને, રાજે[8] છે
એવી સ્ત્રિયો ઘામાં સદને લક્ષ્મી તુલ્ય વિરાજે છે. ૧૩
સ્થૂલ જઘનનો ભાર જેમને નમાવવાં પીડા આલે છે,
સ્તનના ભારજન્ય પરિખેદે મન્દ મન્દ જે ચાલે છે,
એવી સ્ત્રીઓ સુરતસમયનો નૈશવેશ[9] ઊતારે છે;
દિવસોચિત[10] વસ્ત્રોને ત્વરિતથી નિજ શરીરપર ધારે છે; ૧૪
નખક્ષતોથી વ્યાપ્ત કુચોના અગ્રવિભાગોને જોતી,
દંતક્ષતયુત અધરોષ્ઠોને છૂતી હસ્તવડે ગોતી,
હૃદયાભિલષિત રસપ્રાપ્તથી પ્રસન્નતાને ધારે છે,
સૂર્યોદય થાતાં એવી યુવતીઓ મુખ શૃંગારે છે. ૧૫

---

૧ અવનત=નમેલા ૨ નૈશ્ય= નિશાસંબંધિ ૩ પતિભુક્ત=પતિએ ભોગવાયલા ૪ રતિરસલીને=હે રતિના રસમાં લીના થયેલી પ્રિયતમે ૫ સદ્યધૌત= તરતના ધોવાયલા ૬ કર્ણાલંબિત= કાન સુધી લંબાએલા ૭ પાટલવર્ણ અત્યંત રાતા રંગના, ગુલાબી ૮ રાજે-શોભે ૯ નૈશ=નિશાસંબંધિ ૧૦ દિવસોચિત=દિવસના સમયમાં પરિધાન કરવા યોગ્ય

કાવ્યકુસુમાકર

ઋતુસંહાર-વસન્તનો આગમ



[illegible] આમ્રતરુના અંકુર છે તીવ્ર બાણ જેના ભારી;
[illegible]મરપંક્તિ છે જેના ધનુષ્યની પ્રત્યંચા, હે નારી;
કામી જનના મનોવિદારણમાટે જે અવતીર્ણ થયો;
તે વસન્ત યોદ્ધો આવ્યો ને શિશિર પલાયન કરી ગયો.

પૃષ્ઠ ૧૫૭ મું

ન્યુ પ્રિ. વર્ક્સ-અમદાવાદ

જેમાં ગુડ[1] ને શર્કરાદિની અતિ પ્રચુરતા[2] દેખાતી;
સ્વાદુ શાલિ ને ઇક્ષુવડે રમણીય વિભા જેની થાતી;
સુરતકેલિ, કન્દર્પદર્પનું જે ઋતુમાં પ્રાબલ્ય રહે;
જેને કવિ વિરહિણી યુવતિના ચિત્તતાપનો હેતુ કહે; ૧૬
શિશિર કાલ તે સદ્ય તમારી વિરહજન્ય વેદના હરે;
સદા તમારૂં શિશિર કાલ તે સંસારે કલ્યાણ કરે;
આશીર્વાદ ફળે આ મારો એજ ભાવના મારી છે;
શિશિરસમયની સમાપ્તિ સાથે વસંતાગમન,[3]નારી,છે. ૧૭

## ૬ વસન્ત

### રુચિરા

ફુલ્લ[4] આમ્રતરુના અંકુર છે તીવ્ર બાણુ જેના ભારી;
ભ્રમરપંક્તિ છે જેના ધનુષ્યની પ્રત્યંચા, હે નારી !;
કામી જનના મનોવિદારણમાટે જે અવતીર્ણ થયો;
તે વસન્ત યોદ્ધો આવ્યો ને શિશિર પલાયન કરી ગયો. ૧

આ વસન્તમાં સર્વ વસ્તુઓ સુન્દર ને સુન્દર ભાસે;
કારણ કે, વૃક્ષોમાં પુષ્પો ખીલી રહ્યાં છે ચોપાસે;
જલમાં કમલો ખીલ્યાં સુંદર, કામવિહ્વલા થઇ નારી;
પવન સુરભિયુત,સંધ્યા સુખદા તેમ જ દિવસ મનોહારી ૨

વારિક્રીડા[5]ના કારણથી વાપીજલ[6]ને, હે વામે ';
રમણીના ધારણથી મણિજટિતા કાંચી[7]ને, અભિરામે !

---

૧ ગુડ=ગોળ. ૨ અતિપ્રચુરતા=અત્યંત વિપુલતા. ૩ વસન્તાગમન=વસંતઋતુનું આગમન. ૪ ફુલ્લ=પ્રફુલ્લ ૫ વારિક્રીડા=જલક્રીડા ૬ વાપી-જલ=વાવોનાં પાણી. ૭ કાંચી=કટિમેખલા.

નિશાસેવ્યતાના કારણથી ચંદ્રરાજનાં કિરણોને;
સુખભોગના કારણથી પ્રમદાનાં અંતઃકરણોને; ૩

પુષ્પયોગથી આમ્રવૃક્ષને, બુદ્ધિશાલિની નવયુવતી;
વસન્ત આ સૌભાગ્ય સમર્પે એ ઘટના પ્રત્યક્ષ થતી.
વિલાસિની વનિતા વસંતમાં ગુરુ વસ્ત્રો ઊતારે છે;
કુસુંભરંગી રક્ત દુકૂલો નિતમ્બદેશે ધારે છે. ૪

સ્તનમંડલપર કેશરરંગી રક્તપીત વસનો ધારે;
કર્ણિકાર[1] કુસુમો ધારીને નિજ કર્ણોને શૃંગારે;
નવમલ્લિકા તથા અશોકનાં પુષ્પોને, હે ભાગ્યવતી!;
ચંચલ કૃષ્ણવર્ણ અલકોમાં ધારીને પુલકિત થતી. ૫

કામાતુર છે માનસ[2] જેનું નિતમ્બિની તે અત્યારે;
સિત[3]ચન્દનરસભીના હારો કુચમંડલ ઉપર ધારે;
ધરે ભુજામાં અંગદ વલયો, કાંચી જઘનોમાં ધરતી;
શીત વસ્તુઓના સેવનથી શીતલતાને મેળવતી. ૬

સપત્રલેખ[4] કપોલ આદિથી શોભા જેની સુંદર છે,
વિલાસિનીનાં કાંચનકમલો સમ જે મુખો મનોહર છે;
રત્નોમધ્યે મૌક્તિકના સંગથી રમ્ય જે સ્વેદ થતો;
વિલાસિનીનાં એવાં વદનોમાં તે અતિશય વિસ્તરતો. ૭

નિજ અનંગમદમંડિત વપુ[5]ને શ્વાસયુક્ત કરતી નારી;
શિથિલ કંચુકીબંધ કરે છે પરિરંભણ[6]માં રતિ ધારી;

---

૧ કર્ણિકાર=કણેર ૨ માનસ=મન ૩ સિત=શ્વેત. ૪ સપત્રલેખ=જેમાં કસ્તૂરી આદિ દ્રવ્યની આવલી કિંવા પત્રલેખા રચાયલી હોય તેવા.
૫ વપુ=શરીર ૬ પરિરંભણ=આલિંગન.

ઋતુસંહાર–વસન્તકાલિક વનિતા



નિજ અનંગમદમોદિત વપુને
આશ્ર યુક્ત કરતી નારી,
શિથિલ કંચુકી બંધ કરે છે
પરિરમ્ભણમાં રતિ ધારી;
વસન્તકાલે સમીપવર્તી
કાન્ત કંઠમાં બાહુ ધરે,
પતિભક્તા થૈ મદનાનલને
હર્ષે પામતી શાન્ત કરે

પૃષ્ઠ ૧૫૮–૫૯ મું

ન્યુ મિ વર્કસ–અમદાવાદ

વસન્તકાલે સમીપવર્તી કાન્તકંઠમા બાહુ ધરે,
પતિભુક્તા થૈ મદનાનલને હર્ષ પામતી શાન્ત કરે ૮

વસન્તમા કામિની જનોની કાયાને કૃશ, કામ કરે
તેમ જ તેમા જડતા ને પાડુતા આદિ સપૂર્ણ ભરે
જૃભા[1]તત્પરતા સગે સુન્દરતા અતિશય લાવે છે,
તેથી વનિતા વસન્તકાલે વલ્લભ[2] હૃદય ચળાવે છે ૯

વસન્તકાલે વામાવપુમા મદન વિવિધ રૂપો ધારી,
વિદ્યમાન[3] દેખાય પ્રતિક્ષણ, હે મદનાતુર સન્નારી !,
સ્ત્રીના મદિરાલસ[4] લોચનમા લોલ[5]રૂપથી ગાજે છે,
સ્ત્રીકપોલમા પાડુરૂપ ધારીને અધ વિરાજે છે, ૧૦

કુચો વિશે કઠિનત્વરૂપ, કટિમા કૃશતાનુ રૂપ ધરી,
જાયા[6]ની જધામા વસતો પુષ્ટરૂપથી, કથા ખરી,
કન્દર્પે તેમ જ વસતકાલે વામાના અગોમા,
નિદ્રા ને આલસ્ય સમર્પ્યા, ગતિ શૃગારસુરગોમા,- ૧૧

ઉપજાવી, વાણી વામાની કિંચિન્મદથી ચાટુ કરી,
દીધુ ભૃકુટીચાલનથી ચપલાનયને કૌટિલ્ય ભરી,
વસન્તઋતુમા મદાલસા[7] તેમ જ વિલાસિની જે યુવતી,
કામદેવના પચ સાયકો[8]ના આઘાતે ખિન્ન થતી. ૧૨

પ્રિયંગુ કાલીયક કેશર ને કસ્તૂરીયુત ચન્દનનો,-
ગૌર કુચોપર લેપ કરે છે, ક્ષય તેથી ચન્દનવનનો

---

૧ જૃભા=બગાસા ૨ વલ્લભ–પતિ ૩ વિદ્યમાન=ઉપસ્થિત, વર્તમાન, હાજર ૪ મદિરાલસ=મદિરાના પાનથી આલસ્યયુક્ત થયેલા ૫ લોલ=ચંચલ ૬ જાયા=સ્ત્રી ૭ મદાલસા=મદવડે આલસ્યયુક્ત થયેલી સ્ત્રી ૮ સાયકો=બાણો

મદનમદાલસ[1] નરો શીઘ્ર ભારી વસ્ત્રો ઉતારે છે;
કારણ કે, ગુરુ વસ્ત્ર વસંતે ઉષ્માને જ વધારે છે; ૧૩

તેથી લાક્ષારસરંજિત વસ્ત્રોને કાલાગુરુધૂપે;—
ધૂપિત કરીને ધારે દેહ ઉપર અત્યારે, રતિરૂપે !;
પુંસ્કોકિલ[2] નવ આમ્રરસાસવપાન કરી ઉન્મત્ત થતો;
નિજ પ્રિયાને વારંવાર પ્રેમ ધરી ચુંબન કરતો. ૧૪

કમલસ્થિત ગુંજતો ભ્રમર જે દેખાયે છે, હે નારી;
તે ભ્રમરીની અભિલાષાને પૂર્ણ કરે છે રતિ ધારી;
રક્તપલ્લવોના ગુચ્છોથી નમી રહ્યા જે, સન્નારી;
જેની શાખાઓએ પુષ્પિત થઈને સુન્દરતા ધારી; ૧૫

સમીર[3]ના આઘાતવડે જે કંપિત વારંવાર થતા;
આમ્રવૃક્ષ તે યુવતિહૃદયમાં અતિશય ઉત્કંઠા ભરતા;
મૂલસ્થલથી શિખાભાગ પર્યન્ત વસન્તે, હે નારી !;
પ્રવાલરંગી પુષ્પ તથા પલ્લવના સમુદાયને ધારી;— ૧૬

અશોક વૃક્ષો થે દૃષ્ટિગોચર યુવતિહૃદયમાં શોક ભરે;
મદનાનલથી પીડિત યુવતી કાન્તભોગ—અભિલાષ ધરે.
મત્ત ભ્રમરોથી પરિચુંબિત પુષ્પવૃન્દને ધારીને;
મન્દ અનિલથી કંપિત, ઊભા નિજ નમ્રતા વધારીને; ૧૭

નવીન કોમલ પર્ણોને જેમણે, પ્રિયતમે, ધાર્યા છે;
સુન્દર કલિકાવડે જેમણે નિજ સૌન્દર્ય સમાર્યા છે;
આમ્રવૃક્ષ એવા નિરખીને અસ્થિર કામી નર થાતા;
મદનશાંતિસંપાદનમાટે રમણીશુશ્રૂષાથા ગાતા. ૧૮

---

૧ મદનમદાલસ=કામદેવના મદથી આનન્દયુક્ત થએલા. ૨ પુંસ્કોકિલ=નરકોકિલ. ૩ સમીર=વાયુ

કાન્તામુખકાન્તિને સેવતા જે કુરવક શુભ નામ ધરે;
તે કુરવક તરુની ઉદ્‌ગત[1] મંજરીઓની દ્યુતિ[2] જોઈ ખરે;
કયા સહૃદય પુરુષનું અંતઃકરણ કામશર[3]ના પાતે;
વ્યથિત ન થાય વસન્તકાલમાં કહે, 'પ્રિયતમા અભિજાતે[4]! ૧૯

વસન્તમાં પ્રજ્વલિત અગ્નિ સમ રક્તવર્ણ જે દેખાતી;
કુસુમનમ્ર[5] કિંશુકતરુસમુદયથી જે આચ્છાદિત થાતી;
રક્તવસનધારિણી નવવધૂ સમ શોભે તે વસુંધરા[6];
કોનું મન વિચલિત ન થાય એ ભૂમિદર્શનથી, સુધાધરા[7]? ૨૦

સુંદરવદના[8]માં સંલગ્ન થયેલા તરુણોના મનને;
શુકમુખછવિ[9]સમ પલાશ તરુનાં પુષ્પોએ, હે વરાનને!;
ભેદ્યું નથી? નથી બાળ્યું શું કર્ણિકારકુસુમે આજે?;
કે વળી કોકિલ મધુર શબ્દથી પ્રજાળતો તેને ગાજે?. ૨૧

પુસ્કોકિલવૃન્દે અવ્યક્તમધુર હર્ષાન્વિત કૂજનથી;
ભ્રમરોએ નિજ મદવર્ધક, અસ્ફુટ ને મધુગ ગુંજનથી;
ક્ષણમાં કુલીન કાન્તાઓનાં સલજ્જ સવિનય હૃદયોને;
વસન્તઋતુમાં મદનાતુર કરી દીધાં છે કેવાં જો ને! ૨૨

હિમનો પાત નથી થાતો તેથી વસન્તમાં, વરાનને;
કુસુમિત આમ્રવૃક્ષની શાખાઓમાં ભરતો કંપનને;

---

૧ ઉદ્‌ગત=પરિસ્ફુટ થયેલી, બહિર્ગત થયેલી. ૨ દ્યુતિ=શોભા. ૩ કામશર=મદનના બાણ ૪ અભિજાતા=ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી. ૫ કુસુમનમ્ર=પુષ્પોના ભારથી નમી ગયેલા ૬ વસુંધરા=ભૂમિ, પૃથ્વી. ૭ સુધાધરા=સુધાસમાન અધરોવાળી સ્ત્રી ૮ સુંદરવદના=સુંદર મુખવાળી યુવતી. ૯ શુકમુખછવિ=પોપટના મુખની શોભા અથવા દ્યુતિ

સર્વ દિશામાં કોકિલશબ્દોને પ્રસારતો જે વિચરે;
સુભગ[1] સમીર[2] યુવક યુવતીનાં હૃદયોને અતિ વિકલ કરે. ૨૩

વિલાસિનીનવયુવતીહાસ્ય[3] સમાન કુન્દકુસુમો ધવલાં;
જેમાં શોભે વસન્તકાલિક એવાં ઉપવન જે નવલાં;
વીતરાગ[4] મુનિઓનાં ચિત્તોને પણ પળમાં ચલિત કરે;
રાગમલિન[5] યુવકોનાં મનમાં નહિ ચંચલતા કેમ ભરે? ૨૪

કટિમાં શોભે કાંચનકાંચી, કુચ ઉપર શોભે હારો;
શિથિલ અંગ જેમનાં કર્યાં છે મદનમદે મધુ[6]માં ધારો;
એવી સ્ત્રીઓ આ સમયે કોકિલ ભ્રમરના રવ[7]સંગે;
પુરુષોનાં હૃદયોને હરતી રંગી અનંગના રંગે. ૨૫

પ્રાંત જેમના નાનાવિધ સુંદર સુમનોથી શોભિત છે;
શિખર જેમનાં પ્રસન્ન કોકિલના શબ્દોથી નાદિત છે;
શિલાતલો શૈલેયજલ[8]થી વ્યાપ્ત જેમના દેખાતા;
એવા શૈલો[9]ના દર્શનથી સર્વ જનો હર્ષિત થાતા. ૨૬

સ્ત્રીવિયોગથી ખિન્ન થઇ છે ચિત્તવૃત્તિ જેની ભારી;
ને પ્રવાસિજન વસંતઋતુમાં, કે સ્મરરંજિત સંસારી;
કુસુમિત આમ્રતરુને જોઇ નિજ નેત્રોને બંધ કરે,
અશ્રુપાત કરતો નિજ હૃદયે શોકાકુલતા પૂર્ણ ભરે; ૨૭
ઉચ્ચ સ્વરથી 'હાય કામિની, હાય કામિની' પોકારે;
અનંગદગ્ધ થતાં પાગલનાં પ્રચંડ ચિહ્નોને ધારે;

---

૧ સુભગ=વિમલ. ૨ સમીર=વાયુ. ૩ વિલાસિનીનવયુવતીહાસ્ય=વિલાસવતી નવયુવતીનું હાસ્ય. ૪ વીતરાગ=અનાસક્ત, વૈરાગ્યશીલ. ૫ રાગમલિન=મોહથી મલિન. ૬ મધુ=વસંત. ૭ રવ=શબ્દ. ૮ શૈલેયજલ=શૈલેયસમુદાય. ૯ શૈલો=પર્વતો.

મદોન્મત્ત મધુકર[1] તેમ જ કોકિલના અતિ નંજુલ રવ
કુસુમિત આમ્રતરુ, કર્ણિકારકુસુમોના વર : ૧ : ।
વસન્ત માનવતી મહિલાઓનાં મનને, હે વર નારી!;
કામદેવના તીક્ષ્ણ બાણ સમ પીડે નિર્દયતા ધારી;
આમ્રવૃક્ષમંજરીરૂપ છે જેના મહાતીક્ષ્ણ બાણો;
કિંશુકરૂપ[2] ધનુષ્ય હસ્તમાં ધારણ કરતો જે રાણો; ૨૯

જેના ધનુષ્યની પ્રત્યંચા ભ્રમરવૃન્દરૂપા રામે;
શિરપર જે ચન્દ્રરૂપ અર્જુન[3] છત્ર ધરી શોભા પામે;
જેનો મલયાનિલ[4]રૂપી છે મદોન્મત્ત ગજ પંકાતો;
કોકિલવૃન્દરૂપ બન્દીજનસમુદય જેના ગુણ ગાતો; ૩૦
પ્રચંડ વિશ્વવિજેતા રતિપતિ કામદેવ તે, હે નારી;
નિજ અભિન્ન સહચર વસંતને પ્રેમયુક્ત સંગે ધારી;
તમો સર્વનું આ સંસારે કષ્ટ હરી કલ્યાણ કરો;
સ્નેહસુધાથી સદા તમારા અભિલાષોનાં પાત્ર ભરો.* ૩૧

## ઋતુસંહાર સમાપ્ત



૧ મધુકર=ભ્રમર. ૨ કિંશુકરૂપ=પલાશપુષ્પરૂપ. ૩ અર્જુન=શ્વેત. ૪ મલયાનિલ=મલયાચલનો પવન, વાયુ

* 'ઋતુસંહાર' નામક કાવ્યના મૂળ સંસ્કૃત ભાષામાં પ્રકાશિત થયેલા પુસ્તકમાં કેટલાક ક્ષેપક શ્લોકો પણ આપવામાં આવ્યા છે; પરંતુ તે શ્લોકો ક્ષેપક હોવાથી તેમનો અનુવાદ મેં નથી કર્યો, એટલામાટે જેમની તે શ્લોકોને જોવાની ઇચ્છા હોય તેમણે તે મૂળ ગ્રંથમાં જોઇ લેવા.

## યૌવનવિભ્રમશતક *

### પૂર્વાર્ધ –

શિખરિણી

**પ્રમદા પ્રતિ યુવકોક્તિઃ—**

દિનારમ્ભે જેવો, અરુણ વિલસે ને ગત નિશા,
જતાં બાલ્યાવસ્થા, તવ વિલસતી યૌવનદશા,
સમુદ્ર ઉદ્ભૂતા, વિધુ–ઉદયથી જેમ લહરી,
નવાનંગે થાતી, તવ સુમતિ આન્દોલનભરી ૧

યથા લોકો જોતા, મુદિત મનથી નૂતન શશી[1],
તથા જોતા તારું, યુવતિ, નવતારુણ્ય જ હસી,
ફૂલો પુષ્પો નાના, ત્યમ ઋતુ વસન્તે પ્રકટતા,
તથા તારા અંગે, શુભ મદન ચિહ્નો વિકસતા, ૨

---

* આ 'યૌવનવિભ્રમશતક' શીર્ષક [illegible] આજથી પચીસેક વર્ષ પૂર્વે મેં [illegible] 'સ્ત્રીશૃંગાર' નામના માસિકના [illegible] ૧૧ ૧૨ મા 'વિભ્રમવિલસનશતક' નામથી પ્રથમ [illegible] થયો હતો અને ત્યાર પછી તે માસિક પત્ર બંધ થવાથી અપૂર્ણ [illegible] હતો

* પ્રસ્તુત કાવ્યમાં શૃંગાર પ્રધાન અને શાન્તરસ ગૌણ છે. પૂર્વાર્ધમાં એક મદનવશ યુવતીને એક યુવક ઉપદેશ આપે છે એવી કલ્પના કરવામાં આવી છે અને ઉત્તરાર્ધમાં એક યુવતીને એક મદનવશ યુવકને ઉપદેશ આપતી કલ્પવામાં આવી છે. મુખ્ય ઉદ્દેશ ઉપયોગનો છે ને [illegible] વિવિધ [illegible] છે. સમસ્ત શતક શિખરિણી વૃત્તમાં જ રચાયું છે

૧ નવજોબનવાન મનથી. ૨ શશી–ચંદ્ર

નિશાકાલે વ્યોમે[૧], ઉડુગણ[૨] વિકાસી વિલસતા;
તથા તારાં નેત્રો, વિકૃતિવશ થૈને ચમકતાં;
તનુ[૩]ની કાન્તિને, રુચિર કરતું યૌવન યથા;
થયાં ગાત્રો તારાં, પૃથુ[૪] કુચ નિતંબાદિક તથા. ૩

થયાં વર્ષો પૂરાં, અતિગુણવતી! ષોડષ યદા;
ન ધે વૃત્તિ તારી, રતિરસિક કિંવા રતિમદા;
રહી ડોલી તારી, મદનપવને આ વપુલતા;
નથી થાતી તોયે, કયમ મદનમૂર્છા અવિરતા? ૪

હજી જ્ઞાત્રી તું ના, પ્રથમ રસ શૃંગાર ગુરુની;
તથા ના તાગમાં, રતિરસપરીક્ષા-અભિરુચિ,
શશી જેવી તારી, પ્રતિદિન વધે યૌવનકલા;
છતાં તારામાં ના, કયમ રતિમદોના વલવલા? ૫

નથી ગાત્રો તારાં, કયમ વિકસતાં મોહક અલી?;
રહી બદ્ધા શાને, મરમ મધુરી યૌવનકલી?;
વનન્તે યે થાતું, ચળિત મન તારૂં કયમ નથી?;
નથી પ્રેમા તારો, કયમ ઘન થયો રે મદનથી? ૬

અહો યૂની![૫] તારાં, નયન નિરખું બાવિરહિત[૬];
તથા દૃક્પ્રાંતોનુ, સ્ફુરણ દિશતું અર્ધગહિત;
વિદારે છે તારાં, નયનશર કામી હૃદયને;
નથી એનું કાંઇ, સરલ તરુણી, જ્ઞાન જ તને. ૭

---

૧ વ્યોમ=આકાશમાં. ૨ ઉડુગણ=તારાગણ. ૩ તનુ=શરીર ૪ પૃથુ=વિસ્તિર્ણ, પ્રૌઢ. ૫ યૂની=યુવતી ૬ બાવિરહિત=અવરહિત.

યથા આ આકાશે, તરણ રવિની ભા પ્રસરતી,
તથા તારા ભાલે, મૃગમદશોભા વિલસતી,
નથી થાતું શાને, મન વિકૃત તારૂં, રસવતી?,
સમીપે પ્રેમીને, નિરખીં ચળિતા ના કયમ થતી? ૮
નિત એના ભાગે, કયમ ન ધરતી મદ ગતિને?,
ત્યજી ના દેતી કાં, તરલ નયને બાલમતિને?,
સુલજ્જાથી તારા, કયમ નયન નીચા ન ઢળતા?,
હજી પ્રેમાપથે, ક્યમ ચરણ તારા ન વળતા? ૯
સુવાને હર્ષાવે, સ્મિત મધુર તારૂં અતિ હવે,
તને યે કે લાગે, સુખદ નરસાન્નિધ્ય[૧] સુભગે!,
ન ખોલે લજ્જાથી, નિજ વદન, મુગ્ધા મદભરી,
હજી પૂર્ણ જવાલા, પ્રકટ રતિનાથે નથી કરી ૧૦
હવે કોઈ વેળા, તવ તનુમહીં કંપન થતું,
તથા દેખાતું આ, વદન સહસા મંદ હસતું,
ચહે ચિત્તે 'બોલું', પણ વચન અસ્પષ્ટ વદતી,
મને ચાચરચોળું, સમર, વપુમાં આગમ અતિ ૧૧
સુવસ્ત્રે આચ્છાદી, કઠિનતર વર્ધિષ્ણુ કુચને,
ઉઘાડી ઢાંકીને, ચકિત કરતી તું સુવકને,
ઢળ્યાં નીચાં નેત્રો, અધિકતર છાવી ધડકતી,
થઈ તિર્યક દૃષ્ટિ, પ્રથમ રતિભાવે વિલસતી ૧૨
કથે કૃષ્ણાક્રીડા, અલિ, વિહરતા યૌવનમદે,
હવે તું ધારે છે, મતિ રસિક શ્રાનાન્દિ પદે,

૧ નરસાન્નિધ્ય—પુરુષનો સહવાસ

રહે, તું એ ઇચ્છે, સતત સુખદા બાલિશ દશા;
ઉપાયો ચાલે ના, મતિ થઈ જતાં યૌવનવશા. ૧૩

સ્વકાયાશૃંગારે, પ્રબલ તવ ઇચ્છા થઈ નવી;
ન તારી લીલાને, કવિ જન શકે કો દિન કવી;
વધી કાંતિ તારી, અરણુ સમ, યૂની, સુરસુતા;
વધી વાંચ્છા કામે, હૃદયમહીં આવી રસિકતા. ૧૪

તને શે ભાવી આ, વદ મદનચેષ્ટા અભિનવ;
અરે, આ દુર્વૃત્તિ, કયમ દિશતિ સાંસર્ગિક તવ ?;
અનીતિગ્રીષ્માર્કે,[1] હૃદય તવ આજે પ્રજળતું;
મૃગાક્ષી, આ તારે, મન વિષયમાર્ગે રઝળતું. ૧૫

અથી કાન્તે, કાં તું, નિધુવન[2] વિકારે લુટવતી ?;
પ્રમાદો ધારીને, નિજ સુમતિ શાને ભ્રમવતી ?;
નથી શોભા એમાં, હૃદયદઢતાને ધર રમે;
મનોજેત્રી થા તું, વદન નહિ જેથી તવ નમે. ૧૬

પિતા પૂરે લાડો, તવ રતિ ધરી નિત્ય મનના;
ફરે સ્વાધીના તું, જનનીગૃહમાં, ઇન્દુવદના,
ના દાખ્યો કોઈએ, નયપથ તને શું વદ સખે !;
અધોમાર્ગે જાવું, અધમય સદા, એ કર રખે. ૧૭

નથી જોયાં તેં શું, જનકજનનીનાં સુચરિતો ?;
યદા જોયાં છે તો, કયમ મન ચહે આ કુચરિતો ?;
થયું ચિત્તે આવું, વિષમ પરિણામે ક્યમ કરી ?;
દીધા કોણે આવા, વિષમય વિકારો મન ભરી ?. ૧૮

---

૧ અનીતિગ્રીષ્માર્કે=અનીતિરૂપ ગ્રીષ્મ ઋતુના તપ્ત સૂર્યવડે. ૨ નિધુવન=દાંપત્યવિલાસ, સંભોગસુખ

છતાં ગેહે ભર્તા, યુવતિ, ધર કાં માર્ગ ઉલટા ?;
સખીઓ તારી છે, વદ, સકલ શું નિંદ્ય કુલટા ?;
વિકારી નેત્રોથી, પરપુરુષને તું ક્યમ જુવે ?;
કુલીના કન્યા તું, નિજ કુલપ્રતિષ્ઠા ક્યમ ખુવે ? ૧૯

યદા તારા દેહે, મદનકલિકા આ વિકસિતા;
અરે વેળા, તારા, ક્યમ મધુપથી એ અકલિતા ?;
મધુસ્વાદો લેવા, રતિસહ ન આવે ક્યમ કને ?;
રમે, એવો કેવો, ભ્રમર તવ આ સૌરભવને ? ૨૦

અરે દુર્દૈવોનો, અવધિ; પતિનું અલ્પ વય છે;
ન જાણે તે તારો, અતિ વિષમ કેવો સમય છે;
કદા જેના ચિત્તે, થઈ મદનસંભૂતિ જ નથી;
કરે તે ક્યાંથી રે, સુરતમરિતાગાહન મથી !. ૨૧

શિશુક્રીડાસક્ત, પ્રિય હૃદય વિદ્યાલય સદા;
ન જાણે, શી વસ્તુ, મધુરતમ કાન્તાધરસુધા;
ચળે ના તદૃસ્તિ, નિરખિ વિધુવદના યુવતિને;
હજી તે જાણે ના, યુવતિ સુખદાત્રી સુરતિને. ૨૨

નથી પીધી તેણે, યુવતિમુખની ચુંબનસુરા;
નથી ધારી તેથી, મદનમદની મોહક ધુરા;
નથી વાંચ્યાં તેણે, કવિકવન શ્રાંગારિક કદા;
નથી જોયાં તેણે, અભિનયન શ્રાંગારિક કદા; ૨૩

કહે ક્યાંથી જાણે, ગહન રતિભેદો તવ પતિ ?;
તને તોપે ક્યાંથી, યુવતિ, પતિ એવો લઘુમતિ ?;
કરી નાના કંથે, તવ વિફલ આશા રતિમતી !;
વ્યથા એથી મારા, રસિક હૃદયે રે અતિ થતી. ૨૪

ઉષામાં તું નારી, દિશતિ વિધુવદ્ ધૂસર ખરી;
કરે[1] જ્યારે ધીરે, ગ્રથન કરતી મુક્ત કબરી[2];
પ્રભાતે જ્યારે તું, જલભરણમાટે જ નિકળે;
વિશાલાક્ષી ! નેત્રો, તવ; મમ ગવાક્ષે કયમ વળે ? ૨૫

પ્રભાતે ભૃત્યો[3]ને, પ્રખર રવથી જાગ્રત કરે;
થઇ સ્નાતા કેશો, રવિતપન[4]માં તું, જનિ[5], ધરે;
શશીશાળા[6]માં તું, શિથિલ ગતિ ધારી વિચરતી;
કહે તે વેળાયે, મમ વદન શાને નિરખતી ? ૨૬

ચડે સોપાને તું, મદનગતિકે ! શોધનમસે૭;
તથા કાંઇ લેવા, ઉતરતિ યદા તું રતિરસે;
કરે શાને ત્યારે, ભ્રમરક[8], અલી ! દૂર કરથી ?;
તથા મારી સાથે, નિજ નયનસંમેલન મથી ? ૨૭

નિહાળે તું જ્યારે, નિજ મુખવિભા દર્પણ વિશે;
નિરાશાની છાયા, તવ વદનમાં રે કયમ દિશે ?;
ત્યજે શાને શ્વાસો, ગુરુ કુચ વિશે લોચન ધરી ?;
મને શાને વીંધે, નયનશરથી, લક્ષ્ય જ કરી ? ૨૮

બતાવે છે શાને, નિજ ભુજ, સુનાભિ, સ્તન મને ?;
વળી તું સંકોચે, નિજ વસન શાને, સુનયને !;
મને જોઇ કોઇ, નિજ કર વિશે બાલક ગ્રહી;
પરીરંભે તેને, કયમ વચન મીઠાં બહુ કહી ? ૨૯

---

૧ કરે=હસ્તોવડે ૨ કબરી=અંબોડો, કેશકલાપ. ૩ ભૃત્યો=સેવકો. ૪ રવિતપન=સૂર્યની ઉષ્ણતા, અર્થાત્ તડકો. ૫ જની=સ્ત્રી. ૬ શશિશાળા=ચન્દ્રશાળા, અગાસી ૭ શોધનમસે=કોઇ વસ્તુને શોધવાના નિમિત્તથી. ૮ ભ્રમરક=ભાલપ્રદેશમાં વિસ્તરેલો કેશગુચ્છ.

પ્રશંસા મારી તું, નિજ સખિજનોમાં કયમ કરે ?,
ઘણી ભેટો મારા, કરકમલમાં તું કયમ ધરે ?,
ધનાઢ્યા તું તોયે, મમ નિકટ દીના કયમ થતી ?,
ન હું છું શ્રીસ્વામી[1], મમ ધનવિહીના કયમ થતી ? ૩૦

જતાં ને આવંતાં, સકલ ગૃહનું કાર્ય કરતાં,
તથા વાપીમાંથી, કલશ ઉદકે નિત્ય ભરતાં,
સખીઓ સાથે તું, હસિત મુખથી જલ્પન કરે,
કહે શાને તારાં, વર નયન મારા પ્રતિ ફરે ? ૩૧

રમે ! કોઈ વેળા, અતિ હસતિ તું કારણ વિના,
મને ભાળી રહેતી, નહિ વચન-ઉચ્ચારણ વિના,
ભયે કે આનંદે, તવ અતીવ કંપે વપુલતા,
વિકારોની દાખે, તવ હૃદયમાં એ વિપુલતા ૩૨

યદા સ્નાને બેસું, ત્વરિત મમ સામી ઉભી રહે,
અને નેત્રો તારાં, મમ સકલ અંગોમહીં વહે,
ન હોયે જો કોઈ, જલકણ ઉડાવે રતિવડે,
તને એ ચેષ્ટામાં, યુવતિ ! નહિ લજ્જા કયમ નડે ? ૩૩

ગૃહે તારા આવું, અતિ થઈ જતી વિભ્રમવતી,
સદા મારી વાણી, શ્રવણ કરવાને પ્રયતતી,
ત્યજી દેતી કાર્યો, મમ નિકટ આવી સ્થિર થતી,
ભિષક્ જાણી નાડી, મમ કર વિશે શીઘ્ર ધરતી ૩૪

ગૃહે મારા આવે, ચપલનયને ! સાધ્વસ મને[2],
નિમિત્તો દર્શાવી, ચહતિ કરવા તું વશ મને,

---

૧ શ્રીસ્વામી=ધનવાન્ ૨ સાધ્વસ મને=ભયભીત મનથી.

અને હું બોલાવું, નહિ નિકટ ત્યારે કયમ રહે ?;
થઇ છે તારી આ, મતિ વિનયહીના કયમ કહે ? ૩૫

ત્યજી સ્વર્ગે, પ્રેમે, ચરણ નરકે તું શિદ ધરે ?;
સુધા ત્યાગી, ધારે, વિષમ વિષ શાને સ્વ-અધરે ?;
સુરમ્યાં આ કાયા, વિષયહવને હોમ ન રમે !;
અહી[1] સાથેના આ, ભયકર ન ખેલો મન ગમે. ૩૬

થઇ જો તું ભ્રષ્ટા, ઉભયકુલલજ્જા ગત થશે;
તથા તારી કીર્તિ, અતિ મલિન વિશ્વે થઇ જશે;
ન લેતી તું, કાન્તે, ઉભયકુલના શાપ જ કદા;
ન દેતી તું પ્રેમા, પરપુરુષને થૈ રતિમદા. ૩૭

ત્યજી પત્નીધર્મો, રમતિ ચતુરે ! કેમ કપટે ?;
ત્યજી કસ્તૂરીને, કયમ અધમ પંકે જ લપટે ?;
કરે ચારિત્ર્યોને, કલુષિત અરે કાં નિજ કરે ?;
અધોમાર્ગે શાને, નિજ ચરણ, હે સુન્દરિ ! ધરે ? ૩૮

તને શાથી ભાવ્યો. વદ વદ, રમે ! પાતકપથ ?;
અસદ્ જો બોલે તો, તવ ગુરુજનોના જ શપથ;
સુધા માને જેને, વિષમ, વનિતે ! છે ગરલ તે;
ગણે જેને જ્યોતિ, પ્રખર તમ[2], યૂની ! સમલ[3] તે. ૩૯

તને મારાં નેત્રો, કયમ રુચિર ભાસે ભગવતી[4] ?;
કૃશા મારી કાયા, નિરખિ મનમાં કાં પુલકતી ?;
તને મારો પ્રેમા, કયમ સુખદ લાગે સુલલને ?;
થવું સારૂં લાગે, અરર પરકીયા[5] કયમ તને ? ૪૦

---

૧ અહિ=સર્પ, નાગ. ૨ તમ=અંધકાર ૩ સમલ=મલિન. ૪ ભગવતી=સ્ત્રી. ૫ પરકીયા=પરપુરુષની પત્ની, પરકીયા નાયિકા.

નથી હું રૂપાળો, કમલસમ મારૂં મુખ નથી;
કપોલો બેઠેલા, ભવનમહીં [1]લક્ષ્મીસુખ નથી;
નથી તેજસ્વી હું, કવિજન તથા કોવિદ નથી;
ન હું કામી, કાન્તે !, પરયુવતિધર્મચ્છિદ[2] નથી. ૪૧
ન હું વક્તા, વામે !, મૃદુ મધુર વાણી મમ નથી;
ન વેદોનો જ્ઞાતા, સ્મૃતિવિષયવેત્તા ત્યમ નથી;
ન લોકોનો નેતા, નરપતિકૃપાભાજન નથી;
દરિદ્રોથી વિચ્ચે, સ્તુત[3] અમિત[4] દાતા જન નથી. ૪૨
કલાકોશલ્યોની, મમ હૃદયમાં ના રુચિ જરા;
વિલાસોમાં મારી, પ્રગતિ અતિ મંદા અગતિરા;
ન સંગીતસ્નેહી, નહિ મધુર મારો સ્વર વળી;
ન વીણાનો રાગી, વિકસિત ન મારી મનકળી. ૪૩
છતાં મારામાં શો, વર ગુણ તને ગોચર થયો ?;
તને જેના યોગે, તવ વિનય રે ત્યાગી જ ગયો;
ભ્રમાવ્યું છે જેણે, તવ હૃદયને તે ગુણ કયો ?;
હજી મારા ચિત્તે, દૃઢ ગૃહ કરી સંશય રહ્યો. ૪૪
મને જોઇ, તારી, સુમતિ, રમણી, આ ક્યમ ચળી ?;
સ્વધર્મ ત્યાગીને, સુમતિ અઘ[5]માં આ ક્યમ વળી ?;
વિરાગી હું તેથી, નહિ ગમતિ તારી કૃતિ મને,
છતાં ઇચ્છે શાને, પતિત થઈ મારા પતનને ? ૪૫
હજી હું વિદ્યાર્થી, ગુરુકુલનિવાસી વિમલ છું;
નથી મારી ધી[6]માં, લવ[7] કુટિલતા; હું સરલ છું;

---

૧ લક્ષ્મીસુખ=ધનથી પ્રાપ્ત થનારૂં સુખ. ૨ પરયુવતિધર્મચ્છિદ=પરસ્ત્રીના ધર્મનો છેદક. ૩ સ્તુત=પ્રશંસિત. ૪ અમિત=અતિશય. ૫ અઘ=પાપ ૬ ધી=બુદ્ધિ, મતિ. ૭ લવ=લેશમાત્ર

વિકારોથી મારૂં, મન, યુવતિ. આ રંજિત[1] નથી;
રમાના રાગોથી,' મમ હૃદય આ અંકિત નથી. ૪૬

રમાની કાયાને, નિબિડ વન માને કવિ સદા;
કુચોને નારીનાં, વિકટ ગિરિ ધારે ભવિ[2] સદા;
પ્રવેશે જો એમાં, મન પથિક[3] કોઇ સમય, તોઃ
લુટારો ત્યાં તેને, સ્મર[4] પ્રકટ થૈ લૂટિ જ જતો. ૪૭

નથી મારી ઇચ્છા, મમ વિમલતાને સ્મર હરે;
રતિસ્વામી[5] પંચે, પ્રબલ શર[6]થી વિદ્ધ જ કરે;
કરૂં ભ્રષ્ટ વિદ્યા, ક્ષણિક સુખમાટે નહિ કદા;
ત્યજી દે તું મારી, પ્રણયસુખ–આશા અસુખદા. ૪૮

પરસ્ત્રીપ્રેમાથી, સુખ પુરુષને સત્ય ન મળે;
તથા નારીનો ના, પરપુરુષથી કે દિન વળે;
પરાયું પોતાનું, નહિ નહિ થતું હે ગુણવતી;
દુરાકાંક્ષા ત્યાગી, દૃઢ હૃદયથી થા શુભ સતી. ૪૯

પ્રભુએ દીધો જે, પુરુષ પતિરૂપે, જનિ[7], તને;
પ્રભુ તેને જાણી, સતત ભજ તેના પ્રણયને;
થશે એથી તારૂં, શુભ ઉભય લોકે[8] ભય ટળી;
કહ્યું મારૂં માની, વિરમ પતિરાગે,[9] રસકળી !, ૫૦

---

૧ રંજિત= રંગાયલું ૨ ભાવિ=સંસારી મનુષ્ય. ૩ પથિક=પ્રવાસી. ૪ સ્મર=કામદેવ ૫ રતિસ્વામી=રતિપતિ કામદેવ ૬ પંચ પ્રબલ શર=ઉન્માદ, તાપ, શોષણ, સ્તંભન તથા સંમોહન એ કામદેવના પાંચ શર–બાણ–છે. યથાઃ “ उन्मादनस्तापनश्च शोपणः स्तभनस्तथा । संमोहनश्च कामस्य पच बाणाः प्रकीर्तिताः ” ॥ ૭ જની=સ્ત્રી ૮ ઉભય લોકે=આ લોકમાં અને પરલોકમાં ૯ પતિરાગે=પતિદેવના પ્રેમમાં.

## ઉત્તરાર્દ્ધ

### પુરુષ પ્રતિ પ્રમદોક્તિઃ—

મને માની લીધી, યુવક, યુવતી તેં નિરુપમા;
સમર્પી તેં પ્રેમે, મમ વદનને ચંદ્ર-ઉપમા;
કુચોને તેં આપ્યું, કનકકલશોનું પદ અહો!;
તને જંઘા ભાસી, કરિકર[1] સમી સુંદર મહા. ૫૧

મૃણાલોની શોભા, મમ ભુજ વિશે તું અનુભવે;
તથા નેત્રો મારાં, કમલ સમ છે તું નિત કવે;
તને કેશો મારા, સતત દિસતા પન્નગ[2] સમા;
અને મારી વાણી, અમૃત સમ ભાસે મધુતમા. ૫૨

કહે મારા શ્વાસે, મલયજ[3] સમીર[4] પ્રવહતો;
વળી નાભિ નીચે, રસજલધિ[5] ભાળે છલકતો;
કહે કાયા મારી, સ્મરકનકદંડપ્રતિમ[6] છે;
યુવાવસ્થા મારી, ચિરસુરભિદાતા કુસુમ છે. ૫૩

તને થાતી ભ્રાન્તિ, મમ ગમનમાં હંસગતિની;
તથા મારી કાન્તિ, દિસતિ અતુલા કાન્તિ રતિ[7]ની;
કટાક્ષો માગને, મદનશર માને યુવક તું;
મને જોઈ તારું, હૃદય અતિ આહ્‌લાદિત થતું. ૫૪

યતી સ્નાને મારા, વિમલ સરિતાના તટ વિષે;
પધારે ત્યાં તું યે, જલભરણના કૃત્રિમ મિષે;

---

૧ કરિકર=હાથીની સૂંઢ. ૨ પન્નગ=નાગ. ૩ મલયજ=મલયગિરિનો. ૪ સમીર=વાયુ ૫ રસજલધિ=રસનો મહાસાગર ૬ સ્મરકનકદંડ-પ્રતિમ=કામદેવના સુવર્ણદંડ સમાન ૭ રતિ=કામદેવની પત્ની, સૌન્દર્યની સજીવન પ્રતિમા

નિહાળીને અંગો, કિલ મમ અનાચ્છાદિત અરે,
ત્યજે તું નિઃશ્વાસો, પ્રતિપળ મહાવિસ્મય ભરે. ૫૫

સમારૂ કેશોને, વસન અથવા હું બદલતી,
અલંકારો ધારૂ, વિવિધ, હૃદયે હું પુલકતી;
કદાચિત્ એ વેળા, સહજ થતોં હું ઉન્નતમુખી,
મને જોઈ, લાગ્યું, તવ નયન થાતાં અતિ સુખી. ૫૬

પ્રભાતે સ્નાતા થૈ, દિવસમણિ[1]ને અક્ષત ધરૂ,
ધરી સૌભાગ્યેચ્છા, સુખદ તુલસીપૂજન કરૂ,
શિવાગારે[2] જાતી, હર હર મહાદેવ જપતી,
અરે ત્યાં યે તારી, છવિ વિકૃતિ ધારી વિચરતી. ૫૭

શિરે ધારી બેડુ, જલભરણમાટે નિકળતી,
નદીતીરે ઊભો, યુવક, તુજને હું નિરખતી,
કદા છાયા વિશ્વે, ત્યજતિ તરુને રે જયમ નથી,
મને હે ઉન્માદી યુવક, ત્યજતો તુ ત્યમ નથી ૫૮

ઉપાડી લેતો તું, રડતોં મમ કન્યા યદિ દિશે,
રમાડી વાત્સલ્યે, ઇંગિત કરતો તુ પલ વિશે,
કપોલોને તેના, નગ, ભિજવતો ચુંબન કરી,
મને જોતો ત્યારે, નિજ નયન માગ પ્રતિ ધરી. ૫૯

થતાં ખીલી ઢીલી, યદિ ચરણથી ઝાંઝર સરે,
ઉપાડીને તેને, મમ ચરણમાં તું સ્થિર કરે;
થતો એ વેળા જે, મમ ચરણનો સ્પર્શ કરને,
થતો તેથી આહ્લા, પરમ મુદ[3] તારા હૃદયને ૬૦

૧ દિવસમણિ=સૂર્ય ૨ શિવાલય, મહાદેવનુ મંદિર ૩ મુદ=આનંદ

પવિત્રા માનીને, ચરણરજ મારી શિર ધરે,
કહીને 'હે દેવી !' સતત મમ આવાહન કરે,
કરે મિત્રો પાસે, સ્તુતિ સતત મારી શત મુખે,
રહે ગાઈ માન, ગુણભજન તુ તો અતિ સુખે ૬૧

ન દેખાઉં જો હું, ત્રણ દિવસ થાતા ઋતુમતી[1],
તને કોઈ સ્થાને, પળ પણ સુશાંતિ ન મળતી,
નથી ખાતો પીતો, ભ્રમણ કરતો પાગલ બની,
દયા ખાવા જેવી સ્થિતિ થતી જ તારા વદનની ૬૨

પ્રભાતે મધ્યાહ્ને, રવિવિલયવેળા રજનિમા,
ઉપાસ્યા હું દેવી, સુખ, થઈ તારી ત્રવનિમા,
મને તે માની છે, નિજ પરમ ઉદ્ધારક ખરી,
રહ્યો તેથી પ્રેમા, મમ ચરણમાં અર્પિત કરી ૬૩

દુરાશા આ તારી, સફળ નહિ રે આ ભવ થશે,
સતી છે જે નારી, પરપુરુષપથે નહિ જશે,
પરસ્ત્રી છું એવુ, સ્મરણ તુજને ના પ્રથમ રહ્યુ ?,
અરે તારા જ્ઞાન, પ્રબળ નર્ક, ક્યાં લુપ્ત જ થયુ ? ૬૪

ખરે છે એ સ્વામી, મમ, તવ સમા સુંદર નથી,
નથી યોદ્ધા, દાતા, કવિજન ન, કામી નર નથી
નથી વેદજ્ઞાતા, ધનપતિ ન, વક્તા વર નથી,
નથી કોકશાસ્ત્રજ્ઞાતા[2], સકલ ગુણના આકર[3] નથી ૬૫

છતા વિશ્વે મારા મુકુટમણિ એ વલ્લભ[4] સદા,
તથા બન્ને લોકે, પરમગતિ એ દુર્લભ સદા,

---

[1] ઋતુમતી—રજસ્વલા [2] કોકશાસ્ત્ર—કોકશાસ્ત્ર એ અથવ કામશાસ્ત્ર [3] આકર—ખાણ ખાણ [4] વલ્લભ પતિ.

સદા સેવું સ્નેહે, ચરણ પતિનાં હું પ્રભુ ગણી;
તિરસ્કારે ત્યાગું, પરપુરુષને હું વિષ ભણી. ૬૬

વિલાસો ભોગોમાં, નહિ, સુખ તથા ના વિભવ[1]માં;
સ્પૃહા કાંઇ રાખું, નિજ હૃદય રાખું સ્વધવ[2]માં;
સદા સાધ્વી સ્ત્રીનું, પતિ પરમ છે દૈવત ભવે;
પ્રભા સ્વર્ગીયા, સ્ત્રી, પતિપ્રણયયોગે અનુભવે. ૬૭

સતી સ્ત્રીનું વિશ્વે, સકલ જનતા ગૌરવ કરે;
જનો સાધ્વી સ્ત્રીના, ચરણરજને રે શિર ધરે,
સતી–આશીર્વાદે, ભવજલધિ પાપી જન તરે;
સતીશાપે બ્રહ્મા, હરિ, હર સુદેવો મન ડરે. ૬૮

સતી સાધ્વીના એ, અતુલ વિભવોને ત્યજી કરી;
થતી જે કો વામા, પરપુરુષની રે સહચરી,
અહીં તે નિન્દાતી, નરકનિલયે ત્યાં વિચરતી;
શુની[3] બીજા જન્મે, અધમ રમણી નિશ્ચિત થતી. ૬૯

પ્રમાણું હું વિશ્વે, મમ પતિ વિના કો નર નથી;
પતિ જેવો કોઈ, રમણીજનવિશ્વંભર[4] નથી,
નરો બીજા પંઢો,[5] જનક, સુત વા બંધુ ગણતી;
ન તેથી આ ચિત્તે, પરપુરુષની કૈ રતિ થતી. ૭૦

ત્યજી આશા મારી, સતત ભજ તારી પ્રિયતમા;
નથી કૈં તે કૃષ્ણા[6], રજતધવલા[7] છે વર[8] રમા;

---

૧ વિભવ=વૈભવ, ધન આદિ ૨ ધવ=પતિ. ૩ શુની=કૂતરી ૪ વિશ્વંભર=ઇશ્વર. ૫ પંઢો=નપુંસકો ૬ કૃષ્ણા=કાળી ૭ રજતધવલા=ચાંદી જેવી શ્વેત ૮ વર=ઉત્તમ

પતિપ્રાણા સાધ્વી, વિમલહૃદયા ને કુસુમુખી;
રહી તેના સંગે, વિકૃત નર થા તું ચિરસુખી. ૭૧
સુધા માની, જ્ઞાની, સુખદ નિજ પત્ની પુરુષની;
હરે જે પ્રાણો તે, વિષમ વિષ તુલ્યા પરજની;[1]
હરી જો સીતા તો, યમસદનમાં રાવણ ગયો;
હરી, સિન્ધુસ્વામી[2], દ્રુપદતનયા[3]ને, મૃત થયો. ૭૨
કરી ભ્રષ્ટા જ્યારે, સચિવગૃહિણી[4]ને બળ ધરી;
કહે ને એ પાપે, નૃપ કરણ[5]ની શી સ્થિતિ કરી?;
રહી પત્ની કન્યા, યવન નૃપ[6]ની બેગમ[7] થઇ;
તથા રાજ્યશ્રી[8] પે, યવન રિપુની રે થઇ ગઇ. ૭૩
વનો ને શૈલોમાં, ભ્રમણ કરતાં જીવન ગયું;
પરસ્ત્રીપ્રેમાનું, કટુતમ અરે આ ફળ થયું;
કથાઓ એવી છે, સુવક, ઇતિહાસે બહુ ભરી;
પરસ્ત્રીની વાંચ્છા, ત્યજ, તરુણ, ચિત્સંયમ કરી. ૭૪
પરસ્ત્રી હોયે છો, પરમરતિરૂપા મદભરી;
છતાં માની લે તું, વિષમવિષલિપ્તા, નર, છુરી:
હરે દક્સંપાતે, નરહૃદયને લક્ષ્ય જ કરી;
તથા સ્પર્શે લેતી, વિકલ નરનું તે ધન હરી; ૭૫
હરે છે સંભોગે, મદનબલથી વીર્ય નરનું;
પરસ્ત્રીની સેવા, સગુણ નર, છે કાર્ય ખરનું;

---

૧ પરજની=પરસ્ત્રી, પરનારી. ૨ સિન્ધુસ્વામી=સિન્ધુ દેશનો રાજા જયદ્રથ. ૩ દ્રુપદતનયા=દ્રૌપદી. ૪ સચિવગૃહિણી=પ્રધાનની પત્ની, અર્થાત્ પ્રધાન માધવની પત્ની રૂપસુંદરી. ૫ કરણ=કરણ ઘેલો. ૬ યવન નૃપ=અલાઉદ્દીન ખિલજી તથા તેનો શાહજાદો ખિજરખાન. ૭ બેગમ=રાજમહિષી. ૮ રાજ્યશ્રી=રાજ્યલક્ષ્મી.

પરસ્ત્રી એમાટે, મરણદ[1] પિશાચી અધમ છે;
ન સેવે તેને જે, નર સુમતિશાળી પરમ છે. ૭૬

મળે કોઇ વિશ્વે, યુવતિ કુલટા, હે નર, તને;
યુવા, તું ઉત્સાહી, થઈશ નહિ તેના નિધુવને[2]
દશા થાશે ભૂંડી, યુવતિ અસતીના રમણથી;
થશે નિન્દા જે છે, અધમતર વિશ્વે મરણથી. ૭૭

કરે જે કીર્તિને, મલિન, ધન જે સત્વર હરે;
વધારે દુઃખોને, વિમલ કુલને દૂષિત કરે;
હરે પ્રાણોને વા, વિવિધ વપુમાં રોગ જ ભરે;
અરે એવા માર્ગે, નિજ ચરણને તું શિદ ધરે ? ૭૮

નિવારી દે દુઃખો, યદિ ધનિક છે, તો અધન[3]નાં;
વિદારી દે કષ્ટો, યદિ સબલ છે, તો અબલનાં,
યદા છે તું વિદ્વાન્, ગ્રહણ કર પાઠો વિનયના;
યદા હોયે પ્રેમી, ભજ નિજ રમા તું સુનયના. ૭૯

નરો તે છે કે જે, અચલ નિજપત્નીવ્રત ધરે;
સદા શ્વાનો તે જે, પરયુવતિપથે ડગ ભરે;
શ્વવૃત્તિ[4] ત્યાગી આ, સફળ કર તું જન્મ નરનો;
કદાપિ પોતાનો, નહિ નહિ જ રે ભંડાર પરનો ૮૦

સુધા યે છે નારી, ગરલ પણ ધારી જગતમાં;
સુધા પોતાની ને, ગરલ પરનારી જગતમાં;
સુધાને ત્યાગીને, ગરલ રતિથી જે મુખ ધરે;
સદા વિષ્ઠાભોગી, અધમ નર તે વાયસ[5] ખરે. ૮૧

---

૧ મરણદ=મૃત્યુદાયક ૨ નિધુવન=દાંપત્યસુખ, રતિસુખ, ૩ અધન=નિર્ધન। ૪ શ્વવૃત્તિ=કૂતરાનો સ્વભાવ ૫ વાયસ=કાક, કાગડો

નથી મુક્તા રત્નો, જડિત પરનારીવપુ વિશે;
તને સારી તોયે, યુવક, પરનારી ક્યમ દિશે?;
ભરી મારામાં શી, વદ અધિકતા હે તરુણ છે?;
અરે જેના યોગે, થઈ તવ દશા આ કરુણ છે. ૮૨

તને જોઇ મારા, મૃદુ હૃદયમાં શોક વધતો;
લઈ દીવો હાથે, અરર, નર, કૂપે જ પડતો;
હજી યે લે માની, યુવક, નહિ વીત્યો સમય છે;
કુવાને કાંઠે થૈ, સ્થિરપદ[1] ઉભો તું સભય છે. ૮૩

સ્વરક્ષાનો હસ્તે. અવસર હજી છે વિરલ આ;
યુવા, ચેતીને તું, ત્યજ હૃદયભાવો તરલ આ;
પડ્યો જો કૂપે તો, પુનરપિ ન તું નીકળી શકે;
પછી રક્ષાનો રે, સુપથ નહિ કોઇ મેળી શકે. ૮૪

પ્રમાદો સંસારે, અમિતવિધ નારી નર કરે;
છતાં પશ્ચાત્તાપે, નર, સકલ ઉન્માદ સુધરે;
નથી જે ભૂંસાતો, યુવકયુવતીજીવનપટે;
સદા ઊભો રહેતો, યમન[2] સમ જે માનસતટે; ૮૫

ચિરસ્થાયી દોષે, પ્રબલ, અવનીમાં અધમ છે;
બધા દોષોમાં તે, અધમ વ્યભિચાર પ્રથમ છે,
કહું છું પાછી હું, યુવક, વ્યભિચારી નહિ થનો;
પરસ્રીના પંથે, નિજ ચરણને તું ન ધરતો. ૮૬

સદા તારી પત્ની, પ્રભુ સમ તને પૂજ્ય ગણતી,
સદા તારી આજ્ઞા, પ્રભુવચનરૂપા જ ભણતી;
જમાડીને પ્રેમે, યુવક, તવ તે ઉચ્છિષ્ટ[3] જમતી;
તને પોઢાડીને, સરતિ[4] પદસેવારત[5] થતી. ૮૭

---

૧ સ્થિરપદ=સ્થિરચરણ ૨ યમન=યમરાજ, મૃત્યુનો સ્વામી ૩ ઉચ્છિષ્ટ=એઠું. ૪ સરતિ=પ્રેમ સહિત. ૫ પદસેવારત=ચરણસેવામગ્ન.

ક્ષમાશીલા રૂહેતી, થઇ અવનિરૂપા[1] વિનયથી;
કદા ના ઉચ્ચારે, કટુ વચનને તે વદનથી;
થઇ દાસી તુલ્યા, સતત ગૃહકાર્યે રત રહે;
ભલે હોયે દુઃખો, તદપિ મુખથી તે નહિ કહે. ૮૮

થઈ રંભા રાત્રે, રતિસુખ તને દે જિગરથી;
કરી પાકો અર્પે, સતત કર[2]થી ને ઉદર[3]થી;
સુખોની વેળામાં, મદ[4] હૃદયમાં તે ન ધરતી;
નથી દુઃખોથી તે, યુવતિ ભયભીતા ત્યમ થતી. ૮૯

મનો વાણી કર્મે, સતત રહી શુદ્ધા વિચરતી;
જુઓ જ્યારે ત્યારે, મધુર મુખથી તે પુલકતી;
સુગંધા સ્નાતા તે, પ્રિયવચનશીલા ગુણવતી;
મળી છે જે એવી, મૃતભવન[5]માં દેવયુવતી. ૯૦

તિરસ્કારી તેને, પરયુવતિરાગે રત થયો;
મને ભાસે તારો, વિભવરવિ[6] અસ્તંગત થયો;
નહીં તો આવી આ, કુમતિ, નર, સૂઝે કયમ તને ?;
દયા આવે તારી, અધમ હતભાગી નર, મને. ૯૧

સ્વકીયા નારીના, શુચિ[7] હૃદયથી હાય નીકળે;
વ્યભિચારી સ્વામી, અનલ સમ તે હાયથી બળે;
સતીના નિઃશ્વાસો, પ્રબલતમ ઝંઝાપવન[8] છે;
સતીનાં અશ્રૂ તે, પ્રલયજલધારા ગહન છે. ૯૨

---

૧. અવનિરૂપા=ભૂમિતુલ્યા ૨ કર=હસ્ત. ૩ ઉદર=પેટ. સ્ત્રી હસ્તથી ભોજનરૂપ તથા ઉદરથી સંતાનરૂપ પાકને નિપજાવનારી છે એ ભાવ અહીં દર્શાવાયો છે. ૪. મદ=ગર્વ, અહંકાર ૫. મૃતભવન=મૃત્યુલોક, મૃતલોક ૬ વિભવરવિ=સુખસૂર્ય. ૭ શુચિ=નિર્મળ, શુદ્ધ. ૮ ઝંઝાપવન=ઝંઝાવાત.

સતી નારીનો જે, પતિ કુપથગામી થઈ જતો;
કદાપિ સ્વામી રે, ભવજલધિ[1]માં તે ન તરતો;
રહેતો ડૂબેલો, નરકસરિતા વૈતરણી[2]માં;
ને બેસે સ્વર્ગીયા,[3] સતત સુખદાત્રી તરણી[4]માં. ૯૩

અરે જ્યારે ગાત્રો, શિથિલ, નર, તારાં થઈ જશે;
નહીં તારી પાસે, પ્રચુર ધન કિંવા, નર, હશે,
તને, તે ચેળાયે, ત્વરિત પરનારી જ ત્યજશે;
વિસારી પ્રેમાને, અવર[5] નરને શીઘ્ર ભજશે. ૯૪

સ્વકીયા જે નારી, વિકટ સમયે સંગ વસતી,
થતાં વૃદ્ધ સ્વામી, પરપુરુષને તે ન ભજતી,
કરે સેવા રોગે, તનુ મન ધને તે શુભ સતી;
પતિ પાસેથી તે, નહિ નિધન[6]પર્યન્ત ખસતી. ૯૫

તથા દુર્ભાગ્યે જો, યુવતિ વિધવા તે થઈ જતી
સુખોની આશાને, દઢ હૃદયથી દૂર કરતી,
રસાસ્વાદો[7] ત્યાગે, વર[8] વસન[9] ધારે નહિ કદા,
અલંકારોને તે, ત્યજતિ વિષ માની સતી સદા. ૯૬

વિકારોને મારી, કઠિન વ્રતનું પાલન કરે,
વહાવીને અશ્રુ રમણ-અઘનું[10] ક્ષાલન કરે;

---

૧ ભવજલધિ=સંસારસાગર ૨ વૈતરણી=નરકની નદી ૩ સ્વર્ગીયા=સ્વર્ગની ૪ તરણી=નૌકા ૫ અવર=અન્ય ૬ નિધન=મૃત્યુ ૭ રસાસ્વાદો=જિહ્વાના સ્વાદો ૮ વર=ઉત્તમ ૯ વસન=વસ્ત્ર. ૧૦ રમણ-અઘ=પતિના પાપો

તપસ્વી યે જેનું, નિરખી તપ ગૌરવ[1] કરે;
મહાદેવી આર્યા, ભરતવસુધાગૌરવ[2] ખરે. ૯૭

નચોવે જો ભીના, નિજ વસનનો પાલવ સતી;
પિયે તે પ્રેમેથી, જલ અમૃત માની મુનિ યતિ;
સતી નારીનો છે, યુવક, પતિ તું ભાગ્યબળથી;
છતાં યે દુર્ભાગી, તવ સુરતિ તેમાં કયમ નથી? ૯૮

છટા લજ્જાની કે, તવ વદનમાં ગોચર થતી;
થઇ છે મારી આ, પરમશુભ શિક્ષા[3] ફ્લવતી;
ઢળ્યાં નેત્રો નીચાં, મુનિ સમ ઉભો મૌન ભજતો;
જણાયે છે એથી, મદનમદ તારો ઉતરતો. ૯૯

સતી તારી માતા, તવ જનક ધર્મિષ્ઠ જન છે;
ગુણગ્રાહી તેથી, યુવક, તવ આ ભીરુ મન છે;
સુખી થા સંસારે, મમ વિમલ આશીર્વચન છે;
સતીના આ વાણી, મધુરતમ ચારુ [4]ચયન છે. ૧૦૦

રહે તારી નારી, અચલ નિજ સૌભાગ્ય ધરતી;
સુસંતાનોનું તે, જનનીપદ પામે ગુણવતી;
વસો તારા ગેહે, ભવસુખદ લક્ષ્મી ગૃહે કરી.
થજો તારી કીર્તિ, પ્રકટ ભવમાં સૌરભભરી.[5] ૧૦૧

## યૌવનવિભ્રમશતક સમાપ્ત



---

૧. ગૌરવ=માન, પ્રતિષ્ઠા. ૨ ભારતવસુધાગૌરવ=ભારતભુમિની પવિત્રતા કિંવા મહત્તા. ૩ શિક્ષા=બોધ, ઉપદેશ. ૪ ચયન=પુષ્પસંગ્રહ ૫ સૌરભભરી=સુગંધયુક્ત.

## વૈકુંઠવાસી પંડિત શ્રી ગટ્ટુલાલજી*

### હરિગીત (બહિર્લાપિકા)

શ્રી વિષ્ણુના અવતાર સાર અસાર આ સંસારમાં;
વેદાદિના ઉદ્ધારકર્તા, પુરુષના આકારમાં,
દાંતા[1]દિ ગુણગણવાન જ્ઞાનનિધાન આ કલિકાલમાં.
તનુધારી એક જ ભવ્ય એવા ભાવ ગટ્ટૂલાલમાં. ૧

ભણીને થયા ભવ[2]તુલ્ય આ ભવ[3]માં ભલા ભવ દાખવા;
ટાળે ન ટંક[4] લગાર ટંકક[5]ભાર ટંગે[6] રાખવા.
ચારિત્ર્ય ચર્ચા ચરક[7]ની ચર[8] ચરણ ચાહ્યા ચર્ચરી;
રજ[9] ભૃંગ[10] તે રાજીવ[11]ના લાલે ન એવી આચરી. ૨

યદુનાથના યતિરાજ થૈ, અતિ સાજ કીધા કાવ્યમાં
ભારત વિશે જે ભારતીમય ભારવિના ભાવ્યમાં;
રવિનેત્ર[12]નાં રસના[13]વડે યશગાન કરી રસમાં રંગ્યા;
તપનીય[14]તપ્ત સમાન તેજનિધાન તરતમ[15]જે થયા; ૩

---

* આ કાવ્ય પંડિત શ્રી ગટ્ટુલાલજીનો વૈકુંઠવાસ થવા પછી અલ્પ સમયમાં જ (બહુધા ઇ. સ. ૧૮૯૮ માં) "જ્ઞાનવર્ધક" માસિકપત્રના એક અંકમાં પ્રથમ વાર પ્રકટ થયું હતું.

૧. દાંતાદિ=મનઆદિ ઇન્દ્રિયોને વશ કરનાર. ૨. ભવ=શિવ, મહાદેવ ૩ ભવ=સંસાર ૪ ટંક=ક્રોધ. ૫ ટંકક=દ્રવ્ય, ધન. ૬ ટંગ=ચરણ, પગ ૭ ચરક=કાસીદ, સંદેશવાહક, ૮ ચર=ચળ, ચલાયમાન. ૯ રજ=પરાગ. ૧૦ ભૃંગ=ભ્રમર. ૧૧ રાજીવ=કમલ. ૧૨ રવિનેત્ર=શ્રી વિષ્ણુ ભગવાન. ૧૩ રસના=જિહ્વા ૧૪ તપનીય=સુવર્ણ ૧૫ તરતમ=પ્રસંગાનુસાર વર્તનાર.

માહાત્મ્ય માહેશ્વર મિહિર[૧]સમ મુકુંલ[૨]મુકત મહામણી;
રજની દિવસ રસ રાસનામાં, વાસ રાધાપતિ ભણી;
તંદ્રા[૩] નહિ તિલભાર નિદ્રા યે લગાર ન લોચને;
ડર લેશ પણ ઽરપુનો હતો નહિ કોઇ દિન જેના મને. ૪

પંચો વિશે પરમેશ્વર પ્રત્યક્ષ થાયે પ્રતીત છે;
ડિગતી નથી વાણી ભણી, કહેવાય એવી રીત છે;
તરલિત[૪] તરુણ જેનાં યશો અસ્ખલિત ભાપે સર્વ છે,
શ્રી શબ્દના જે અર્થ તે સંભવિત સંખ્યા ખર્વ છે. ૫

ગણનાથ[૫] ને ગણદેવતા[૬] જેના સહાય થયા સહુ;
ટૂંકા સમયમાં મૂલ, ટીકા, ટિપ્પણો કીધાં બહુ;
લાટાનુપ્રાસાદિક અલંકૃતિની ચમત્કૃતિ ચાતુરી;
લાવણ્યમય લેખનવિશે લિપ્સા[૭]યુતા મતિ આતુરી. ૬

શતધૃતિ[૮] થકી આવ્યા અવનિ એવા શતાયુ ન નર થતા;
તાદૃક્ષ[૯]તાત[૧૦]તટસ્થ[૧૧]થી તાચ્છીલ્ય[૧૨]એ પંડિત હતા;
વર[૧૩] વરદ વરફળ[૧૪] વરરુચિ[૧૫] વ્યાકરણના વ્યવસાયી જે;
ધાત્રી[૧૬] ધરાપર ધર્મની ધર્મદ્રવી[૧૭] સુખદાયી જે. ૭

---

૧ મિહિર=વિક્રમાદિત્યની સભાનો એક પંડિત અથવા સૂર્ય. ૨ મુકુલ=આત્મા. ૩ તંદ્રા=શિથિલતા, સુસ્તી. ૪ તરલિત=પ્રસરેલા કિંવા વિસ્તરેલા ૫ ગણનાથ=ગણપતિ ૬ ગણદેવતા=આદિત્ય આદિ સર્વ દેવતાઓ. ૭ લિપ્સા=ઇચ્છા ૮ શતધૃતિ=સ્વર્ગ. ૯ તાદૃક્ષ=તેના જેવા, તત્સમ. ૧૦ તાત=પૂજ્ય. ૧૧ તટસ્થ=સમીપસ્થ. તાચ્છીલ્ય=નિયમિત સ્વભાવવાળા. ૧૩ વર=ઉત્તમ. ૧૪ વરફળ=શ્રેષ્ઠ ફળવાળા. ૧૫ વરરુચિ=પાણિનિકૃત "અષ્ટાધ્યાયી" ના વાર્તિકકાર કાત્યાયન મુનિ સમાન કિંવા વિક્રમાદિત્યની સભાના એ નામના એક પંડિત સમાન. ૧૬ ધાત્રી=માતા. ૧૭ ધર્મદ્રવી=ગંગા.

નીરદ[૧] સદૃશ[૨] નીરજ[૩] જનોનો નૂન[૪] નર ચાલ્યો ગયો;
જીમૂત[૫]વત જીવો તણો જીવક[૬] જગતથી ગત થયો;
નય[૭] શબ્દ[૮] યોગ[૯] પતંજલિ[૧૦] વેદાંત કાવ્ય બૃહસ્પતિ;
મસ્કરિ[૧૧] મહત્તમ મર્ત્ય[૧૨] મર્મી મુક્તિની પામ્યા ગતિ.+ ૮



## ‘ટરૂ’ માહાત્મ્યત્રયોદશી

**હરિગીત**

પીવામહીં વૉટરૂ, સવારે નાસ્તામાંહી બટરૂ;
મોઢું ચિરૂટનું કાપવાને જોઇએ ઈંગ્લિશ કટરૂ;
મજૂર[૧૩] જે પૂર્વે હતા તે થયા આજે પોર્ટરૂ;
ને નોંધ લેનારા થયા છે રાજમાન્ય રિપોર્ટરૂ. ૧

જે જનો બીબાં[૧૪] ગોઠવે, કહેવાય તે કંપોઝિટરૂ;
જે પ્રથમ સંપાદક હતા તે થયા આજે એડિટરૂ;
જે હતા પંતુજી[૧૫] હવે તે થઇ ગયા છે માસ્ટરૂ;
માલિક હતા તે આ જમાનામાં થયા પ્રોપ્રાઇટરૂ. ૨

---

૧ નીરદ=મેઘ. ૨ સદૃશ=સમાન. ૩ નીરજ=જળથી ઉત્પન્ન થતા સર્વ પદાર્થો, વિશેષતઃ વીર્યજ મનુષ્યો. ૪ નૂન=નિશ્ચયપૂર્વક ૫ જીમૂત=પર્વત અથવા ઇન્દ્ર. ૬ જીવક=જીવનદાતા, જીવાડનાર. ૭ નય=ન્યાયશાસ્ત્ર (Logic). ૮ શબ્દ=વ્યાકરણશાસ્ત્ર. ૯ યોગ=યોગશાસ્ત્ર. ૧૦ પતંજલિ=યોગશાસ્ત્રના નિર્માતા તથા પાણિનિકૃત વ્યાકરણના ભાષ્યકાર. ૧૧ મસ્કરી=સંન્યાસી. ૧૨ મર્ત્ય=મનુષ્ય.

+ આ કાવ્યમાં જે બહિર્લાપિકા નિષ્પન્ન થાય છે તે આ છેઃ **શ્રી વેદાંત ભટ્ટાચાર્ય ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજી શતાવધાનીજી નમ**

૧૩ મજૂર=મજદૂર. ૧૪ બીબાં=ટાઇપ. ૧૫ પંતુજી=નિશાળના મહેતાજી

જે દિશાદર્શક હોય તેને જન કહે ડાયરેક્ટર્;
વૈદ્યો હકીમોના સ્થળે છે હૉસ્પિટલ્માં ડૉક્ટર્;
છે ચિત્રકારોને મળ્યું અભિધાન[1] સુન્દર પેઈન્ટર્;
લેખક કહે છે ગર્વથી કે 'અમો છીએ રાઈટર્'. ૩

થૈ નાટ્યશાળા થિયેટર્, નટ થૈ ગયા છે ઍક્ટર્;
જે હતા ભાંડ વિદૂષકો કહેવાય છે તે જેસ્ટર્;
હૉટલ્મહીં જે ગ્રાહકોના બોલ[2]ને ઝીલે નફર્[3];
તે સેવકોને માનથી 'વેટર્' કહે છે સર્વ સર્.[4] ૪

બાબત કહે છે "હું ય છું મૅટર્ હવે, મારા ડિયર્;
જ્યાં સર્વ 'ટર્' પંથે ભળ્યાં ત્યાં હું ન થાઉં કેમ 'ટર્'?"
ભગિની કહે છે ભ્રાતને "સિસ્ટર્ મને કહેજો બ્રધર્!"
દુહિતા કહે "ડૉટર્ મને કહેજો, ડિયર્ ફાધર્ મધર્!" ૫

બોલે સહોદર કે "બ્રધર્માં ક્યાંય નહિ દેખાય 'ટર્';
'ફ્રેટર્[5]', કહો તેથી મને, હું નહિ રહું એ 'ટર્' વગર્;"
કાનૂનપેશા[6] ઉદર ભરવાને થયા છે જે બશર્[7];
સૉલિસિટર્ ને થયા બૅરિસ્ટર્ હવે તે નામવર્. ૬

વ્યાધો[8] થયા હન્ટર્ તથા વનવાસી જન ફૉરેસ્ટર્;
જે હતા ચટ્ટોપાધ્યાયો તે થયેલા છે ચટર્[9];
સદ્ભાગ્ય છે મેરાઈ[10]નાં તેઓ થયા આઉટ્ફિટર્;
છે રાત[11]ની ખુશ્કિસ્મતી તેઓ થયા હેઅર્કટર્. ૭

---

૧ અભિધાન=નામ ૨ બોલ=શબ્દ ૩ નફર=નોકર ૪ સર્=ગૃહસ્થ ૫ ફ્રેટર્=બંધુ, સહોદર. ૬ કાનૂનપેશા=ન્યાયોપજીવી. ૭ બશર્=મનુષ્ય ૮ વ્યાધો=શિકારીઓ ૯ ચટર=ચટરજી, ચટ્ટોપાધ્યાય શબ્દનું અંગ્રેજી સ્વરૂપ ચટરજી છે. ૧૦ મેરાઈ=દરજી. ૧૧ રાત=હજામ. ગુજરાતમાં હિન્દુ-જાતિના હજામને 'રાત'ના ઉપનામથી ઓળખવામાં આવે છે.

કુંભાર પૉટર્ થઈ ગયા એ જોઈને હરખે જિગર્;
એરંડનું વિખ્યાત છે નવ નામ આજે કૅસ્ટર્;
વિશ્વપ્રવાસી ગ્લોબટ્રૉટર્ થઈ કરે મોટી સફ્ફર[1];
છે યંત્રરથનું નામ મૉટર્ પંથ કાપે ઘે નિડર્. ૮

ખળભળી ખાળો બોલતી "નાખો જરા આંહી નજર્;
છે યાદ અમને પણ બરાબર 'ટર્' થવાનો આ હુનર્;
ખતરો નથી મનમાં અમારા અમો છીએ બેખતર્;
આ કાળનું છે નામ નૂતન અમારૂં જાણો 'ગટર્'!" ૯

ખાનાર ઈટર્, ઠગો ચીટર્ થઈ [2]ઠગે છે નાર નર્;
છે માપ મીટર્, 'શીઘ્રતર' ના સ્થળે રાજે 'ફાસ્ટર્';
છે પત્રનું અભિધાન લેટર્, ભીંતડાપાં[3] પોસ્ટર્;
માહાત્મ્ય છે લૉંગેસ્ટ[4] 'ટર્' નું કર્યું તેને શૉર્ટર્.[5] ૧૦

દુર્ભાગ્યથી નહિ હોય જેના નામમાં એ શબ્દ 'ટર્';
તેનું ય એ સદ્ભાગ્ય કે કહેવાય 'મિસ્ટર્' માન્યવર્;
આથી અમો 'ટર્' નો થયો વિસ્તાર આ સંસારમાં;
જે 'ટર્' નથી તેનો અફળ અવતાર આ સંસારમાં. ૧૧

જ્યાં સ્વયં વિભુ પણ ધે 'ક્રિયેટર્' ગર્વને હૃદયે ધરે,
ત્યાં ક્ષુદ્ર માનવ 'ટર્' થવાના યત્નને નહિ આદરે;
એ કાર્ય આ 'ટર્' યુગ વિશે નહિ શક્ય, સંભવનીય છે;
'ટર્' સમી કોઈ વસ્તુ નહિ આ કાળમાં રમણીય છે. ૧૨

---

૧ સફ્ફર=પ્રવાસ. ૨ ભીંતડાપાં=ભીંતે ચોંટવાની જાહેર ખબરો.
૩ લૉંગેસ્ટ=દીર્ઘતમ, અત્યંત વિસ્તૃત ૪ શૉર્ટ=સંક્ષિપ્ત.

જ્યાં હોય ઈશ્વરની કૃપાથી સામટા બે ચાર ' ટર્ ';
તે નિલય[1]માં નારાયણી[2] વસતી રહે અષ્ટૌપ્રહર;
માહાત્મ્ય ' ટર્ ' નું દેવદુર્લભ જે વદનથી ગાય છે;
તે વિશ્વજેતા એટલે કે ' વર્લ્ડવિકટર્ ' થાય છે! ૧૭



## સંસારસુખસપ્તક

### સવૈયા એકત્રીસા

જગદુપવનમાં પુરુષ વૃક્ષની; લલના લતા યદા અનુકૂલ;
પ્રફુલ્લ સંતતિ સુમન સુવાસિત, સાંસારિક સુખનું એ મૂલ;
ગુરુ માલી યદિ ધર્મવારિનું, સિંચન કરતા રહે સદૈવ;
અધર્મવાયુ ન તેને સ્પર્શે, દૂર રહે દારુણ દુર્દૈવ.

હોય ન જો મન લોભ લેશ પણ, વસે હૃદયમાં સ્થિર સંતોષ;
શાંતિદેવીના યશોગાનનો નીકળે સુખથી ગભીર ઘોષ;
ખટપટ હોય ન રંચ કપટની, રહે મનુષ્ય સદા નિર્દોષ;
સત્ય સત્ય સંસારરત્ન એ, અપૂર્વ અક્ષય સુખનો કોષ.

ઈશભક્તિની કલિકા વિકસિત, પ્રચલિત છે યદિ આ કલિકાલ;
સમાન મનભાવના સર્વમાં, વૃદ્ધ, તરુણ કિંવા હો બાલ;
છાયા લેશ ન જનદ્વેષની, કાયા ઇન્દ્રિયમાયાહીન;
નમ્ર વિવેકી ને મધુભાષી, સુખી સુખી તે પુરુષ કુલીન.

કમલ જલાશયવાસી તદપિ, કદા તેને સ્પર્શે નીર;
ક્ષીરનીર મિશ્રિત હોયે પણ, હંસ સદા સ્વીકારે ક્ષીર;
દુરાચાર ને સદાચારથી, પૂર્ણ દૃષ્ટિગોચર સંસાર;
અહીં વિવેકિજન સદાચારને, દુરાચારનો ત્યજે વિચાર.

૧ નિલય=ગૃહ. ૨ નારાયણી=લક્ષ્મી, ધનદેવી.

હૃદયસદનમાં મદનશત્રુ જે, ઉપજાવે છે વૃત્તિવિકાર;
યદિ ઈચ્છે, નર, સત્ય સુખોને, પ્રથમ મદનરિપુને સંહાર;
પરનારીનો મોહ સદા છે દારુણ દુઃખોનો ભંડાર;
આત્મભદ્ર ઈચ્છે તો પરમહિલાને માતા ભગિની ધાર. ૫

જાણી લે સત્કર્મમર્મ તું શર્મકાર[1] ધારી આચાર,
પીડે યદિ રતિવર્મ હૃદયને, કર નિગ્રહ–ઔષધ–ઉપચાર;
વિભુવિલીન નિજ વૃત્તિ કરીને, સદ્ય તોડ મતિબંધક ચાર[2];
મુક્તિભાવના પ્રભાવથી નર, ધારે સુખદાયક સંસાર. ૬

દોહરો

નીતિ રીતિ એવી ધરી, મેળવ તું સન્માન;
સત્ય સદા સંસારસુખ, નારાયણ એ માન. ૭



## કેટલાક વિચારણીય પ્રશ્નો*

વસન્તતિલકા

હું કોણ છું, કયમ વળી નરજન્મ આવ્યો?;
કોણે વિચારભર[3] આ મનમાં વસાવ્યો?;
માયા તથા મન અને અભિધા શરીર;
આત્મા પદાર્થ વર્ણો શો? વિષયો ગભીર. ૧

શે પાપ પુણ્ય ઝગડા ભવમાં છવાયા?;
માયાપ્રપંચ રચીને જનને ભ્રમાવ્યા;

---

૧ શર્મકાર=સુખકારક. ૨ ચાર=કારાગૃહ કિંવા બંધન.

* આ કાવ્ય આજથી લગભગ વીસ અથવા એકવીસ વર્ષ પૂર્વે "ભારતજીવન" માસિક પત્રના એક અંકમાં પ્રથમ વાર પ્રકાશિત થયું હતું.

૩ વિચારભર=વિચારોનો ભાર.

કયાંથી મનુષ્ય કરીં આગમૅ કયાં સિધારે ?;
એ પ્રશ્ન સર્વ કયમ, જીવ, ન તું વિચારે ?. ૨

નાના પ્રકાર જગમાં જન જન્મ પામે;
આહાર વાયુ જલ સેવનમાં વિરામે;
તો યે મનુષ્ય મરતાં, પશુ પક્ષિ તેમ;
આ અલ્પકાલિક થઇ, નર, સૃષ્ટિ કેમ ? ૩

શી વસ્તુ મૃત્યુ અતિ જે ભયકાર ભાસે;
જેના કુદર્શનવડે જન કંપી ત્રાસે ?
છે સિંહ કે અનલ, પન્નગ એ વિચારી ?
જેથી થતી જ જનતા ભયભીત ભારી ? ૪

પૃથ્વી, સમુદ્ર, સરિતા, નગ, નાગ સૃષ્ટિ;
માંગલ્યમૂલમય વારિદવારિવૃષ્ટિ;
રાત્રી તથા દિવસ, શીતલ વાયુયાગ;
આકાશગામિ રવિ ચંદ્ર અસંખ્ય તાગ. ૫

વિસ્તીર્ણ વિશ્વકર[1] ઇશ્વર લોક માને;
ભોક્તા ન વિશ્વસુખનો વિભુને પ્રમાણે,
ભોક્તા ન તોય વિભુએ કરીં કેમ આયા ?;
પ્રશ્નો પ્રમેય[2] સમ એ હૃદયે છવાયા. ૬

કોઇ સદૈવ સુખયુક્ત કરે વિહાર;
કોઇ તથૈવ જન દુઃખ સહે અપાર;
એ ભેદભાવ ભવમાં નિત વિદ્યમાન;
શું ભેદનું પરમ સત્ય હશે નિદાન[3] ? ૭

---

૧ વિશ્વકર=વિશ્વનો ઉત્પાદક. ૨ પ્રમેય=સમસ્યા. ૩ નિદાન=કારણ.

તેજોનિધાન રવિબિમ્બ[1] સુદીપ્તિધારી;
આહ્લાદકારક નિશાપતિ[2] તાપહારી;
પિંડો પ્રકાશમય એ, વિભુએ બનાવ્યા;
ક્યાંરે તથા કયંમ કહો નભમધ્ય આવ્યા? ૮

રે એક દેશેં કયમ ઉન્નત શીઘ્ર થાય ?,
ને અન્ય દેશેં કયમ દુઃખદલે દબાય ?;
ખેલો વિચિત્ર અતિ આ કયમ, કોણ ખેલે ?;
કર્મો શુભાશુભ[3] સદા સુખ દુઃખ રેલે ? ૯

કિંવા સુખાસુખ થતાં, જન, ભાગ્યયોગે ?;
વા ઇશ વિશ્વ ધરતો સુખદુઃખભોગે ?
અત્યંત, બંધુ, મનનીયં પ્રમેય[4] આ છે;
એનો વિચાર કરવો જન એ પ્રમા[5] છે. ૧૦

એ પ્રશ્નના મનનથી મતિ શુદ્ધ થાય;
અજ્ઞાનરૂપ તમ લુપ્ત થતું જણાય;
જ્ઞાનપ્રદીપ નિજ જ્યોતિવિભા પ્રસારે;
અદ્વૈતતત્ત્વ મતિમાં જન શીઘ્ર ધારે. ૧૧

અદ્વૈતસિદ્ધિ ભવબંધન સર્વ કાપે;
શંકા નિવારી હૃદયે શુભ શાંતિ સ્થાપે;
જ્ઞાની થઇ જન 'अहं विभुरस्मि[6]' બોલે;
જાણી અભેદ નિજને થઇ મત્ત ડોલે. ૧૨



---

૧ રવિબિમ્બ=સૂર્યબિમ્બ. ૨ નિશાપતિ=ચંદ્ર. ૩ શુભાશુભ=શુભ તથા અશુભ. ૪ પ્રમેય=વિકટ પ્રશ્ન. ૫. પ્રમા=યથાર્થ જ્ઞાન. ૬ 'अहं विभुरस्मि'='अहं ब्रह्मास्मि'

## કરુણવિલાસ*

### વસન્તતિલકા

હા ! હા ! વિધે, મમ થયો પ્રતિકૂલ ભારી;
સ્વર્ગે ગઈ ત્યજી મને ગૃહરત્ન નારી,
કોના સમીપ, મન, તું કરશે વિલાપ ? ”
રે કોણ મિષ્ટ વચને હરશે વિતાપ ! ૧

જોઈ મને પુલકિતા થતી જે સુકાન્તા;
નમ્રા વિનીતહૃદયા સ્મિતયુક્ત શાન્તા;
તે આજ મંજુવચના રમણી સુશીલા,
વિસ્તારતી નહિ દિશે નિજ ચારુ લીલા. ૨

દાંપત્યસૌખ્ય મમ છે સ્મૃતિશેષ આજે;
પામ્યો અરે વિધુરની પદવી સમાજે;
તે તો ગઈ, શ્રવણમાં રવ મંજુ ગાજે;
દેવી સમી પ્રિયતમા હ્રદયે વિરાજે. ૩

રે રે દયાવતિ, દયા ક્યમ તેં વિસારી ?;
સ્વર્ગીય સૌખ્યરતિમાં મતિ કેમ ધારી ?;
પક્ષ્મ ભાગ દવિદાર ક                 નેત્રપાતે;
નીહાળતી ક્યમ નથી રજની પ્રભાતે ?. ૪

---

* આ કાવ્ય જગન્નાથ પંડિતકૃત ‘ભામિનીવિલાસ’ નામક કાવ્ય-ગ્રંથમાંના ‘કરુણવિલાસ’ શીર્ષક કાવ્યનો મુક્ત અનુવાદ છે અને તે આજથી વીસેક વર્ષ પૂર્વે ‘ભારતજીવન’ નામક માસિક પત્રમાં પ્રથમ વાર પ્રકટ થયો હતો

મારા કરો પતનભીતિવડે ધરીને;
ધીમાં વિવાહ સમયે ડગલાં ભરીને;
ચાલી હતી, પ્રિયતમે, વચનો વદી એ;
'ત્યાગીશ હું ન તમને, પતિ, રે કદીયે.' ૫

એનું રહ્યું સ્મરણ શું નહિ હે સુનારી ?;
જેથી વિયોગછુરિકા પતિને જ મારી;
તું તો ભવે ત્યજી મને ગઇ દેવલોકે;
હું તો થયો મૃત, સજીવન તો ય, શોકે. ૬

સદ્વર્ણ સદ્ગુણવતી રતિરમ્યરૂપા[1];
નિર્દંપણા રસવતી પતિસૌખ્યપૂપા[2];
દિવ્યા સુરમ્ય કવિતા સમ મંજુઘોષા[3];
ભવ્યા પ્રસન્નવદના રતિ—આશુતોષા[4]; ૭

આજે પ્રફુલ્લ કમલો [5]સરમાં જણાય;
ગર્વિષ્ઠ કોકિલ સુમંજુલ ગીત ગાય;
વ્યોમે[6] શશાંક[7] નિજ કાન્તિવિભા પ્રસારે;
કાં કે પ્રિયા મમ ગઈ વિભુના અગારે[8] ૮

નેત્રોવડે કમલનો મદ કોણ મારે ?;
કોનો સુકંઠ મદ કોકિલનો વિદારે ?;
કોની સુકાન્તિ વિધુકાન્તિછટા લજાવે ?;
થાતાં અજાતરિપુ[9] એ સહુ ગર્વ લાવે. ૯

---

૧ રતિરમ્યરૂપા=રતિ સમાન રમ્યરૂપધારિણી. ૨ પતિસૌખ્યપૂપા=પતિમાટે સૌખ્યનિધાનરૂપિણી. ૩ મંજુઘોષા=મધુરસ્વના ૪ રતિ—આશુતોષા=રતિ-વિલાસના સમયમાં સત્વર સંતુષ્ટ થનારી. ૫ સર=સરોવર ૬ વ્યોમ=આકાશ ૭ શશાંક=ચંદ્ર ૮ અગાર=આગાર, ઘર. ૯ અજાતરિપુ=જેનો શત્રુ ન હોય તે.

જે ઈન્દ્રને પણ અલભ્ય હતા સુભોગો;
તે તેં દીધા, જનિ, મને શુભ સૌખ્યયોગો;
લક્ષ્મી યથા ત્યજતિ દુષ્ટનૃપાલસંગ;
ત્યાગ્યો તથા, પ્રિયતમે, પતિરાગરંગ[1]. ૧૦

જોયો પ્રમાદ નયને કંઈ, દાર, મારો ?;
જેથી થયો અતિ મને પ્રતિ કોપ તારો;
માયા સમસ્ત; હૃદયેશ્વરિ, રે વિસારી;
સ્વર્ગે મને વિલપતો ત્યજીને સિધારી. ૧૧

સંસારભોગ નિજ ભસ્મ કર્યો અહેતુ[2]
ભાંગ્યો તથૈવ મમ [3]સદ્રસકાવ્યસેતુ;
તારા વિના ન મમ કાવ્ય સુરમ્ય થાશે;
વિદ્યાવિલાસ રસહીન તથા જણાશે. ૧૨

તારી હતી સ્મિતછટા મધુરી અદોષા;
દેવી હતી પતિનિકેતનવેદઘોષા;
તારા વિના ગૃહ તથા ભવ શૂન્ય આ છે;
જીવું અહીં મૃત સમો નહિ જ્યાં પ્રિયા છે. ૧૩

એ શબ્દ અંતિમ હતા અતિ નમ્ર તારા;
' છેલ્લા પ્રણામ, હૃદયેશ, ગ્રહો જ મારા ';
કીધો પછી ત્વરિત તેં સુરલોકવાસ;
ત્યાગ્યો મને રઝળતો ભવમાં નિરાશ. ૧૪

લાવણ્યની ખનિ હતી લલના સુશીલા;
તારી હતી અનુપમા ગુણરાશિલીલા;

---

૧ પતિરાગરંગ=પતિના સ્નેહનો રંગ. ૨ અહેતુ=અકારણ. ૩ સદ્રસ=ઉત્તમરસયુક્ત, રસપૂર્ણ.

કીધા નિરાશ્રિત ગુહો, પતિને ય છોડયો;
દાંપત્યબંધ નિજ શાશ્વત કેમ તોડયો ? ૧૫

તે કાંચનોપમ વિશુદ્ધ મુખાબ્જભાને;
જાળે ત્વદીય, સહસા અનલપ્રભા તેં;
તેથી જ તું કુપિત પાવકને પ્રજાળે;
એ ભાસ થાય, રમણી, તત્ર દાહકાળે ! ૧૬

કર્પૂરરત્ન[1] સમ લોચન સૌખ્યદાત્રી;
પદ્માલયા[2]પ્રતિમ તું ભવદા[3] હતી શ્રી;
ચેનોહરા સુરસ સત્કવિતા સમાના;
દેવી હતી મૃતજને[4] અતિ દિવ્યમાના. ૧૭

સ્વપ્ને ય અન્ય નરમાં નહિ દૃષ્ટિ નાખી;
વાણી શરીર કૃતિની દૃઢ શુદ્ધિ રાખી;
એવી સતી સુગૃહિણી મળશે ન ક્યાંય,
રે, હાય હાય ! ઉર આ વિરહે કપાય ! ૧૮

લોકોત્તરા, સુખકરી, શુભ સૌકૃતિ તું;
સદ્વંદનીય. તપનીયસમાકૃતિ તું;
ખોળી ને ક્યાંય જડતી, જનિ[5], જોડ તારી;
તારા વિના થઈ દશા અતિ દીન મારી. ૧૯

આસીન છે થઈ ચિતાસનમાં સુનારી;
સ્વામી ગુણસ્મરણનું દઢ ધ્યાન ધારી;
બોલે મુનિવ્રતવતી મુખથી ન શબ્દ;
આ છે મહાવિકટ શાશ્વત મૌન-અબ્દ[6]. ૨૦

---

૧ કર્પૂરરત્ન=કર્પૂરમણિ ૨ પદ્માલયા=લક્ષ્મી ૩ ભવદા=ઐશ્વર્યદાયિની ૪ મૃતજને=મૃત્યુલોકમાં ૫ જની=સ્ત્રી ૬ અબ્દ=વર્ષ અથવા મેઘ

# પદ્મિની

### હરિગીત

માનો સદા જે પદ્મિની તે ભાગ્યશીલા સુન્દરી;
અવની ઉપર દેવાંગના અવતાર ધારી ઊતરી;
જેનું વદન પૂર્ણેન્દુ[1]સમ સુન્દર, ધવલ ને ગોલ છે;
જેનાં નયન મૃગનયનસમ સુવિશાળ તેમ જ લોલ[2] છે; ૧
મૃદુ અંગ જેનું ગર્વથી નવનીત[3]ના મદને હરે;
જેનાં સ્તનોની પીનતા પોતે પ્રતિસ્પર્ધા કરે;
જેનો શરીરસુગંધ પદ્મસુગંધને વિસરાવતો;
જેનો સુવર્ણ સદૈવ અર્જુનરંગ[4]મદ મૂકાવતો; ૨
જે અલ્પ ભોજનથી તપસ્વી તુલ્ય સંતુષ્ટા થતી;
જેના ગમનને જોઈ લજ્જા હંસને આવી જતી;
ગુરુદેવપૂજનમાં રહે છે જે સદા શ્રદ્ધાવતી;
લજ્જાલુતાની છે સજીવન મૂર્તિ જે લલના સતી; ૩
જે બુદ્ધિબળમાં ભારતી,[5] રિપુસંહરણમાં પાર્વતી[6];
પતિદેવને પ્રભુતુલ્ય માની પ્રેમથી જે પૂજતી;
ફળરૂપ રમણી તે સદા સંસારનામક વૃક્ષની;
છે 'પદ્મિની' અભિધાન તેનું, વિભા નર ગુણદક્ષની. ૪
જે ગુણી નરના નિકેતનને પદ્મિની શોભાવતી;
તે પુરુષના સદ્‌ભાગ્યની સંસારમાં સીમા થતી;
જો હોય પૂરી પ્રભુકૃપા તો પદ્મિની પ્રમદા મળે;
નર પદ્મિનીપતિના જગતમાં સર્વ તાપ સદા ટળે. ૫



---

૧ પૂર્ણેન્દુ=પૂર્ણિમાનો ચન્દ્ર. ૨ લોલ=ચંચલ. ૩ નવનીત=માખણ. ૪ અર્જુન રંગ=શ્વેત રંગ. ૫ ભારતી=સરસ્વતી. ૬ પાર્વતી=અસુરસંહારિણી દેવી.

## વારુણી

હરિગીત

પ્રેમિકા:—

પાતી હૃદયના પ્રેમથી આ પ્રેમિકા સ્ત્રી તારુણી[1];
પ્રિયતમ, પિયો આ પ્રેમથી પીયૂષરૂપા[2] વારુણી[3];
નવનીતરૂપા[4] થઇ જતી નરવૃત્તિ એથી દારુણી[5];
તમ[6]ને નિવારી હૃદયમાં લાવે પ્રભા એ આરુણી[7]. ૧

પ્રેમિક:—

જેને કહે પીયૂષ જન તે વિષમ વિષ છે વારુણી;
નવનીત સમ નરવૃત્તિને કરતી સુરા એ દારુણી;
તમને પ્રસારે હૃદયમાં હરતી પ્રભા એ આરુણી;
છે વર્જ્ય[8] એથી વારુણી, હે બુદ્ધિશીલા તારુણી ! ૨



## સૂફી ભાવના *

સોરઠા

હતો સમય તે ખાસ, હું નારી, તે નર હતો;
થાતાં પ્રેમવિકાસ, હું ને તે બન્ને નહીં. ૧
મંદા સ્મૃતિ થતી માત્ર, હતાં ઉભય તે સમયની;
આવ્યો સ્નેહ સુપાત્ર, કરી ઉભયની એકતા. ૨

---

૧ તારુણી=તરુણી, યુવતી. ૨ પીયૂષરૂપા=અમૃતતુલ્યા. ૩ વારુણી=મદિરા. ૪ નવનીતરૂપા=માખણ જેવી. ૫ દારુણી=કઠોર, કઠિના. ૬ તમ=અંધકાર ૭ આરુણી=ઉષ:કાલિક. ૮ વર્જ્ય=ત્યાજ્ય, ત્યાગવા યોગ્ય.

* આ કાવ્યો શ્રીમત્સ્વામી વિવેકાનન્દે ફારસી કવિતાના કરેલા અંગ્રેજી અનુવાદોના ગુજરાતી અનુવાદ છે અને તે પ્રથમ 'શ્રી વિવેકાનંદ વિચારમાળા' ના દ્વિતીય પુષ્પમાં પ્રકટ થયાં હતાં.

દોહરા

રબિયા નિજ શય્યામહીં, પડી હતી બીમાર;
આવ્યા મળવા તેહને, બે ફકીર તે વાર. ૧

પાક મલિક, દાના હસન, હતાં તેમનાં નામ;
ગણતા ઉત્તમ જેમને, ઇસ્લામિયો તમામ. ૨

હસને પૂછયું "પ્રાર્થના, કોની શુદ્ધ પ્રચંડ;
ખમી શકે જે શાંતિથી, જગદીશ્વરનો દંડ ?" ૩

મલિકે ગહન વિચારથી, કર્યો સ્વાનુભવે વ્યક્ત:
"મોદ પામશે દંડમાં, પ્રભુ–ઇચ્છાનો ભક્ત !" ૪

તે બન્નેના કથનમાં, જોઈ સ્વાર્થનો અંશ;
રબિયા બોલી નમ્ર થઇ, "સાધુવંશ–અવતંસ !– ૫

જે પ્રભુના મુખને જુએ, નિરંતરે પ્રત્યક્ષ;
કરે પ્રાર્થનામાં કદા, સ્મરણ તે ન એ દક્ષ;– ૬

કે તે દંડિત છે કદા, કિંવા દંડિત થાય;
પવિત્ર ભક્તોમાં નથી, એ વિકારની છાંય !" ૭



## ગુરુમહિમા

હરિગીત

નૌકા વિના ન સમુદ્ર ઉલ્લંઘી શકાય મનુષ્યથી,
શસ્ત્રો વિના સંહાર રિપુદલનો કદા થાતો નથી;
નહિ યુક્તિ સાધન વિના કોઇ મુક્ત ખલથી થાય છે;
ગુરુ વિના જ્ઞાનપ્રાપ્તિ પણ એમ જ અશક્ય મનાય છે. ૧

સાબૂ વિના જ્યમ વસ્ત્રમાંથી મલ કદાપિ નથી જતો;
વૈરાગ્યશીલ થયા વિના નિર્ભય મનુષ્ય નથી થતો;
મૃત્યુ વિના જ્યમ કોઈથી યે. સ્વર્ગમાં ન જવાય છે;
ગુરુ વિના બ્રહ્મજ્ઞાન પણ તેમ જ અશક્ય મનાય છે. ૨

છૂટે ન કોઈ જ્ઞાનસાધન વિના માયાપાશથી;
નહિ કીર્તિ પામે કોઈ દાન વિના કદાપિ વિકાસથી;
નહિ કોઈથી વિદ્યા વિના સન્માન્ય જેમ થવાય છે;
ગુરુ વિના, નર, અદ્વૈતસિદ્ધિ અશક્ય તેમ મનાય છે. ૩

જલ વિના જ્વાલા અનલની નહિ શાંત જેમ જરા થતી;
નહિ વિધુ વિના જ્યમ શર્વરી તેજસ્વિતાથી વિલસતી;
રવિ વિના નશ્યૈ[1] ધ્વાંત[2] જેમ ન લેશ પણ લોપાય છે;
ગુરુ વિના ત્યમ અજ્ઞાનનો લય પણ અશક્ય મનાય છે. ૪

ઔષધ વિના જ્યમ દેહમાંથી રોગ દૂર નથી થતો;
નેતા વિના જનસંઘ જેમ ન સરલ માર્ગે વિચરતો;
સંયમ વિના ન વિકારથી જ્યમ સુરક્ષિત રહેવાય છે;
ગુરુ વિના મોહનિવૃત્તિ તેમ અશક્ય, બંધુ, મનાય છે. ૫

યોગિત્વ પામ્યા વિના વૃત્તિ ન તદાકાર કદા થતી;
ને નિર્વિકાર થયા વિના મનથી ન રમણીરતિ જતી;
ચરણો વિના ગિરિ જેમ ઉલ્લંઘાય નહિ એ ન્યાય છે;
ગુરુ વિના ત્યમ આ ભવોદધિતારણ અશક્ય મનાય છે. ૬

સ્ત્રી પૂર્ણપાતિવ્રત્યપાલન વિના પૂજ્ય નથી થતી;
ચિરશાંતિના પાલન વિના ચિન્તા ન માનવની જતી;

---

૧ નૈશ્ય=નિશાકાલિક. ૨, ધ્વાંત=અંધકાર.

સંતોષસિદ્ધિ વિના ન લક્ષ્મીલોભનો લય થાય છે;
ગુરુ વિના ત્યમ આત્માનુભૂતિ સદા અશક્ય મનાય છે; ૭
જ્ઞાની તમો હો જનક સમ ગુરુ તો ય શિર ધારણ કરો;
મન વિમલ રાખી ભક્તિથી ગુરુચરણમાં મસ્તક ધરો;
અપરોક્ષની અનુભૂતિ સત્વર ગુરુકૃપાથી થઇ જશે;
અદ્વૈતની જ્યોતિ પ્રકટતાં દ્વૈતતમનો લય થશે. ૮
અદ્વૈત કરશે વ્યક્ત 'तत्त्वमसि' પ્રમાણો સત્ય એ;
બોલાવશે તમને 'अहं ब्रह्मास्मि' મુખથી નિત્ય એ,
અદ્વૈતથી છે 'अयं आत्मा ब्रह्म' એ અનુભવ થશે;
છે 'ब्रह्म सत्य जगन्मिथ्या' તત્ત્વ એ દૃઢ થઈ જશે. ૯
અદ્વૈતસિદ્ધિ થતાં થશે ગુરુશિષ્યની પણ એકતા;
સર્વત્ર છે જ્યાં એકતા ત્યાં એ રહે ન અનેકતા;
આત્મા તથા પરમાત્માની એકતા જ્યાં થાય છે;
ગુરુશિષ્યની ત્યાં ભિન્નતા ક્ષણમાત્ર નહિ દેખાય છે. ૧૦
અદ્વૈતસિદ્ધિ મનુષ્યનું ઉત્કૃષ્ટ અંતિમ સાધ્ય છે;
અદ્વૈતસિદ્ધિ સદૈવ દેવી વિશ્વમાં આરાધ્ય છે;
સ્વાનંદનું સામ્રાજ્ય એથી પ્રાપ્ત નિશ્ચિત થાય છે,
પણ ગુરુકૃપા એમાં પ્રથમ આવશ્યકીય જણાય છે. ૧૧



## સતી સાધ્વી

હરિગીત

જે સ્રી સહોદર જનક સમ પરપુરુષને માને સદા;
નિજ રમણમાં રતિ પૂર્ણ રાખે થાય વિમુખા નહિ કદા;

પતિદેવને પ્રભુ તુલ્ય માની રહે આજ્ઞાધારિણી;
સાધ્વી સતી તે સુન્દરી છે ઉભય કુલની તારિણી, ૧

પતિને જમાડી પ્રેમથી પોતે પછી ભોજન કરે;
પતિ થાય નિદ્રાધીન ત્યારે દેહ શય્યામાં ધરે;
પતિથી પ્રથમ જાગ્રત થઈ પતિચરણ ચાંપે ભાવથી;
તે સુન્દરી છે સતી એમાં રંચ પણ સંશય નથી. ૨

બોલે પ્રયોજન વિના એકે શબ્દ નહિ નિજ વદનથી
જે અલ્પ બોલે તે ય અતિશય મધુરતા ને વિનયથી;
લજ્જાલુતાને અલંકાર ગણી સદા જે ધારતી;
નિર્લજ્જ થાતી નહિ કદા તે સુન્દરી સાધ્વી સતી. ૩

સસરા તથા સાસૂ ઉભયને દેવ દેવી જાણતી;
નિજ સહોદર સમ દીયરોને જે સદૈવ પ્રમાણતી;
કોપાય જો કોઈ વડિલ તો નમ્રતા દર્શાવતી;
જે સ્વયં નહિ કોપાય તે નારી સતી છે ગુણવતી. ૪

સ્થિતિ હોય પતિની જે સદા સંતોષ તેમાં માનતી;
સુખદુઃખમાં પતિની સદા સમભાગિની સ્નેહે થતી;
સુખથી ધરે નહિ ગર્વ, ધારે દુઃખથી નહિ શોકને;
એવી સતી નારી મળે નર ભાગ્યશાળી કોકને. ૫

સ્વપ્ને ય જે સ્વચ્છન્દતાને સ્થલ ન દેતી હૃદયમાં;
પૂછી વડિલને કાર્ય કરતી લક્ષ રાખી વિનયમાં
પતિ મિત્રને નિજ મિત્ર, પતિના શત્રુને રિપુ લેખતી;
જે સદા પતિહિતવાદિની તે છે રમા રામા સતી. ૬

જે જીવ જાતાં પણ ન પાતિવ્રત્ય નારી ત્યાગતી;
જે લોભ કિંવા મોહથી ભ્રષ્ટ કદાપિ નથી થતી;

નિજ શુદ્ધતાને હિમાચલ સમ દૃઢ સદા જે રાખતી;
સીતાસુકન્યાપ્રતિમ છે તે સુન્દરી સાધ્વી સતી. ૭

શ્રદ્ધાલુતાથી ધર્મશાસ્ત્રોનું શ્રવણ કરતી રહે;
સાધ્વી સતીની કથાઓને હૃદયમાં ભરતી રહે;
બીભત્સ વાર્તાલાપને શ્રવણે કદાપિ ન સાંભળે;
જો હોય ભાગ્ય પ્રબળ તો નારી સતી એવી મળે. ૮

જો હોય નિજ પતિ અધમ તો પણ દેવ માની પૂજતી;
પતિદુર્ગુણોને વિનયથી જે કાઢવાને પ્રયતતી;
પતિને કરે જે બદ્ધ રામા નીતિસદ્‌ગુણપાશથી;
તે ધન્ય સાધ્વી મહાદેવી ઊતરી આકાશથી. ૯

જે સંગ કુલટા કામિનીનો કામિની કરતી નથી;
નિન્દા વદનથી કોઈની જે કદા ઉચ્ચરતી નથી;
અવકાશ વેળાને સદા વિભુભજનમાં જે ગાળતી;
તે સુન્દરી છે અસંશય સંસારમાં સાધ્વી સતી. ૧૦

ઇચ્છે નહિં સ્વાતંત્ર્ય, પતિતંત્રા થઈને વર્તતી;
નિજ આયુના ભોગે ય જે દીર્ઘાયુ પતિનું ઇચ્છતી;
પત્યર્થ પુત્રી પુત્ર જનની જનકને જે ત્યાગતી;
પ્રાણો ય અર્પે પતિચરણમાં તે રમા સાધ્વી સતી. ૧૧

દુર્ભાગ્યવશ પતિદેવ જો પરલોકવાસી થાય છે;
જે સ્મશાને પુલકિત વદનથી શીઘ્ર ચાલી જાય છે.
બાળી સજીવન દેહને સહગામિની પતિની થતી;
'કુલકામિની' એ નામને સાર્થક કરે છે તે સતી. ૧૨

કિંવા થતાં વિધવા ત્યજી સંસારસુખની લાલસા;
જે બ્રહ્મચર્ય અખંડ પાળે થાય ભક્તિભજનવશા;

પતિલોકમાં એ તપસ્યાના બળે અંતે જે જતી;
તે પૂજ્યપાદ સદૈવ છે સંસારમાં શ્યામા સતી, ૧૩

છે વિશ્વમાં વિખ્યાત વનિતા સતી ભારતવર્ષની;
અભિમાન છે તેથી પ્રભો હૈં દેશના ઉત્કર્ષની;
તે દેશની સત્કીર્તિ આ સંસારમાં શાશ્વત થતી;
તે દેશમાં બહુસંખ્ય જન્મે સુન્દરી એવી સતી. ૧૪

હું જન્મો માગું, હે પ્રભો, એવી સતીના ઉદરથી;
કે એ જ આકાંક્ષા સબળ ને અન્ય ઇચ્છા કૈં નથી;
નિજ નામમાં મારી મતી હું વિનવ લક્ષ્મી શ્રીમતી;
આપો મને હે જન્મ જન્મો જન્મદાત્રી મા સતી. ૧૫



## સત્ય સાધુ*

આર્યા ગીતિ

લક્ષ્મી લોભ ન મનમાં,જુએ વાસ્તવિક સુખ ને ત્રિભુવનમાં;
વિરાજીને આસનમાં, લીન રહે પરમાત્મારાધનમાં. ૫
સ્તુતિપાઠક નિન્દકને, સમાન માને ભેદભાવ છોડી;
ક્ષમાશીલતા ધારી, પાપીને પણ દે નહિ તરછોડી; ૬
જનની જનક સહોદર, સહોદરા, સુત, સુતા તથા જાયા;
ત્યજી સર્વની મમતા, ધરે હૃદયમાં ન કોઈની માયા. ૭
મિત્ર શત્રુમાં માને, ભેદ લેશ નહિ થઈ પક્ષપાતી.
પ્રભાતદિનાન્તરવિ સમ, રહે એકરંગી અપક્ષપાતી. ૮
પિયે કદાપિ ન મદિરા, માંસ ગિરાપર ધારે નહિ ભૂલે;
કોપે નહિ નિન્દાથી, સ્તુતિશ્રવણથી તેમ જ નહિ ફૂલે. ૯
શાસ્ત્રપઠનપાઠનથી, વધારતો જે અહોરાત્ર બુદ્ધિ;
ધર્મે ધૈર્ય ત્યજે નહિ, દઢ રાખે મનવચનકર્મશુદ્ધિ ૧૦
કદાપિ પરનિન્દાથી, ભ્રષ્ટ વદનને નથી જ જે કરતો;
પ્રિયતર સત્ય વદે જે, અપ્રિય સત્ય ન કદાપિ ઉચ્ચરતો. ૧૧
પ્રાતઃકાળે જાગે, સ્નાન કરી ધ્યાનમાં ત્વરિત લાગે;
આત્મમોક્ષને માગે, બંધનકર મોહશૃંખલા ભાગે. ૧૨
સર્વસંગનો ત્યાગી, નિસ્પૃહ નિષ્કામ કર્મ કરનારો;
સુકર્મફળની આશા, અંતઃકરણે કદા ન ધરનારો. ૧૩
અદ્વૈતમાર્ગગામી, દ્વૈતવિદારક સત્ય સાધુ ચાનો.
સત્ય સાધુ એવાનાં, સદા સ્નેહથી ગાઓ સ્તુતિગાનો. ૧૪
ચરણે શીર્ષ નમાવો, તથા મેળવો શુભ આશીર્વાદ;
એ નર નારાયણ છે, એ વાર્તા છે સદા નિર્વિવાદ. ૧૫



સિગારાદિ સ્વરૂપે રાખીએ પાવક સદા બળતો;
ન તેથી રોગ સાંસર્ગિક અમારા દેહને ગળતો. ૧૦

રહે છે સ્વચ્છ દંતો જો રહો તંબાકૂને ઘસતા,
ટળે દુર્ગંધ મુખનો દંત ધરણીપર નથી ઘસતા,
ન પાહરિયા[1] સમા રોગો કદા મુખમાં પ્રવેશે છે,
ઉદરના રોગ આંસૂ સારતા બહુ દૂર બેસે છે. ૧૧

ન હોયે જો કરી દેનાર કો તૈયાર હુક્કાનો,
સિગારેનું કરો સેવન કરીને ત્યાગ શંકાનો,
ન પામો જો સિગારો તો સિગારેટો પિયો ભાઈ,
ન તે પણ જો મળે તો બીડિયો ફૂંકી લિયો ભાઈ. ૧૨

ગરજ્ કે કોઈ પણ રૂપે કરો તંબાકૂની સેવા,
મળે જેથી તમોને આ જગત્માં મીઠડા મેવા,
ન વારંવાર આ નરજન્મ દુર્લભ જીવને મળતો,
ન તંબાકૂ વિના નરજન્મ એ, નર, ફૂલતો ફળતો ૧૩

કરો તંબાકૂનું સેવન શિરે ઋણભારને વેઠી,
ન તંબાકૂપ્રતિષ્ઠાને ગણો પીયૂષથી હેઠી,
મહાપીયૂષ તંબાકૂ વિકટ કલિમાં જનો જાણો;
થઈ ઉન્મત્ત તેથી તંબાકૂના સુખને સદા માણો. ૧૪

કર્યો તૈયાર છે ગડગુડનિનાદી આ લિયો હુક્કો;
વિમલ ભાગીરથી જળ છે ભર્યું એમાં, પિયો હુક્કો;
અજબ પુષ્પોભર્યો આનન્દથી એવો પિયો હુક્કો,
હુક્કા એ છે અમારી ટેક જુઓ જગમાં લિયો હુક્કો ૧૫

---

[1] પાહરિયા=એક પ્રકારનો અસાધ્ય [illegible] રોગ અથવા મુખરોગ

# હે દેવી વીરતે !

### વિષમ ચોરુખી

માનવજીવન શક્તિ તું જ છે, ભક્તિ, વિભૂતિ તું જ ગુણગણમાં;
સુખસરિતા, અનુરક્તિ તું જ છે, તું જ વિજયદાત્રી છે રણમાં. ૧

ભવકાનનની કલ્પલતા તું, કનકકમલિની માનસસરની;
ભૂરિ ભાગ્યની કંઠગતા તું, દીપશિખા તું તમમય ઘરની. ૨

દિવ્યા દેવી આર્યવંશની, પ્રણુયૅપ્રણુવની શ્રુતિસ્વરૂપા;
પ્રભા પ્રખર તું ધર્મહંસની, સદાચારની સ્મૃતિસ્વરૂપા. ૩

ધરા ત્રિવેણીની ધારા તું, મૂલનાશિની સર્વ પાપની;
શુદ્ધબુદ્ધિગતિ દુર્વારા તું, ક્લેશકર્તરી ત્રિવિધ તાપની. ૪

પ્રકૃતિ મૂલ તું સૃષ્ટિક્રમની, ઉચ્છેદિકા પુરુષબંધનની;
તું નિવારિણી હૃદયભ્રમની, સામગ્રી તું મનરંજનની. ૫

નિરાશ જનની તું આશા છે, આશ્રિતને સંતુષ્ટ કરે છે;
મૃતપ્રાયની સુશ્વાસા છે, ક્ષીણ હૃદયને પુષ્ટ કરે છે. ૬

કલારસિક કવિજનની કવિતા; ભૂષણભૂષિત ભાવભરી તું;
જડતાતમોવિદારક સવિતા, ભવસાગરતારિણી તરી તું. ૭

નહિ અબલા, દેવી ! તું પ્રબલા, મહિષમર્દિની કાલકલા છે;
કમલાસના સિન્ધુજા કમલા, દુર્જનમદનભની ચપલા છે, ૮

કંટકકુલનાશિની કાલિકા,–થતી અવસરે તું ભય ભાગી;
અસુરનાશિની સાધુપાલિકા, જાગ, વીરતે ! નિદ્રા ત્યાગી. ૯

આત્મશક્તિને ભૂલ ન દેવી !, સચેત થા વાંચી ઇતિહાસો;
વિલાસિતામાં ફૂલ ન દેવી !, થા ઉજ્જયિની કરી પ્રયાસો. ૧૦

## તંબાકૂમહિમાપંચદશી*

### (એક તંબાકૂસેવકના ઉદ્ગાર)

**હરિગીત**

ખરેખર છે અજબ તાસીર ખુશ્બૂદાર હુક્કાની;
ખુમારી ખુશ્નુમા આધા પછી છે, યાર, હુક્કાની;
ભરે બીમાર પણ જો ફુંક બે કે ચાર હુક્કાની;
ટળે બાદી પલકમાં એ કરામત, ધાર, હુક્કાની; ૧

શમાવી થાક તનનો મગજને રાહત બતાવે છે;
કહે છે સ્વર્ગને હુક્કો ધરા પર ખેંચી લાવે છે.
ધતૂરો ભાંગ ગાંજો બીજું પણ છે કેફની ચીજો;
પરંતુ કેફ તંબાકૂ સમો જોયો નહીં બીજો. ૨

ધતૂરો મોત લાવે, ભાંગ ગાંજો ભાન ભૂલાવે;
કસૂંબો ઊંઘનાં ઝોકાં દિવસ ને રાત ખવડાવે;
કરે દારૂ દીવાના એક પળમાં લોક દાનાને;
ગુડાકૂ માત્ર હુક્કાનો કરે દાના દીવાનાને. ૩

ગુડાકૂનો ન ચાખ્યો સ્વાદ ભવમાં અવતરી જેણે;
વૃથા અવતાર ખોયો, ભાઈઓ, એ જાણજો તેણે;
ન દેશી બીડીયો ફૂંકી, સિગારેટો નથી પીધી;
અરે તે પામરોએ ધૂળધાણી જન્મથી કીધી. ૪

---

*આ કાવ્ય મારા રચેલા "સંસારપારિજાત" (પૂર્વનામ "દગાબાજ દુનિયા") નાટકમાંથી અહીં વૃદ્ધિ તથા પરિવર્તન સહિત ઉદ્ધૃત કરવામાં આવ્યું છે. એ નાટક પુસ્તકરૂપમાં પ્રકાશિત થઈ ચૂક્યું છે.

ન જેણે સ્થાન મુખમાં માનથી દીધું સિગારોને;
ચલમ જેણે નથી ફૂંકી કરી એકત્ર યારોને;
મળ્યો તેને નથી માનો સુખદ સંસારનો લા'વો;
પિયો તંબાકૂ, સૂંઘો છીંકણી કે દાંતથી ચાવો. ૫

વદે વેદો પુરાણો 'અગ્નિમુખ છે બ્રાહ્મણો માનો';
યદા એ સત્ય છે તો ધૂમ્રપાની વિપ્ર છે જાણો;
[૧]સિગારેટાદિરૂપે અગ્નિને મુખમાં ધરે છે તે;
થઈને અગ્નિહોત્રી યજ્ઞ દિનરાત્રી કરે છે તે. ૬

કહે છે કોઈ 'તંબાકૂ ઉરોમાં છિદ્ર પાડે છે,
સદા નરદેહને તે રોગગર્તામાં પછાડે છે;
ન તેથી કોઈએ તંબાકૂને વર વસ્તુ ધારી છે;
સદા તંબાકૂ નામક વસ્તુ મારક છે, નઠારી છે!'. ૭

કથન એ ધૂમ્રપાનીની મહત્તાને બતાવે છે;
કરી તંબાકૂ ને તે ભસ્મ જનસેવા બજાવે છે;
ન ચિન્તા થાય છે નિજ હાનિની અણુમાત્ર પણ તેને;
સદા સંસારના કલ્યાણનું રહેતું સ્મરણ તેને. ૮

કહે વિજ્ઞાન 'પાવક વાયુને છે શુદ્ધ કરનારો;
ભયંકર રોગવર્ધક જંતુઓના જીવ હરનારો;
સળગતો અગ્નિને અષ્ટપ્રહર આગારમાં રાખો;
કરો આરોગ્યની રક્ષા અને રોગો હણી નાખો'. ૯

અમે વિજ્ઞાનના આદેશને આદર્શ માન્યો છે;
સદા આરોગ્યરક્ષક દુર્ગ પાવકને પ્રમાણ્યો છે;

---

૧ સિગારેટાદિરૂપે=સિગારેટ, સિગાર, બીડી તથા હુક્કા આદિ રૂપથી.

સિગારાદિ સ્વરૂપે શાખીએ પાવક સદા બળતો;
ન તેથી રોગ સાંસર્ગિક અમારા દેહને ગળતો. ૧૦

રહે છે સ્વચ્છ દંતો જો રહો તંબાકૂને ઘસતા;
ટળે દુર્ગંધ મુખનો દંત ધરણીપર નથી ધસતા;
ન પાહરિયા[1] સમા રોગો કદા મુખમાં પ્રવેશે છે;
ઉદરના રોગ આંસૂ સારતા બહુ દૂર બેસે છે. ૧૧

ન હોયે જો કરી દેનાર કો તૈયાર હુક્કાનો;
સિગારોનું કરો સેવન કરીને ત્યાગ શંકાનો;
ન પામો જો સિગારો તો સિગારેટો પિયો ભાઈ;
ન તે પણ જો મળે તો બીડિયો ફૂંકી લિયો ભાઈ. ૧૨

ગરજ્ કે કોઇ પણ રૂપે કરો તંબાકૂની સેવા;
મળે જેથી તમોને આ જગત્માં મીઠડા મેવા;
ન વારંવાર આ નરજન્મ દુર્લભ જીવને મળતો;
ન તંબાકૂ વિના નરજન્મ એ, નર, ફૂલતો ફળતો. ૧૩

કરો તંબાકૂનું સેવન શિરે ઋણભારને વેઠી;
ન તંબાકૂપ્રતિષ્ઠાને ગણો પીયૂષથી હેઠી;
મહાપીયૂષ તંબાકૂ વિકટ કલિમાં જનો જાણો;
થઇ ઉન્મત્ત તેથી તંબાકૂના સુખને સદા માણો. ૧૪

કચો તૈયાર છે ગુડગુડનિનાદી આ લિયો હુક્કો;
વિમલ ભાગીરથી જળ છે ભર્યું એમાં, પિયો હુક્કો;
અજબ ખૂબીભર્યો આનન્દથી એવો પિયો હુક્કો;
હુઆ એ છે અમારી કે જુગે જુગમાં જિયો હુક્કો. ૧૫

---

૧ પાહરિયા=એક પ્રકારનો અસાધ્ય કિંવા મહાકષ્ટસાધ્ય દંતરોગ અથવા મુખરોગ.

# હે દેવી વીરતે !

**વિષમ ચોપાઈ**

માનવજીવન શક્તિ તું જ છે, ભક્તિ, વિભૂતિ તું જ ગુણગણમાં;
સુખસરિતા, અનુરક્તિ તું જ છે, તું જ વિજયદાત્રી છે રણમાં. ૧
ભવકાનનની કલ્પલતા તું, કનકકમલિની માનસસરની;
ભૂરિ ભાગ્યની કંઠગતા તું, દીપશિખા તું તમમય ઘરની. ૨
દિવ્યા દેવી આર્યવંશની, પ્રણુર્યપ્રણવની શ્રુતિસ્વરૂપા;
પ્રભા પ્રખર તું ધર્મહંસની, સદાચારની સ્મૃતિસ્વરૂપા. ૩
ધરા ત્રિવેણીની ધારા તું, મૂલનાશિની સર્વ પાપની;
શુદ્ધબુદ્ધિગતિ દુર્વોરા તું, ક્લેશકર્તરી ત્રિવિધ તાપની. ૪
પ્રકૃતિ મૂલ તું સૃષ્ટિક્રમની, ઉચ્છેદિકા પુરુષબંધનની;
તું નિવારિણી હૃદયભ્રમની, સામગ્રી તું મનરંજનની. ૫
નિરાશ જનની તું આશા છે, આશ્રિતને સંતુષ્ટ કરે છે;
મૃતપ્રાયની સુશ્વાસા છે, ક્ષીણુ હૃદયને પુષ્ટ કરે છે. ૬
કલારસિક કવિજનની કવિતા; ભૂષણભૂષિત ભાવભરી તું;
જડતાતમોવિદારક સવિતા, ભવસાગરતારિણી તરી તું. ૭
નહિ અબલા, દેવી! તું પ્રબલા, મહિષમર્દિની કાલકલા છે;
કમલાસના સિન્ધુજા કમલા, દુર્જનમદનભની ચપલા છે, ૮
કંટકકુલનાશિની કાલિકા,–યતી અવસરે તું ભય ભાગી;
અસુરનાશિની સાધુપાલિકા, જાગ, વીરતે! નિદ્રા ત્યાગી. ૯
આત્મશક્તિને ભૂલ ન દેવી!, સચેત થા વાંચી ઇતિહાસો;
વિલાસિતામાં ફૂલ ન દેવી!, થા ઉજ્જયિની કરી પ્રયાસો. ૧૦

જાતિસ્વાધીનતા ખરી તું, પરાધીનતાવિનાશિકા છે;
શાશ્વત નિન્દાધ્વાંતહરી તું, કીર્તિદીપની પ્રકાશિકા છે. ૧૧

સ્વર્ગદિશાદર્શક ધ્રુવતારા, તું ભવસાગરના નાવિકની;
વીણા છે તું સુસ્વરતારા, ત્યાગરાગગાયક લાવિકની. ૧૨

કર્મ ભક્તિને જ્ઞાન તું જ છે, પ્રકૃતિ પુરુષ પણ તું છે, જનની !;
ધર્મ મુક્તિ ને ધ્યાન તું જ છે, નીતિ શંકરી તું સજ્જનની ૧૩

ન હોય યદિ તવ નિવાસ નરમાં, 'પંઢ' નામથી જન બોલાવે;
ન હોય યદિ તું સચરાચરમાં, પ્રલયકાળ અતિ સત્વર આવે. ૧૪

સંસારી કે સંન્યાસીની, સદૈવ તું આરાધ્યા દેવી !;
નર, દાનવ, સુર સ્વર્વાસીની, સદૈવ છે તું સાધ્યા દેવી ! ૧૫

કરું નમન તારાં શ્રીચરણે, ભક્તિ અનન્યા હૃદયે ધારી;
રહજે સંગિની જીવન મરણે, હે દેવી વીરતે ! અમારી. ૧૬



## હે જનની !

### રુચિરા

હે જનની ! તવ દિવ્ય ભાલમાં આદિકલા અવિરામ હસે;
તારાં કોમલ કરુણ નયનમાં અરુણરાગ અનુરાગ લસે;
તારા મંજુલ અધરકુંજમાં સ્નેહસુમન સુંદર ફૂલે;
તારા કલિત કંઠમાં શિશુની બાહુરત્નમાલા ઝૂલે. ૧

તારા પુણ્યસ્તન્યશૈલથી નીકળે મધુર સુધાધારા;
ગગને શશિ સમ સદૈવ શોભે અંકગગનમાં શિશુ તારા;
તારું શીતલ-શુદ્ધ-શાંતિમણિમંડિત હૃદયનિકેતન છે;
તું જ વિશ્વની આદિશક્તિ છે, તું જ વિશ્વનું જીવન છે. ૨

સ્વર્ગ રહે છે સદૈવ, જનની, તારાં પવિત્ર ચરણતળે;
જે પૂજે જનનીનાં ચરણો અવશ્ય તેને સ્વર્ગ મળે;
પ્રજોત્પાદિકા માતા! બ્રહ્મા તને જ હું તો જાણું છું;
પ્રજાપાલિકા છે તું તેથી વિષ્ણુ તને જ પ્રમાણું છું. ૩

તને જ મેં આરાધ્યા દેવીની સત્પદવી આપી છે,
તારી પ્રતિમા વિશ્વમંદિરે ભક્તિભાવથી સ્થાપી છે;
તારી પ્રતિમાના પૂજનથી સાર્થક માનવજન્મ કરૂં;
તારા અનંત ઉપકારોનું ધ્યાન અખંડ સદૈવ ધરૂં. ૪

કર જોડીને ઊભો છું તવ સમક્ષ, હે માતા! મારી;
આશીર્વાદ સહિત તું સ્થાપી દે મમ શિરે ભુજા તારી;
તારા ગુણગણની ગરિમાનાં ગાન સદા સુર પણ ગાતા;
જયજયકાર સદા હો તારો જગતીમાં હે પ્રિય માતા! ૫



## અર્ધાંગીનો અનુનય

રુચિરા

યૌવનવનના લલિત કુંજમાં નવવસંતશોભા આવી;
સરસ સુમનસંભાર આજ હું મધુર રુચિર ચૂંટી લાવી;
રસવિલાસપ્રિય મધુપમંડળે નથી કર્યું ચુંબન એને;
પ્રચંડ રવિના રશ્મિરાશિએ નથી કર્યું સ્પર્શન એને. ૧

ભાવસૂત્રથી ગુંથ્યાં એમને માલા લલિત બનાવી છે;
પ્રેમપાત્રમાં રાખી માલા, નાથ, કિંકરી લાવી છે;
કંઠદેશના આલિંગનની, કરકમળોમાં મળવાની;
સ્પર્ધા કેમ રખાય તમારા વિમલ હૃદયમાં ફળવાની!

છતાંય છે જે ઇચ્છા મારી, નાથ, પૂર્ણ તે કરી દેશો;
ચરણસ્પર્શવડે માલામાં પવિત્રતાને ભરી દેશો;
પતિચરણોનો સ્પર્શ એ જ છે કૃતાર્થતા આ માલાની;
વિનંતિ, સ્વામિન્, સ્વીકારી લ્યો અર્ધાંગી આ બાલાની. ૩

જો આ માલાને આ શ્રીચરણોનો આજે સ્પર્શ થશે;
તો આ માલાની સ્વર્ગે સુરબાલાઓ સ્પર્ધા કરશે;
ઉભય લોકમાં અદ્વિતીય થાશે ગૌરવ આ માલાનું;
નારીજન્મ થશે સાર્થક આ દીન માનવી બાલાનું. ૪

પ્રાણ, એટલી કૃપા કરો, આ ઉદારતાને દર્શાવો;
દયાગગનથી અનુકંપાની અમૃતવૃષ્ટિને વર્ષાવો;
કર્ણ તુલ્ય દાતા છો, વલ્લભ, રતિ ધારી રતિદાન કરો;
થાય સફળ દાંપત્ય વિશ્વમાં તેવું દિવ્ય વિધાન કરો. ૫



## પરનારી

### હરિગીત

સ્વાદિષ્ટ ફળ શું રાવણે સીતાહરણથી મેળવ્યું?
કલ્યાણ પાંચાલી[1] હરણથી જયદ્રથનું શું થયું?
વ્યભિચારથી સુરનાથ[2] ભૂંડાં ચિહ્નથી અંકિત થયો;
વ્યભિચારથી ક્ષયરોગભોગી નિશાવલ્લભ[3] થૈ ગયો. ૧

પામ્યો પરાજય યુદ્ધમાં નૃપ કરણઘેલો યવનથી
ગૈ રાજ્યલક્ષ્મી તેમ પત્ની સુતા પણ ગૈ સદનથી;

---

૧ પાંચાલી=પાંડવપત્ની દ્રૌપદી. ૨ સુરનાથ=ઈન્દ્ર ૩ નિશાવલ્લભ=ચન્દ્ર.

અજ્ઞાતવાસ વિશે થયું તેનું મરણ એ ખ્યાત છે;
વ્યભિચારનો આ વિશ્વમાં આવો વિકટ આઘાત છે. ૨
ગ્રંથસ્થ વિદ્યા વ્યર્થ છે એ કથા જેમ વદાય છે;
જ્યમ સદા પરગૃહવાસિની લક્ષ્મી વૃથા લેખાય છે;
પરતંત્ર માનવનો વૃથા અવતાર જેમ મનાય છે;
પરદાર[1]ભોગવિલાસસુખ પણ વૃથા તેમ ગણાય છે. ૩
પરદાર છે દીપકશિખા, વ્યભિચારી પુરુષ પતંગ છે;
પરદારદીપસ્પર્શથી બાળે પુરુષ નિજ અંગ છે;
જ્યમ દીપને ચિન્તા પતંગવિનાશની હોતી નથી;
પરદારે ત્યમ વ્યભિચારી નરના નિધન[2]થી શોતી નથી. ૪
પરદારનું સૌન્દર્ય જીવનહાર વિદ્યુત્પાત છે;
પરદારસુખનો શ્વાસ સંકટકાર ઝંઝાવાત છે;
પરદારકાયા અનલની જ્વાલા સદૈવ ભયંકરી;
બન્ને ભુજા છે પરસ્ત્રીની નાગિની બે વિષભરી. ૫
પરદાર હરતી પલકમાં દર્શનવડે નરચિત્તને;
હરતી તથા તે સ્પર્શથી તત્કાળ નરના વિત્ત[3]ને;
સંભોગથી હરતી સદા નરશુક્ર[4]ને હૃદયે વસી;
તેથી પરસ્ત્રીને કહી વિદ્વજ્જનોએ રાક્ષસી ૬
વ્યભિચારિણી જે પતિદ્રોહ કરી થતી અભિસારિકા[5]
તે શ્રેય[6] કરશે શું તમારૂં, કહો, મહિલા મારિકા?[7]
ધન તથા બળનો ક્ષય થતાં તે ત્વરિત તમને ત્યાગશે;
વસુશક્તિમંડિત અન્ય નરના પ્રેમપંથે લાગશે. ૭

---

૧ પરદાર=પરસ્ત્રી, પરનારી ૨ નિધન=મૃત્યુ; મરણ. ૩ વિત્ત=ધન. ૪ શુક્ર=વીર્ય. ૫ અભિસારિકા=સંધ્યાકાળ પછી ગુપ્ત રીતે પોતાના જાર પાસે જનારી વ્યભિચારિણી સ્ત્રી. ૬ શ્રેય=કલ્યાણ. ૭ મારિકા=મૃત્યુ નિપજાવનારી.

અતિકષ્ટદાયક સદા પરનારી નરકનું દ્વાર છે;
રમણીયતામાં ભયંકરતાનો ભર્યો ભંડાર છે;
ભવસાગરે ગુરુ[1] લોહનૌકારૂપ એ પરદાર છે;
નહિ કોઇ નરનો પરસ્ત્રીથી થયો બેડો પાર છે, ૮
કુચરૂપ દુર્ગમ શૈલ[2]નો જેમાં સદા વિસ્તાર છે;
પરદારકાયારૂપ તે અતિ ભયંકર કાન્તાર[3] છે;
જો વિકૃત માનસ[4] પથિક[5] એ વનમાં પ્રવેશી જાય છે;
તો મદન તસ્કર હસ્તથી લૂંટાય છે, રેંસાય છે. ૯
પરદારના વ્યામોહને, હે ભદ્ર પુરુષ પરીહરો;
પરદાર છે વિષવલ્લરી એ સત્યને હૃદયે ધરો;
માની સુધા એ વિષલતાને ભ્રાંતિથી આલિંગશો;
તત્કાળ નષ્ટભ્રષ્ટ વિષપરિણામથી વિશ્વે થશો, ૧૦



## મયંક

### સવૈયા એકત્રીસા

પ્રકૃતિદેવિમુક્તામાલામણિ, ગગનગેહના સુરત્નદીપ;
ભવ્ય તિલક દિગ્વધૂભાલના, મંજુલતાના દિવ્ય દ્વીપ;
નિશાસુન્દરીના પ્રિય વલ્લભ, કલિત કૌમુદીના આધાર;
વિપુલલોકલોચનપુલકિતકર, નલિનીપ્રિયતમ શોભાસાર; ૧
ચકોરના જીવન-અવલંબન, સુન્દરતાના ચિરપ્રભાવ;
હે મહિલાસુખમંડલમંડન, ભાવિક માનસના અનુભાવ;

---

૧ ગુરુ=ભારી ૨ શૈલ=પર્વત. ૩ કાન્તાર=અરણ્ય ૪ માનસ=મન. ૫ પથિક=પ્રવાસી

નિદાઘકાલિક સુધાસ્રોત ને શરત્કાલના શુભ શૃંગાર;
કવિજનના ઉપમાન નિરંતર, સુખકર શીતલતાભંડાર. ૨

યુવતીહૃદયમદનપરિચાયક, વસન્તના સુસહાયક મિત્ર;
નાનાવિધ કમનીય કલાધર, કલાભિજ્ઞ—આનંદ પવિત્ર;
ચન્દ્રકાન્તના[૧] દ્રાવક, ગિરિજાપતિના[૨] મસ્તકપર વસનાર;
ઔષધિઓના ઇશ જગતને નવીન જીવન સમર્પનાર. ૩

દક્ષસુતા રોહિણી કામિનીના રમણીય રમણ[૩] રસધાર;
તારામંડળમધ્યવિહારી, વૃદ્ધિક્ષયના ચિર અવતાર;
પ્રકાશનાયક અંધકારરિપુ, હે સૌમ્ય ગ્રહ! અતિ વિખ્યાત;
પ્રવાસમાં યદિ સન્મુખવર્તી, કદાપિ થાય ન કૈં ઉત્પાત. ૪

ચંદ્રવંશના આદિ પુરુષ, હે ગોલક સુંદર રજતશ્વેત;
કયો કેમ અસ્તંગત થાવાનો અત્યારે તેં સંકેત?;
રુદન કરાવી અવનીતલને, કરી શૂન્ય રાકા[૪]નો અંક;
કાલજલધિમાં ડૂબી રહ્યો છે, કલાહીન થૈ કલિત મયંક[૫]! ૫

## કવિ

### સવૈયા એકત્રીસા

મુગ્ધકાન્ત કવિ જાગ્રતલોચન, રસિકશિરોમણિ વિશ્વવિલાસ;
નન્દનકાનનપારિજાત કવિ, વિશ્વમુકુટ રમણીપરિહાસ;
વશીકરણ, બંધન, અભિનંદન, કવિ અનંગરસ રંગ ઉમંગ;
છે કવિજન વિનોદનિશિદીપક, કવિતા સુંદર તાલતરંગ ૧

---

૧ ચન્દ્રકાન્ત=એક પ્રકારનો વિશિષ્ટ મણિ કે જે ચન્દ્રકિરણના સ્પર્શથી દ્રવીભૂત થવા માંડે છે. ૨ ગિરિજાપતિ=મહાદેવ. ૩ રમણ=પતિ. ૪ રાકા=પૂર્ણિમાની રાત્રિ. ૫ મયંક=ચન્દ્ર.

સ્વપ્નરાજ્યના ચતુર પથિક છે, ભ્રાન્તદિશા–અવલોકનકાર;
સંજીવની સુધા વર્ષાવે, કવિનું હૃદય શાન્તિભંડાર;
દુઃખજર્જરિત જન્મભૂમિનાં અશ્રુ લૂછતા કવિ રણધીર;
જાગ્રત કરી રહ્યા છે ભૈરવ રવથી નિદ્રિત દેશશરીર. ૨

પીડિત બાલક, યુવક, વૃદ્ધના સાંભળતા કવિ શોરબકોર;
લોલ વૃન્ત વિક્ષિપ્ત પત્ર સમ, ઉઠાવતા ઉર કષ્ટ કઠોર;
ઉત્તેજિત કરતો પ્રતિપલ કવિજનનો અતિશય મૃદુલ મૃદંગ;
રુધિરલિપ્ત કવિ ઊભા રણમાં, નગ્નદેહ બદલી મુખરંગ. ૩

રાજમુકુટ ધારીને સૂતા, ભૂમિ–અંકમાં કવિ સાનન્દ;
વીણાવાદનલીન રહે છે ગાતા મુખથી સરસ સુછન્દ;
કવિજન છે સૌન્દર્યબુભુક્ષિત, ચિન્તામાં ગાળે દિન રાત;
પ્રભાતરવિ સમ આવ્યા છે કવિ જોવાને અહીં જગત્પ્રપાત. ૪

પ્રભાત કે મધ્યાહ્ન, સુસંધ્યા હોય ભયંકર નિશીથકાલ;
હોય નિકેતન, ઉપવન કિંવા પર્વત કે જંગલ વિકરાલ;
જ્યારે ને જ્યાં સંમોહક છવિ નિજ સૌન્દર્ય પ્રસારે છે;
ઉન્માદી થૈ કવિ તે છવિને હૃદયપટલમાં ધારે છે. ૫

પ્રવેશી ઉરમાં, મૃદુ અધરોમાં, નયનોમાં અવિરત સુકુમાર;
ભરી લેતા વસુમતી પ્રાણમાં, હર્ષિત થૈ વિજ્ઞાન ઉદાર;
કવિજન કવિતા બાલા સંગે નિત્ય કરે વાણીકલ્લોલ;
ન કોઈથી પણ દબાય શાશ્વત વિદ્રોહી કવિ લોહિત લોલ; ૬

કવિજન મહાનિરંકુશ ઉદ્ભટ છે સ્વતંત્ર જીવન–ઇતિહાસ;
કવિચ્છટા દીપાવલિ સમ છે જ્યોતિવિલાસ તથા પરિહાસ;
રુષ્ટ થતાં કવિ ભ્રમણ કરે છે શીઘ્ર સુદર્શન ચક્ર સમાન;
અગ્નિ પાથરે શત્રુમાર્ગમાં કરી કોપમદિરાનું પાન. ૭

અતલ, વિતલ પાતાલ તલાતલ, અનલ અનિલ અંબર શિવ શેષ;
પર્ણ સમાન સદા કંપે છે કવિનો જોઇ કોપાવેશ;
કવિ છે સમીરની મૃદુ લહરી, કવિતા છે કવિમાં તલ્લીન;
કવિ નવરંગભૂમિ, કવિતા છે એક રસીલી નટી નવીન. ૮

તેનો રણુક ઝણુક રવ મનમાં, નિત્ય નાચતો ઉષા સમાન;
સિંધુ—અંકમાં જયમ નિર્ઝરિણી રમતી ને ગાતી મૃદુ ગાન;
વારંવાર નમાવે મસ્તક નવ રસ ઉભા રહી કવિ પાસ;
સ્નિગ્ધસ્મિતવિદ્યુન્મંડિત છવિ ચમત્કાર છે, કવિ ન ઉદાસ. ૯

કવિ યૌવનવનની સુકથા છે, મૃદુલ મલયલહરી ઉન્મત્ત,
કવિ ભારતીભક્ત, ભાષા છે તનુમનથી કવિમાં આસક્ત;
કુંજ નિકુંજે વિવિધ જાતિનાં હસતાં મધુર સુમન સુકુમાર,
ઉડતાં પ્રમત્ત અલિકુલ, કરતો વસન્તનો મૃદુ વાયુ વિહાર.૧૦

કવિ કિશોરથી વૃદ્ધ થયા તો પણ નવીન છે સ્નેહોત્સાહ;
સ્થલ તે શોધે જ્યાં વહાવતી રૂપગર્વિતા રતિપ્રવાહ;
ઘનશ્યામ મેઘો સુનીલ નભ, તડિદ્દામ રવિકર સંહાર;
ઝંઝાવાત અસહ્ય, ચપલ મન, રુદ્ધકુટી, રલ ધૂમિલ દ્વાર;૧૧

દર્દુરગીત, શૂન્ય પથ નિર્મલ, ભીષણ ગર્જન, મૃદુ ખગતાન;
વિશદ કદંબતળે કવિ લખતા વર્ષાકાવ્ય ધરીને ધ્યાન;
ત્યજી ઘૂંઘટપટ પ્રીતિસુન્દરી વર્ણે વર્ણમાં કરતી નૃત્ય,
વિશ્વવૈભવો, વિમલવિષયસુખ કવિ ભોગવતા થૈ કૃતકૃત્ય.૧૨

જે પદાર્થને માની નહિવત્ વિસારતો સત્વર સંસાર;
મંથન કરીને કવિ તેમાંથી કાઢી લેતા અમૂલ્ય સાર,
ઘોર નિદાઘે લતાકુંજમાં છુપતાં યે મૃતતુલ્ય વિહંગ;
સૂતાં વિહ્વલ થૈ કુરંગદલ હરિણીદલનો ત્યાગી સંગ.૧૩

નેત્ર બંધ અભિશપ્ત પથિકનાં, પૃથ્વી તપતી તવા સમાન;
કવિ નિર્જન મરુભૂમિમધ્યમાં સ્થિર થઈ આલાપે છે ગાન;
મદોન્મત્ત વન ઉપવન સરિતા, કિંશુક કેશર તાલ તમાલ;
હસતાં સુંદર બકુલ માલતી, શિખર શેલ અલિ મત્ત મરાલ.૧૪

મૌન ધરે ગોધૂલિ સમયમાં કોકિલ મયૂર કૂજનકાર;
તે વેળા કલ્પના સુકવિની અસ્થિર થાતી વારંવાર;
યુવતિવિરહિણીના અશ્રુથી સિંચિત કરતા કવિ ઉરધામ;
હરિણાક્ષીની ચંચલતાને દે નિજ ચક્ષુ વિષે વિશ્રામ.૧૫

મૌન ધરી મૂર્છિત સમ પડતા વિરહરોગમાં થૈ અજ્ઞાન;
કવિજનની છે મધુર રાગિણી મિલને ક્ષુધાતુર મૃત્યુ સમાન
ઉન્માદક કવિહાસ્ય વિલોકી મત્ત થાય ભોગી સંસાર;
નવસાહિત્યલલાટકેન્દ્રમાં પ્રદીપ્ત કવિનો પ્રેમવિહાર.૧૬

કવિ ખદ્યોત નથી; પણ કવિ છે ઉદીયમાન સદા શ્રીમાન;
કવિપ્રભાના પ્રખર તેજથી રવિયમંડળ પણ થાતી મ્લાન;
કવિ ઉત્પાદક કાવ્યસૃષ્ટિના વિશ્વોત્પાદક વિભુસ્વરૂપ;
સર્વવ્યાપક, શાશ્વત ને સર્વજ્ઞ બ્રહ્મ સમ છે કવિ ભૂપ.૧૭



## પ્રિયતમની પ્રતિમા

સવૈયા એકત્રીસા

અમરલોકની હે વિધુબાલે, મનુજધામની જ્યોતિ લલામ;
કલિત કલ્પના કુંજવાસિની હૃદયદીપ્તિ દેવી નિષ્કામ;
દીપશિખા સુરમૂર્તિમંદિરની, ભાવભવનની લીલા લોલ;
ભવ્ય છટા ભગવાનભક્તિની, પરમપ્રેમારાશિ અમોલ. ૧

જીવ વિના પણ સજીવના સમ જીવનમાયાહાસ્યવિતાન;
આશાની બહુમૂલ્ય વલ્લરી, અભિલાષની મણી દ્યુતિમાનઃ
પ્રિયતમની પ્રતિકૃતિ હે પ્રતિમે ? હૃદયધનિકની તું સર્વસ્વ;
આત્મદાનની દિવ્યભોગિની, મિલનમંત્રની માત્રા હ્રસ્વ. ૨
આરાધનની મધુર ધારણા, અભિનન્દનની નિર્મલ કાન્તિ;
ધ્યાનગગનની કલા અધૂમિલ, નિપટ નિરાશાની ચિરશાન્તિ;
વિશ્વરાગની વર્ણમાલિકે, તત્ત્વબોધવિધિ તું અનુકૂલ;
હે વિરાટની ક્ષુદ્ર કન્યકે, મનોયોગની સાધન મૂલ. ૩
મારા જીવનધનની પ્રતિમે ? કર તું નયનસદનમાં વાસ;
પુનીત ભાવો પુલકાવી દે, છલકાવી દે હૃદયોલ્લાસ;
ધોઇ તેમનાં ચરણોને હું, કરી લઉં ચરણામૃતપાન;
તરી જાઉં જનતા સમક્ષ હું ગાઈ તારું ગૌરવગાન. ૪



## અશ્રુ

લડીમાં લટક્યા છો બે ચાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં
વિલોકયો જીવનસૂત્રવિકાસ, તમોને જોયા ચારે પાસ;
જગત્‌ની જલમયતાના અંપ, કહો, શું તમો જ છો ચિરકંપ ?;
સૃષ્ટિના સ્નેહસિન્ધુના સાર,
અહો ! અશ્રુ, ઉર મુક્તાહાર–લડીમાં.
કહો, શું કરુણાકણ છો તમો ? લલિત લજ્જાલક્ષણ છો તમો ?;
કહો,છો વિપત્તિનામણ તમો ? પતિતના કિંવા પણ છો તમો ?;
અલૌકિક આશાના આધાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં

તમે છો માતાની મમતા, તમે છો શૈશવની ક્ષમતા;
તમારી ભોળી ભાવુકતા, થતી માનવની નન્ધલતા;
વિશ્વના વશીકરણું વ્યાપાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં
પ્રણયના તમે જ પાવન દૂત; ધર્મના તમે જ ધાવન પૂત;
લગ્નના લાલ તમે જ પ્રભૂત, સ્મરણના તમે જ છો છબૂત;
મૌનના અંક મંડલાકાર,
અહો ! અશ્રુ ઉરમુક્તાહાર–લડીમાં.
ધરો જ્યારે શ્રદ્ધાંજલિરૂપ, રીઝતો હરિ ભૂપોનો ભૂપ;
પ્રેમજલથી છલકાતો કૂપ, કરો છો પ્રેમાગરનો મૂપ;
ભક્તિના તરલ તરંગિત તાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં
માનના મૃદુ આભરણ તમો, અર્ધ્ય–અર્ચન–ઉપકરણ તમો;
શાંતિના સુન્દર શરણ તમો, ધોઇ લ્યો પ્રિયતમ–ચરણ તમો;
અકિંચનના અમૂલ્ય ઉપહાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં.
તમો જો થશો સ્રોત વિકરાલ, પ્રલયનો નિકટ આવશે કાલ;
નિમજ્જિત વિશ્વ થશે તત્કાલ, તણાશે વૃદ્ધ યુવક ને બાલ;
સૃષ્ટિના છો ભીષણ સંહાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં.
રહેજો સુશાંત સૌમ્ય સદાય, કોઇને કાંઇ ન થાય અપાય;
દયા નહિ દૂર રંચ પણ જાય, કોપની છટા ન લેશ જણાય;
ક્ષમાના દિવ્ય ભવ્ય ભંડાર,
અહો ! અશ્રુ, ઉરમુક્તાહાર–લડીમાં

❀

# સર્વવ્યાપક ભાવ

## રુચિરા તથા સવૈયાએકત્રીસા

નલિનીના નયનોન્મીલનમાં છે ભાવોનો સદા વિકાસ;
મૂક ગગનના મુખમંડળમાં છે ભાવોનો ચિર ઉલ્લાસ;
પ્રબલ અનલની જ્વાલાઓમાં છે ભાવોનો તમોચ્છવાસ;
પંશુઓના સંકેત મૂક છે છતાંય તેમાં ભાવવિલાસ; ૧
ઉદય અસ્ત તેજોમય રવિના, ભવ્ય ભાવથી મંડિત છે;
હિમકરની હિમસ્રાવકતા અતિદિવ્ય ભાવથી મંડિત છે;
પરિવર્તનશીલતા પ્રકૃતિની, નવ્ય ભાવથી મંડિત છે.
સુધાવર્ષિતા મેઘરાજની, સવ્ય ભાવથી મંડિત છે. ૨

ભાવરૂપ વિભુએ ઘટઘટમાં ભાવોનો સમુદાય ભર્યો;
વીચિવિકલસરિતાના તટમાં ભાવોનો સમુદાય ભર્યો;
સુવતીના અવગુંઠનપટમાં ભાવોનો સમુદાય ભર્યો;
પ્રમદાનાં બે નયન વિકટમાં ભાવોનો સમુદાય ભર્યો. ૩
જનનીના સુસ્નિગ્ધ શબ્દમાં, ઉત્સુકતાનો ભાવ વસે;
શિશુના નિર્જતાહીન હાવમાં, વ્યાપકતાનો ભાવ વસે;
આત્મજ્ઞાનીના લોચનમાં, માદકતાનો ભાવ વસે;
ભક્ત જનોના વિમલ હૃદયમાં સાધકતાનો ભાવ વસે; ૪

મંત્રમુગ્ધ કરતો મનુષ્યને હૃદયહાર વીણાઝંકાર,
કોઈ રાગથી દુઃખ, કોઈથી સુખ પામે છે આ સંસાર;
ક્વચિત્ ક્લાન્તિનો ક્વચિત્ શાન્તિનો થતો હૃદયમાં જે સંચાર;
એ સમસ્ત છે વીણાગત નાનાવિધ ભાવોનો અધિકાર. ૫
કોઈ શબ્દથી હર્ષ કોઈથી વિસ્મય તથા વિષાદ થતો;
કોઈ શબ્દથી તાપ, કોઈથી અચલ પ્રબલ પ્રમાદ થતો;

કોઈ શબ્દથી રોષ, કોઈથી મોહજન્ય ઉન્માદ થતો;
શબ્દભાવનો પ્રભાવ એ જે હૃદયે નિર્મર્યાદ થતો. ૬
સરિતાઓ સાગરને પામી થઇ જાતી તત્કાલ વિલીન;
પ્રજા થતી અદ્વૈતવાદિની દ્વૈતવાદથી થઈ વિહીન;
પ્રેમોપહાર માની ખાતા અંગારકને ચકોર દીન;
સકલ રાગ ને વિરાગ છે એ સદા વિશ્વમાં ભાવાધીન. ૭
કવિતા ભાવોનો સંચય છે, કવિ છે ભાવોનો ભંડાર;
કિન્તુ કરે છે ભાવહીન કવિ કવિતા દેવીનો સંહાર;
ભાવાભાવ-કરોથી કરતા, કવિતાનો કૃત્રિમ શૃંગાર;
ભાવહીન કવિથી ઉત્તમ છે, ભાવયુક્ત પશુનો વિસ્તાર. ૮



## આત્મબલિદાન

### ચોઠલી

એકલો છું ચિન્તા કૈં નથી, વિરોધી વિશ્વ ભલે થૈ જાય;
સિંહ એકાકી, તેનો માર્ગ, કોઇથી કદાપિ નહિ રોકાય. ૧
વિઘ્ન ઘન ઘોર ઘટા વિસ્તરે, રહે તેનો અવિચલ અનુરાગ;
લગાડી દેશે થૈ તૃણરૂપ, તમારી સર્વ શક્તિમાં આગ. ૨
લેખિની જ્યારે કપાઈ જાય, લખાતું ત્યારે તેથી ચિત્ર;
વૃક્ષ છંટાઈ જાતાં પુનઃ વિશ્વને અર્પે નવીન પત્ર. ૩
અનેક સુપુષ્પોનું બલિદાન, બનાવે બિન્દુ એક જે ઇત્ર;[1]
અમર થાવાને સત્વર કરો, વીરનર આત્મોત્સર્ગ પવિત્ર ૪
મળે નહિ મૃત્યુ વિના રે સ્વર્ગ, વિધાતાનું છે, એ જ નિધાન;
યશોભાગી થાવાને આર્ય, કરો, થૈ અભય, આત્મબલિદાન. ૫

---

૧ ઇત્ર=અતર, પુષ્પોનું સૌગન્ધિક સત્વ.

## વન્દનીય વિશ્વપા

### રુચિરા

આદિ સૃષ્ટિમાં સ્વર્ણગર્ભ પતિ હતો સૃષ્ટ ભૂતોનો જે;
કેવલ એક જ વિશ્વસ્વામી, પિતા પ્રાણિ પૂતોનો જે;
ઊર્ધ્વ વ્યોમ નિમ્ન અવનીતલનો જે રચનાકારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૧
આત્મદ ને બલદાયક ભવનો, જેનો ભવ પૂજારી છે;
ઉપાસ્ય દેવોનો, જેનાથી સૃષ્ટિ સુશાસિત સારી છે;
છાયા મૃત્યુ સુધા છે જે ને જે અનાદિ અવિકારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૨
જડ જંગમ સચરાચરનો જે સ્વામી સબલ સુખદાય છે;
ગુરુ, સ્વયંભૂ, સર્વોત્તમ, ભવનાયક, વિશ્વવિધાયક છે;
ભૂચર જલચર, નભચરનો જે સદૈવ પોષણકારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૩
સરિતા સિન્ધુ સરોવર રૂપે પ્રકટી જેની રસધારા
ઉપજાવ્યા જેના મહિમાએ ગગનવિહારી ગિરિ સારા;
દિશા–ઉપદિશારૂપ બાહુ જેના અનન્તવિસ્તારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૪
નીલાંબર નભમંડળને જેણે સ્તબ્ધતા સમર્પી છે;
ઉપરિ સ્વર્ગ રચી જેણે વસુધાને સ્થિરતા અર્પી છે;
દીપ્ત વિમાન સમાન રચ્યું અંતરિક્ષ આ સુખકારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૫
જેની શરણપ્રાપ્તિવડે ક્રન્દસી હૃદયમાં હર્ષાતા
ઈહ પરલોક સદા નિજ મનમાં જેના મહિમાને ગાતા;

જેની સુદીપ્તિથી જ દિવાકર તેજોમય તમહારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૬
વિસ્તૃત વિશાલ વિશ્વવ્યાપી વરુણ રૂપ સુંદર જેનું;
સ્વગર્ભથી પાવક નિપજાવ્યો મહત્ત્વ છે ગુરુતર જેનું;
જેનાથી જીવન પામી સુરનો સમૂહ સુખધારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૭

જેણે નિજ પાનીયરૂપથી યજ્ઞ-અગ્નિ ઉપજાવ્યો છે;
જેણે નિજ કૃત ભવને અતિશય મહિમાપૂર્ણ બનાવ્યો છે;
જે દેવાધિદેવ દેવોનો જ્ઞેય ધ્યેય જયકારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૮

સ્વર્ગરચયિતા, પૃથ્વીનો જે પાલક પિતા પુરાતન છે;
સત્યધર્મ સર્વેશ્વર સુખકર જે સદૈવ જનજીવન છે;
જેણે ગગને સ્થિર થઈ શશિતારામંડળછવિ ધારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૯

જે ચક્રીએ રચી વિશ્વની જડચેતનરૂપા કાયા;
શાશ્વત નિયમિત રહે ચાલતી જેનાથી મહતી માયા;
શુભા પ્રાર્થના જેણે નરની કદા ન અસ્વીકારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૧૦

નિરાકાર જે, નરાકાર જે તથૈવ નીરાકાર ધરે;
સાધુ જનોની રક્ષામાટે દુષ્ટોનો સંહાર કરે;
ધર્મસ્થાપક યુગયુગનો જે નાનાવિધ અવતારી છે;
તે જ આપણા હવ્ય કવ્ય ને વંદનનો અધિકારી છે. ૧૧



## " વરવાથી મરવું ભલું !"

સોરઠા

થૈને જે વંઠેલ, ફાટલ ભૂંડી ભામિની;
કરવા માંડે ફેલ, વરવાથી મરવું ભલું ! ૧

વાંક વિના વઢવાડ, કરતાં જે લાજે નહીં;
પાડે મોટી રાડ, વરવાથી મરવું ભલું ! ૨

હસવું ને વળી હાણ, થાતાં લોકસમૂહમાં;
નિત્ય નવી મોકાણ, વરવાથી મરવું ભલું ! ૩

કરવા કાળો કેર, જાણે ભવમાં અવતરી,
વેરણ થઈ લે વેર, વરવાથી મરવું ભલું ! ૪

ભારી અનીતિ અમાપ, નહીં નિરખતી નીતિને;
ગણે ન પાપ અપાપ, વરવાથી મરવું ભલું ! ૫

રચે પ્રપંચ અનેક, ભોળા પતિને ભક્ષવા;
છટેલ નારી છેક, વરવાથી મરવું ભલું ! ૬

પતિને માની દાસ, હુકમ કરે મન માનતા;
માતો નથી મિજાસ, વરવાથી મરવું ભલું ! ૭

બોલે કડવા બોલ, ધરે ન લજ્જા લોકની;
ધણીને મારે ધોલ, વરવાથી મરવું ભલું ! ૮

લંપટ ને વળી લાંઠ, સમજાવી સમજે નહીં;
કૂડી કોઠા કાંઠ, વરવાથી મરવું ભલું ! ૯

ભ્રૂણ ચઢાવે નેણ, નહિ કંટાળે કલેશથી;
વદતી વિષમય વેણ, વરવાથી મરવું ભલું ! ૧૦

સ્વાર્થ સાધવા નાર; મારે મોહનમંત્રથી;
સ્નેહ નહીં તિલભાર, વરવાથી મરવું ભલું ! ૧૧

નારી થે નાદાન, વર્તે સ્વેચ્છાચારથી;
ધરે ન શિક્ષા કાન, વરવાથી મરવું ભલું ! ૧૨

ગણે ન દિન કે રાત, કામવાસનાતૃપ્તિમાં;
પિશાચિકા સાક્ષાત, વરવાથી મરવું ભલું ! ૧૩

ભલો સદા વનવાસ, ભલી વિધુરતા ભાસતી;
નારી દે જો ત્રાસ, વરવાથી મરવું ભલું ! ૧૪

ઉત્તમ વનિતાક્ષેત્ર, દેનારૂં સંતાન ફળ,
પણ જો ચંચળ નેત્ર, વરવાથી મરવું ભલું ! ૧૫

લૂંગળ વિના ભવાઇ, કરતી જે ભરથારની;
લૂંડી એવી, ભાઇ, વરવાથી મરવું ભલું ! ૧૬

બહુ સારી તલવાર, વાઢે માથું તરત જે;
ભૂંડી ભ્રષ્ટા નાર, વરવાથી મરવું ભલું ! ૧૭

વ્હાલા સાથે વેર, વેરીને વ્હાલાં કરે;
કરે સુધાને ઝેર, વરવાથી મરવું ભલું ! ૧૮

લેતી સીધી વાટ, જો મનધાર્યું થાય નહિ;
ડરે ન ઘડતાં ઘાટ, વરવાથી મરવું ભલું ! ૧૯

શૂરવીર વિદ્વાન, હાર્યા હોડે નારથી;
કાઢયો સાર નિદાન, વરવાથી મરવું ભલું ! ૨૦

કરતી સદા વિરોધ, મહથી પતિના વચનનો;
અચલ રાખતી ક્રોધ, વરવાથી મરવું ભલું ! ૨૧

ત્રણુના શબ્દો તેર, વાળે લાંબી જીભથી;
રઝળે જે પરઘેર, વરવાથી મરવું ભલું ! ૨૨

છટકેલી છીનાળ, છેક છકેલી છાકટી;
નારી હૈયાઝાળ, વરવાથી મરવું ભલું ! ૨૩

તે ન માનિની ધાર, માન ન રાખે નાથનું;
કરે અકૂળ અવતાર, વરવાથી મરવું ભલું ! ૨૪

કુળનો કૈં ન વિચાર, ભયે પ્રતિષ્ઠાનો નથી;
કાળી નાગણુ નાર, વરવાથી મરવું ભલું ! ૨૫

ફૂવડ ડાચાફાટ, ગંદી મેલી ઘેલડી;
વાળે ઘરનો દાટ, વરવાથી મરવું ભલું ! ૨૬

ડાકણુ જેવી ડાંડ, ભૂત સમી ભડકામણી;
ભૂંડી ભૂંડણુ રાંડ, વરવાથી મરવું ભલું ! ૨૭

કંઠે આવે પ્રાણુ, જે નારીને કામથી;
ખાવામાં નહિ વાણુ, વરવાથી મરવું ભલું ! ૨૮

સુખમાં વસતી સંગ, સંકટમાં પતિને ત્યજે;
રાખે સ્વાર્થ અભંગ, વરવાથી મરવું ભલું ! ૨૯

પતિને મારે લાત, સાસૂ પર સોટો ધરે;
એવી દાર કજાત, વરવાથી મરવું ભલું ! ૩૦

અંતે એ જ વિધાન, સ્ત્રી જો નહિ સદ્‌ગુણુવતી;
તો, હે નર મતિમાન, વરવાથી મરવું ભલું ! ૩૧

❧

## કવિતા

### રુચિરા

ભાગ્યશીલ કવિની કવિતા છુ, મનોહરા રૂપાળી હું,
વહન કરૂં છું સુરસ્રોત[1] સમ, શોકભાવને બાળી હુ,
પ્રેમમયીના પીન સ્તન પર, મણિ સમ ગહું ઝળકતી હું,
પનિહારીના જલઘટમા ત્યમ જલ સમ ગહુ છલકતી હું. ૧

મધ્યનિશાકાલે સજ્જિત થઈ, ઉપવન વિશે વિચરતી હું,
તથા કલકી લઘુ મયકમા[2] લીન થઈ સ્મિત કરતી હું
ચિતાધૂમ્રમાં ભ્રમણ કરીને પાતકને પ્રજળાવુ હું,
હાસ્યસ્થલમાં કરુણા, કરુણાસ્થલમાં હાસ્ય વસાવુ હું. ૨

કાલિદાસની અમરકથા છું, વસુધનની છાયા છું,
ગંધ મલ્લિકાનો હું કોમલ, 'નેતિ નેતિ'ની માયા છું;
રસિક પથિક રતિનાથ[3] સમા તે મને સ્નેહથી બોલાવે,
સ્વાતિબિન્દુ છું, મને ન પામી, ચાતક નિજ મૃત્યુ લાવે. ૩

શિશુનુ મંજુલ સરલ હાસ્ય છું, નવયૌવન રાની ખામી,
ગુંજન કરતા મને સુંદરી માની ત્યાગી સંન્યાસી,
મહાવીરસમ રણક્ષેત્રમાં, હું શોણિતપિપાસુ કાલી,
દિગંબર[4] થી અટ્ટહાસ હું વિકટ કરૂં મદથી ફાલી. ૪

મહામધુર શૃંગાર નામ રસ શયનમંદિરે હું થાતી,
ઘૂંઘટપટને ખેંચી મુખપર ચાલુ ધીમી લજવાતી;
કરુણાની ઘટનાના સ્થળમાં વર્તું કરુણારસભાવે,
રુદન કરૂં એવુ કે કરુણાના હૃદયે કરુણા આવે ૫

૧ સુરસ્રોત=સરિતાનો પ્રવાહ. ૨ મયંક=ચંદ્ર ૩ રતિનાથ=કામદેવ.
૪ દિગંબર=નગ્ન

એક નયનસંકેતે નવ રસ નિજ નિજ કલા વિકાસે છે,
નહિ આ માયાવિની કોઇને નીરસ કદાપિ ભાસે છે;
ભિન્ન ભિન્ન મારાં રૂપો તે ઓળખાય નવ રસ નામે;
નરનારી મારી માયાનો કદાપિ પાર નહીં પામે. ૬

યુવતિનયનનો તીવ્ર બાણુ હું પુરુષહૃદયમાં ગૃહ કરતી,
યશસ્વિની કવિમાનસદુહિતા હું સંસારે જય વરતી;
સર્વત્રવ્યાપિકા, નાદ મમ સાધુ મધુર ઉજ્જવલ દ્રોહી,
પ્રાણપદ્મપર શયન કરૂં છું, ગૂંજ, મૂર્ખ અલિ! વિદ્રોહી! ૭

પુત્ર વંશરક્ષક મનાય ને પુત્રીને જન ધિક્કારે,
પણ કવિતા કન્યાને લોકો સદા વખાણે સંસારે;
કવિતા દુહિતા જનક સદનમાં ધન ને કીર્તિ ભરી દેતી,
રહે આપતી સર્વ સુખો, પણ પોતે કાંઇ નથી લેતી. ૮

પિતા કવીશ્વરની જે રાખે અમર નામના વિશ્વ વિશે,
એવી કન્યા કેવળ કવિતા વિના ન અન્યા ક્યાંય દિશે;
જરા મરણના ભયથી મુક્ત કવીશ્વર સદા મનાયા છે,
મને જન્મ દેવાનુ ફળ એ મારી મધુરી છાયા છે. ૯

વિશ્વભોગ્ય હોવા છતાંય હું અક્ષતયૌવન કન્યા છું,
બહુપતિકા હોવા છતાંય હું સતીશિરોમણી ધન્યા છું;
સ્મરણમંદિરે નિવાસ મારો, ગ્રામ્ય નાગરી વન્યા છું,
સદા નિરુપમા અદ્વિતીય ને નારી એક અનન્યા છું. ૧૦

સ્વર્ગે મર્ત્ય ને નરક લોકમાં રહું નિરંતર હું ભ્રમતી,
કારણ કે, સુર માનવ દાનવ સર્વ જનોને હું ગમતી;
ત્રિલોકમાં નહિ શત્રુ કોઈ મમ, અજાતરિપુ હું છું યુવતી,
મારી લીલા અગમ્ય છું હું ગુણાતીત ને સુગુણવતી. ૧૧

જો હું ઇચ્છું તો સુરેન્દ્રના સિંહાસનને ડોલાવું,
યોગીને ભોગી ભોગીને યોગીની સ્થિતિમાં લાવું;
ઈશ્વરની માયા ને અન્યા દુરત્યયા મમ માયા છે,
તેથી સર્વ જનોએ કવિતાદેવીના ગુણ ગાયા છે. ૧૨

## 'અહં બ્રહ્માસ્મિ !'

હરિગીત

ગૃહમનુજમંડિત નગરમાં, નિર્જન વિકટ કાન્તારમાં,
મરુભૂમિ નિર્જલમાં તથા, સાગરસલિલવિસ્તારમાં;
ઉત્તાલ ગિરિના શિખરમાં, પાતાલ અતિભયકારમાં,
સુખકાર શુભ્રજ્યોતિમાં, ને દુઃખકર અંધારમાં. ૧
દુર્ગમ્ય ગિરિગહ્વર વિશે, પાવક, પવન, આકાશમાં,
વજ્રાગ્નિજડિત વિશાળ મેઘોના તરલ આભાસમાં;
બહુદૂરવર્તી સુમેરુ તેમ કુમેરુકેરા મંડલે,
ભૂલોકમાં સ્વર્લોકમાં તે વ્યાપ્ત છે સર્વ સ્થલે. ૨
રક્તપ્રભા દેવી ઉષાના લલિત લાલ લલાટમાં,
સુસ્થિર નયન સંધ્યાસમયના મંદ આભાપાટમાં;
તરુ વલ્લરી ફલ પુષ્પમાં, શાખા પ્રશાખા પત્રમાં,
સુંદર સુમનના સુરભિમાં ને ફલાસ્વાદ વિચિત્રમાં. ૩
પીયૂષમાં વિષમાં તથા નિર્મલ સલિલ કલ્લોલમાં,
પાવકશિખામાં ને સુશીતલ પવનના હિલ્લોલમાં;
અત્યંત ઉજ્જ્વલતાવિલાસી સૂર્યના આલોકમાં,
શીતલ સુધાકરના કિરણમાં, રમ્ય તારકલોકમાં. ૪

સંહારની વિકરાલ મૂર્તિ પ્રખર સમરક્ષેત્રમાં,
મધુકેલિલીલાભૂમિમાં, આમોદકાનનનેત્રમાં;
અતિ સૂક્ષ્મ વાલૂકણુ વિશે, તેમ જ મનુજમાનસ વિશે,
નરનાથના પ્રાસાદમાં ને કુટી વૈખાનસ વિશે. ૫

મારા તમારામાં ધનિકમાં તેમ જન ધનહીનમાં,
ને પતંગો કીટાણુમાં પશુ પક્ષિ જલચર મીનમાં;
સારાંશ કે, આ વિશ્વમાં ને વિશ્વવસ્તુ સર્વમાં,
સંતત વસે પરમાત્મા, તે એકમાં ને ખર્વમાં. ૬

છે ઇશ જગદાકાર ને આ જગદ્ ઈશાકાર છે,
જે ભિન્ન માને ઉભયને તે ભ્રાંતિ નામ વિકાર છે;
હું ભિન્નતા જોતો નથી સર્વત્ર એકાકાર છે,
તેથી 'અહં બ્રહ્માસ્મિ' એ મમ સતત આત્મોચ્ચાર છે! ૭



## સામાન્યનીતિશતક

### દોહરા

દુષ્કર્મોનુ ફલ કદા, નહિ શ્રેષ્ઠ મળનાર;
ચોરીનું પરિણામ છે, સદૈવ કારાગાર ૧

સત્કર્મોનુ થાય નહિ, કદાપિ દુષ્પરિણામ;
અમર થયા સત્કર્મથી, નલ, પાંડવ ને રામ. ૨

પડી ટેવ જે પ્રથમથી, નહિ ટાળી ટળનાર;
શ્વાનપુચ્છ અતિ યત્નથી, થાય ન સરળ લગાર. ૩

બોલે વાણી મીઠડી, તે જન કાઢે ઘાણ;
ખાંડ વધારે રોગને, એ પ્રત્યક્ષ પ્રમાણ. ૪

બોલે કડવા બોલ જે, તે સાધે સુખયોગ;
અતિશય કડવો લીંબડો, હરતો અનેક રોગ. ૫

મૈથુનથી સ્ત્રી પુષ્ટ ને, થાય પુરુષ બળહીન;
ફલિતા પૃથ્વી કૃષિવડે, કૃષિબલ થાતા દીન. ૬

કૃપણ જનોના હૃદયમાં, નહિ પરમાર્થ વિકાસ;
અમાવસીની રાત્રિમાં, હોતો નથી પ્રકાશ. ૭

નીચ ત્યજે ન નીચતા, ઉચ્ચ પથે નહિ જાય;
સુધા ત્યજીને કાગડો, પ્રેમે વિષ્ઠા ખાય. ૮

સજ્જન સજ્જનતા કદા. ત્યજે ન થાતાં ઠાર;
ચંદન તરુ છેદાય પણ, વાસિત કરે કુઠાર. ૯

સદ્દગુણ દુર્ગુણ સર્વના, વિશ્વે સ્પષ્ટ જણાય;
તૈલ નાખતાં તોય[1]માં, તરત જ તરતું થાય. ૧૦

નરનારીના પ્રેમનો, અવશ્ય થાયે પ્રકાશ,
દબાયલી ન રહે કદા, કસ્તૂરીની વાસ. ૧૧

વિદ્યાહીન મનુષ્યનું, ધવલ રૂપ છે શ્યામ;
સુમન વિના શોભે નહીં, સુંદરતમ આરામ.[2] ૧૨

વિરક્ત જન ધનને ત્યજી, પ્રભુના ગુણને ગાય;
શ્વાનો ધન પર મૂતરી, અન્ન હેતથી ખાય. ૧૩

શૂરવીર લડવા રણે, નિર્ભય થઈને જાય;
અવલોકી ગજરાજને, મૃગપતિ નહિ ગભરાય. ૧૪

કાલાધીન સમસ્ત છે, જડ ને ચેતન વંશ;
એ જ કાલના દંશથી, ગયા કૃષ્ણ ને કંસ. ૧૫

વારણને વશ રાખવા, અંકુશનો ઉપયોગ;
યુવકોને વશ રાખવા, વૃદ્ધ પુરુષનો યોગ. ૧૬

---

૧ તોય=જળ, પાણી. ૨ આરામ=ઉદ્યાન, બગીચો.

પોતાના દુર્ગુણ સદા, સદ્ગુણ સમ દેખાય;
ગર્દભને નિજ ભૂંકવું, વીણાનાદ જણાય. ૧૭

સમર્થ નરને સેવતાં, થાય ઇષ્ટ પરિણામ;
થયો વિભીષણ લંકપતિ, સેવ્યા સમર્થ રામ. ૧૮

નિર્બલ પણ નિજ ગેહમાં, હોય સદા બલવાન;
વને સિંહ બલવાન પણ, જળે મત્સ્ય બલવાન. ૧૯

પંડિતના પરિચયવડે, મૂઢ થાય વિદ્વાન;
પારસમણિના સ્પર્શથી, લોહું કાંચન માન. ૨૦

ત્યાજ્ય વસ્તુમાં પણ સદા, ઉત્તમ ગુણ પરખાય;
વિષ્ટા ત્યાજ્ય મનાય પણ, તેનુ ખાતર થાય. ૨૧

કોઈ સૃષ્ટિમાં સત્યને, અસત્ય નહિ કહેનાર;
કોણ સુધાકરને કહો, કહે તાપભંડાર ? ૨૨

પૂર્વજન્મનાં કર્મ સમ, ફળ મળતાં નિઃશંક;
એ જ નિયમથી કોઇ છે, રાજા, કોઈ રંક. ૨૩

સુધા એકની હોય તે, ગરલ અન્યનુ માન;
કામીને યુવતી સુધા, યતિ ને ગરલ સમાન. ૨૪

સુશીલતા નરની સદા, પરિચયથી પરખાય;
જયમ પુસ્તકની સરસતા, વાંચનથી સમજાય. ૨૫

ટકી શકે નહિ કોઇ પણ, હોય ન જો આધાર;
સ્તંભ વિના ન ટકી શકે, કદાપિ કો આગાર. ૨૬

સર્વ જનો સંસારમાં, કદા ન થાય સમાન;
પ્રભુએ પાંચે આંગળી, રાખી છે અસમાન. ૨૭

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી, થાય સર્વને હર્ષ;
પુલકિત લોભી હૃદયને, કરતો ધનનો સ્પર્શ. ૨૮

કૃપણકોથળી શ્વાનભગ, બન્ને સદા સમાન;
મોદ થાય છે નાખતાં, કાઢે નિકળે જાન. ૨૯

પ્રેમી થાવું હોય તો, થૈ જા પ્રેમિ પતંગ;
દીપકને આલિંગીને, જે બાળે નિજ અંગ. ૩૦

નરનારીસંયોગથી, થાય વંશવિસ્તાર;
બે હાથે તાળી પડે, એ જ નિયમ નિર્ધાર. ૩૧

દુર્જનની સંગતિ વડે, સજ્જન દુર્જન થાય;
સડેલ ફળના સંગથી, સારાં ફળ કુહોવાય. ૩૨

દુર્જનના સમુદાયમાં, સજ્જન ઝટ પરખાય;
તેલ તોય ઉપર તરે, કદાપિ નહિ ભેળાય. ૩૩

વિશ્વ વિશે વિશ્વાસથી, ચાલે સૌ વ્યવહાર;
સાગરમાં એ નિયમથી, તરતી નૌકા ધાર. ૩૪

આ સંસારે કોઇમાં, ન રાખવો વિશ્વાસ.
નૌકાનો વિશ્વાસથી, સાગર કરે વિનાશ. ૩૫

પંડિત હૃદયે ધારતા, નહિ વિદ્યાનો ગર્વ;
ભર્યું પાત્ર છલકાય નહિ, એ જાણે છે સર્વ. ૩૬

મૂર્ખ અલ્પ વિદ્યા ભણી, મદ ધારી મરડાય;
ઘડો અધૂરો છલકતો, નિરપવાદ એ ન્યાય. ૩૭

કાળા વિના સફેદનું, કાંઇ ન સરતું કામ;
લખાય કાળી સ્યાહિથી, કાગળ શ્વેત તમામ. ૩૮

સતત કરે અભ્યાસ તો, જડમતિ થાય સુજાણ;
સતત રજ્જુઘર્ષણ વડે, ભેદાતા પાષાણ. ૩૯

જડથી ચેતનની નહીં, સમતા કરી શકાય;
પુરુષમૂર્તિ પાષાણની, ચલિત ન થાય જરાય. ૪૦

કલંક કુલમાં લાગતાં, કદાપિ નહિ ધોવાય;
દાઝે દાગ પડી ગયો, સાબૂથી નહિ જાય. ૪૧

ભાગ્ય હોય પ્રતિકૂલ તો, અફળ થાય ઉદ્યોગ;
મૂષક નિશિ ઉદ્યમ કરી, થાય સર્પનો ભોગ. ૪૨

રાણી પણ પાણી ભરે, કાળ થતાં વિપરીત:
દેવી તે દાસી થઈ, દમયંતી સુપુનીત. ૪૩

પ્રાણ જતાં પણ થાય નહિ, સજ્જન વચનવિહાર;
વચન કાજ વેચે જુઓ, હરિશ્ચંદ્ર સુત દાર. ૪૪

પ્રમદામોહનપાશ છે, અભેદ્ય અને વિચિત્ર;
જકડાયા એ પાશમાં, યોગી વિશ્વામિત્ર. ૪૫

અલ્પ સદા ઉત્કૃષ્ટ છે, અતિશયમાં નહિ માલ;
અતિ દાતા થૈને પડયો, બલિરાજા પાતાલ. ૪૬

તેનો વિજય થતો નથી, જે રાખે અભિમાન;
દશાનને અભિમાનથી, ખોયું જીવન માન. ૪૭

કરી શકાતો હોય જો, ભાવીનો પ્રતિકાર;
રામ યુધિષ્ઠિર ભોગવે, શાને દુઃખ અપાર? ૪૮

શ્વેતવસ્ત્રપર શીઘ્રતર, ચઢતો બીજો રંગ;
ચઢતો નિર્મલ હૃદયમાં, સંગરંગ અવિભંગ. ૪૯

નીચ પુરુષ સંગે વસી, સજ્જન નીચ ગણાય;
દારૂની દુકાનમાં, દારૂ દૂધ મનાય. ૫૦
સૂર્યોદયથી થાય છે, અંધકારનો નાશ;
જ્ઞાનોદયથી થાય છે, ત્યમ અજ્ઞાનવિનાશ. ૫૧
ઉત્તમ શબ્દો જેમ છે, ભાષાના શૃંગાર;
અલંકાર નરનારનો, શુભ આચારવિચાર. ૫૨
શઠો સંગ કરવો સદા, શઠતાનો વ્યવહાર;
દે મોચીના દેવને, ખાસડાંનો હાર. ૫૩
સ્તંભાધાર વિના યથા, ટકે નહીં આગાર;
પંડિત વનિતા ને લતા, શોભે ન નિરાધાર. ૫૪
બિન્દુ બિન્દુ જળ ટપકતાં, જેમ તળાવ ભરાય;
બબ્બે ગાઉ ચાલતાં, લાંબો માર્ગ કપાય. ૫૫
ગૃહચ્છિદ્ર ધન મંત્ર વય, ઔષધ મૈથુન દાન;
રાખ ગુપ્ત નવ વસ્તુ એ, માન તથા અપમાન. ૫૬
વસે કાગડા જ્યાં ઘણા, ત્યાં ન હંસનું કામ;
મૂર્ખજનોના મંડળે, કવિનું મૂલ્ય બદામ. ૫૭
સમય વિના શોભે નહીં, સારી વાત લગાર;
ત્યમ વર્ણવતાં વીરરસ, શોભે નહિ શૃંગાર. ૫૮
અધમ શબ્દ પણ શોભતા, જો સમયે બોલાય;
વિવાહમાં ગાળો સુણી, નરનારી હરખાય. ૫૯
ધનની સ્થિતિ છે ત્રણ કહી, ભોગ, દાન ને નાશ;
જો ન ભોગવો, દો નહીં, તો ત્રીજી સ્થિતિ ખાસ. ૬૦

બેસી બકરી દોઇએ, ઉભાં દોઇએ ઊંટ;
ફેરવતા રહિયે સદા, પવન જોઇને પૂંઠ. ૬૧

સુપુત્ર છે રસ સાતમો, ભારત પંચમ વેદ;
જામાતા યમરાજ છે, સદૈવ આપે ખેદ. ૬૨

માતા જો વ્યભિચારિણી, તથા પિતા ઋણકાર;
ભૂંડી ભાર્યા મૂર્ખ સુત, શત્રુ સર્વે એ ધાર. ૬૩

સ્ત્રીચરિત્ર, નરભાગ્યને, જાણી શકે ન ઇશ;
તો, અલ્પજ્ઞ મનુષ્ય! તું, શું તેને જાણીશ! ૬૪

પંડિતને પંડિત મળે, રસની લૂટાલૂટ;
પંડિતને પાગલ મળે, ઠાલી માથાકૂટ. ૬૬

નર પુણ્યે પૂજાય ને, પાપોથી નિંદાય;
રામચંદ્ર પૂજાય છે, રાવણ ગાળો ખાય. ૬૭

માણસ તો છે સર્વ પણ, છે તેમાં બહુ ફેર;
લાખે એક મળે નહીં, બીજા પૈના તેર. ૬૮

માણસ તો છે સર્વ પણ, બોલે જ્યારે બોલ;
ત્યારે તેનો થાય છે, ખરેખરો બસ તોલ. ૬૯

સારા પુત્ર ન મૂર્ખ સો, ગુણી પુત્ર વર એક;
ચંદ્ર એક તમને હરે, નહિં નક્ષત્ર અનેક. ૭૦

તે સરિતા શા કામની, નહિ જલદાતા હોય?
તે વનિતા શા કામની, જે નહિ માતા હોય? ૭૧

પરગૃહમાં લક્ષ્મી વૃથા, ગ્રંથે વિદ્યા વ્યર્થ;
પરનારીમાં સુખ વૃથા, માને પુરુષ સમર્થ. ૭૨

ચિત્રકાર કવિ પારધી, ગાંધી ચારણ ભાટ;
વેશ્યા વૈદ્ય વકીલ એ, જાય નરકની વાટ. ૭૩

હણાય રણમાં વીર તે, જે મારે તલ્વાર;
પાવૈયાને કોઇ પણ, કદાપિ નહિ હણનાર. ૭૪

પુસ્તક લલના લેખિની, જો પરહસ્તે જાય;
આવે નહિ, જો આવતાં, થૈને ભ્રષ્ટ સદાય. ૭૫

કોઇક અંધો સંયમી, સાધુ કાણિયો કોક;
દાતા કોઇક માંજરો, બોલે સઘળા લોક. ૭૬

રાજી કોયલ આંબલે, પ્રસન્ન જળમાં મીન;
વનમાં યોગી, સદનમાં, ભોગી હર્ષાધીન. ૭૭

ધર્મ તરે ને તારતો, ડુબે ડુબાવે પાપ;
ધર્મ કાષ્ઠ ને પાપ છે, લોહ જ આપોઆપ. ૭૮

માન્યું તે જ મનાય છે, નહિ માન્યું તે ફોક;
એ જ ચામનાં ખાસડાં, એ જ ચામની બોક. ૭૯

સારા દાના દુશ્મનો, ભોળા ભાઈ ન ભાળ;
સારી કાળી સ્ત્રી સતી, નહિ ધોળી છીનાળ. ૮૦

અપાય આયુ વૈદ્યથી, જોશ સત્ય જો થાય;
મરે ન માણસ વૈદ્યનાં, ન જોશીનાં રંડાય. ૮૧

વાત, તોલ ને મૂલ્યમાં, ચરખો મારે માર;
એવો એક જ અવનિમાં, સદા વાણિયો ધાર. ૮૨

ક્ષમા સર્વને વશ કરે, ન શું ક્ષમાથી થાય;
ક્ષમા ખડ્ગ ધરનારને, રિપુનો ભય ન જરાય. ૮૩

જાચક જમ જમાત એ, ત્રણનો એક સ્વભાવ;
'લાવ લાવ' લવતા રહે, લેવાનો બસ ભાવ. ૮૪

જંગલમાં જર લૂટતા, લૂટારા ને ભીલ;
લૂટે નગર બજારમાં, વેશ્યા વૈદ્ય વકીલ. ૮૫

તમો ભલા તો હું ભલો, ભલા ભાઇની પ્રીત;
લેવું દેવું કૈં નહીં. ગાવાં મોઢે ગીત. ૮૬

'આવ' નહીં, આદર નહીં, નહિ નયનોમાં સ્નેહ;
સજ્જન, ત્યાં ન જશો, ભલે, કંચન વર્ષે મેહ. ૮૭

જ્યાં આદર સત્કાર ને, છે નયનોમાં સ્નેહ;
જાઓ ત્યાં સજ્જન, ભલે, પત્થર વર્ષે મેહ. ૮૮

મહાભયંકર સર્વથી, વચનબાણ કહેવાય;
વચનબાણનો ઘા નહીં, જીવનમાં રૂઝાય. ૮૯

રાતાં વસ્રો હોય ને, મોઢાં કાળાં મેષ;
તે હળવદિયા જાણવા, શંકા નહિ લવ લેશ. ૯૦

છૂટાં જટિયાં રાખતા, ફાટયો ટૂટયો વેશ;
બ્હીલાં મોં સંસ્કૃત વદે, એ પ્રશ્નોરા બેશ. ૯૧

નાગર નાગ ઉભય વિશે, નાગ જ ઉત્તમ ધાર;
નાગ ડસે કોઇક સમય, નાગર વારંવાર. ૯૨

નકટીનો વર જોગટો, ગાંડીનો વર અંધ;
બ્હેરીનો ઢાંગી ધણી, મળે ધંધને ધંધ. ૯૩

જોશી જે જાણે નહીં, ડોશી જાણે વાત;
ડોશી સો જોશી સમી, અનુભવથી વિખ્યાત. ૯૪

નાર, ચાર ને ચાકરો, ઉત્તમ કાચાં માન;
ને આ ત્રણ પાકાં ભલાં, પાન, પટેલ, પ્રધાન. ૯૫

આ ત્રણ તો આવ્યાં ભલાં, વ્હાણુ, લગ્ન, વર્ષાદ;
તામસ, તાવ, તલાટી એ, થયાં ભલાં બર્બાદ. ૯૬

બાગમસ્ત બુલ્બુલ સદા, માલે મસ્ત અમીર;
ઇશ્કમસ્ત આશક અને, હાલે મસ્ત ફકીર. ૯૭

જન્મ્યા બ્રાહ્મણ જગતમાં, ખાવા ઘી ને ખાંડ;
જન્મી રોવા કૂટવા, હિન્દુ રાંડીરાંડ. ૯૮

કાજીનો કુત્તો મરે, આવે અસંખ્ય લોક;
જો કાજી પોતે મરે, કોઇ કરે નહિ શોક. ૯૯

ખારાને મીઠું કહે, કહે અંધને સૂર,
ટાઢા ર્‌હેતા ડામને, લોકો ગાંડાતૂર. ૧૦૦

છાશ મહીં મીઠું ભળે, ભળે દૂધમાં ખાંડ,
રામજણી તું જાતની, અમો જાતના ભાંડ. ૧૦૧

નામે પ્રમાણે ગુણ નહીં, મનુષ્યમાં આ કાળ;
રામચંદ્ર છે રાંડવા, સીતાઓ છીનાળ. ૧૦૨

ખુદા ખુશામદ સાંભળી, જ્યાં ખુશ ખુશ થઇ જાય
કેમ ખુશામદથી નહીં, રાજી માણસ થાય ? ૧૦૩

ગોળ નહીં જો હોય તો, છે ફીકો કંસાર;
માતા હોય ન મીઠડી, તો સૂનો સંસાર. ૧૦૪

જેવાને તેવું મળે, વધે ઉભયનો મોદ;
જેવી ફના ફકીરડી, તેવા સાંઇ નપોદ. ૧૦૫

## હિન્દુ અને હિન્દુત્વ

હરિગીત

જયકાર હિન્દૂ જાતિનો, જયકાર હિન્દૂ ધર્મનો;
પ્રાચીન તમ હિન્દુત્વનો જય, વિજય હિન્દૂ કર્મનોઃ
બ્રાહ્મણો, ક્ષત્રિય વૈશ્ય, શૂદ્રો, અત્યંજોના મર્મનો;
છે સદા બોધક શબ્દ, 'હિન્દૂ' સદા દાતા શર્મ[1] નો. ૧

હે હિન્દુઓ, તનુ મન ધને હિન્દુત્વની રક્ષા કરો;
રણભૂમિમાં શિર અર્પવાને વીરતાથી સંચરો;
હિન્દુત્વની રક્ષા કરી જીવો અને નહિ તો મરો;
હિન્દુત્વમાટે જે હુતાત્મા થાય તે હિન્દૂ ખરો. ૨

ઈસ્લામની તલ્વારથી ભયભીત થૈને જે નરો;
થઇ જાય ધર્મભ્રષ્ટ તે છે ષંઢ પાપી પામરો;
આ લોક ને પરલોકમાં ધિક્કારપાત્ર મનાય છે;
રાખે અચલ હિન્દુત્વને ઉદ્ધાર તેનો થાય છે. ૩

બોલો નહીં, પણ કાર્ય કૈંક કરી બતાવો, હિન્દુઓ;
બગડી ગયેલાં ભાગ્ય હિન્દૂનાં બનાવો હિન્દુઓ;
સૂતા બહુ, જાગો અને સૌને જગાવો હિન્દુઓઃ
નિજ જાતિમાં શુભ સંગઠનની શક્તિ લાવો, હિન્દુઓ. ૪

રાખો નિરંતર અંત્યજોમાં આત્મભાવો, હિન્દુઓ;
તે બંધુઓને પ્રેમથી હૃદયે લગાવો, હિન્દુઓ;
વિકરાલ વિપદા હિન્દુ વિધવાની હટાવો, હિન્દુઓ;
રોતી રમાઓને હવે સત્વર હસાવો, હિન્દુઓ. ૫

---

૧ શર્મ=સુખ, આનંદ.

જે હિન્દુઓ મુસ્લિમ થયા ઈસ્લામની તલ્વારથી;
ખ્રીસ્તી થયા જે હિન્દુઓ અજ્ઞાનના કુવિકારથી;
રાખો ન વંચિત તેમને ક્ષણમાત્ર પણ ઉદ્ધારથી;
હિન્દુત્વ અર્પો તેમને શુભ 'શુદ્ધિ'ના અધિકારથી. ૬

નિજ બાળકોને ભલે અંગ્રેજી ભણાવો, હિન્દુઓ;
પણ વેદના પાઠો પ્રથમ સુતને પઢાવો, હિન્દુઓ;
નિજ સુતાઓને ધર્મના પંથે ચઢાવો, હિન્દુઓ;
સર્વત્ર હિન્દુધર્મનો ડંકો બજાવો, હિન્દુઓ. ૭

પરદારગામી નીચ ધર્માચાર્યને છોડો હવે;
બંધો પુરાણા ઢોંગ ને પાખંડના તોડો હવે;
શીઘ્ર જ પરસ્પર વરના ઘટને તમો ફોડો હવે;
સ્થાપી પરસ્પર મિત્રતાને ઐક્યરથ જોડો હવે. ૮

છો પુરુષ તો પુરુષત્વને પરિપૂર્ણ ધારો, હિન્દુઓ;
ઉત્સાહ નિર્ભયતા સુદૃઢતાને વધારો, હિન્દુઓ;
જે શત્રુ આવે મારવા તેને વિદારો, હિન્દુઓ;
ને સદા રાખો મિત્ર સાથે ભાઈચારો, હિન્દુઓ. ૯

ગાલે તમાચો ખાઈ બીજો ગાલ જે આગળ ધરે;
તે હીજડા હિન્દુત્વની રક્ષા કહો ક્યાંથી કરે ?;.
રે દુશ્મનોને જોઈ જેના પગે પાણી ઊતરે;
તે મારશે શું શત્રુને, પોતે જ જે ભયથી મરે !. ૧૦

મારે તમાચો કોઈ તેને ઠીક ઠોંસો મારવો;
છે એ જ સાચો ધર્મ રિપુને શૌર્યથી સંહારવો;
નહિ આત્મરક્ષાના પ્રસંગે દયાભાવ વધારવો;
એ દયા ખાવી ડાકિનીને, નિયમ એ ન વિસારવો. ૧૧

તે અહિંસાને ઘો ત્યજી જે પંઢતાને લાવતી;
હિન્દુત્વના અસ્તિત્વને જે ઠોકરે ઉડાવતી;
હિન્દુત્વરક્ષક કાર્યમાં ઉપયુક્ત હિંસા જે થતી;
હેતે ગ્રહો તે, હિન્દુઓ, હિંસા સદા રક્ષણવતી. ૧૨

નિજ ધર્મ, જીવન રક્ષવાનો સર્વને અધિકાર છે;
જાણે નહીં એ તત્ત્વને તે હિન્દુ વસુધાભાર છે;
'આવો, લડો, મારો, મરો!' જેનો ન એ પડકાર છે;
તે હિન્દુજાતિકલંક છે ને પંઢ પુરુષાકાર છે. ૧૩

રાણા પ્રતાપ સુવીરના વીરત્વને હૃદયે ભરો;
ગોવિન્દ ગુરુના અચલ સાહસને નયન સામે ધરો;
વૈરાગી બંદા બહાદુરના શૌર્યને, હિન્દુ, સ્મરો;
શૂરા શિવાજીના પરાક્રમનુ મનન સંતત કરો. ૧૪

એ વીર પુરુષોએ સદા હિન્દુત્વની રક્ષા કરી;
નહિ સાર્વભૌમ વિધર્મીને મસ્તક નમાવ્યાં ભય ધરી;
ભૂખ્યા રહ્યા, દુઃખો ખમ્યાં, વનવાસથી ન ગયા ડરી;
અંતે જયશ્રી તેમને પુલકિત સુખે આવી વરી. ૧૫

એ ન્યાય છે આ વિશ્વનો કે સદા હણતાને હણો;
એ ન્યાયપાલનમાં કદાપિ ન પાપ પુણ્ય જરા ગણો;
સંશય ન રાખો હૃદયમાં એ વિશે થોડો કે ઘણો;
છે સંશયાત્માનો વિનાશ અવશ્ય એ, હિન્દુ, ભણો. ૧૬

સંસારમાં નહિ સબળતા સમ પુણ્ય કોઈ અમાપ છે;
તેમ જ ન નિર્બળતા સમું કોઈ ભયંકર પાપ છે;
સુંદર સબળતા સ્વર્ગસુખનો મધુરતમ આલાપ છે;
વિકરાલ નિર્બલતા નરકનો તીવ્રતમ સંતાપ છે. ૧૭

નહિ સિંહને કે વ્યાઘ્રને જન કોઇ મારી ખાય છે;
ઘેટાં તથા બકરાં બિચારાં નિરંતર રેંસાય છે;
પરિણામ દુર્બળતા સબળતાનું અહીં દેખાય છે;
છે દેવ પણ દુર્બલવિઘાતક સ્પષ્ટ એમ જણાય છે. ૧૮
જો પ્રતિષ્ઠાથી જીવવું છે, તો સબળતા ધારજો;
જો હોય મરવું દીનતાથી, તો અબળતા ધારજો;
જીવન સબળતા, મૃત્યુ નિર્બળતા સદા સંભારજો;
બલહીન આત્માનો નથી ઉદ્ધાર, એ ન વિસારજો. ૧૯
આજે વિધર્મી લૂટતા લક્ષ્મી તમારી, હિન્દુઓ;
હરતા સુતા, ભગિની, સુગૃહલક્ષ્મી તમારી, હિન્દુઓ;
કરતા તમારા ઉપર અત્યાચાર ભારી, હિન્દુઓ;
કરતા તમારા ધર્મની ચેષ્ટા નઠારી, હિન્દુઓ. ૨૦
નહિ કરો અત્યાચાર, અત્યાચાર આ રોકો બધા;
બેસો ન માથે હાથ રાખી મેલતા પોકો બધા;
ઉત્સાહથી ઊઠો, તજી દો ખેદ ને શોકો બધા;
નહિ તો તમારા પર હવે તો થૂકશે લોકો બધા. ૨૧
નિશ્ચિન્ત થઈને ઘોરશો તો મંદિરો મસ્જિદ થશે;
જ્યાં થાય ઘંટાનાદ ત્યાં બસ બાંગ મુલ્લાની હશે;
રે હિન્દુની ગૃહદેવિયો બીબી બનીને વિચરશે;
મોટાં તમારાં હાથ કાળાં મેશ તેથી થઇ જશે. ૨૨
એ દુર્દશાને રોકવાની, હિન્દુ, તૈયારી કરો;
થાઓ મુકાબિલ[1] દુશ્મનોના, બાહુ નિજ ભારી કરો;
વિશ્વાસ રાખો આત્મબળમાં, નહીં લાચારી કરો;
તેગે મુખાલિફ[2] સમી નિજ તલ્વાર બેધારી કરો. ૨૩

---

૧ મુકાબિલ=બરાબરી કરી શકનાર. ૨ તેગે મુખાલિફ=શત્રુની તલ્વાર.

રણવીર છો, ' રણધીર છો તો ધર્મયુદ્ધે સંચરો;<br>
નિર્દોષના ઉદ્ધારમાટે દમન દુષ્ટોનું કરો;<br>
નિજ ધૈર્યને નહિ અંત સૂધી લેશમાત્ર પરીહરો;<br>
' છે પાપનો ક્ષય, ધર્મનો જય ' એ જ મંત્ર ભણો ખરો. ૨૪

થૈ બાયલા હિન્દુત્વનું પાણી નહીં દેખાડશો;<br>
બહુ, હિન્દુ, નિંદાશો અહીં ને ત્યાં નરકભાગી થશો;<br>
જો ધર્મના યુદ્ધે હણાશો, સ્વર્ગ અક્ષય પામશો;<br>
જય પામતાં આ લોકમાં જીવન સુખે વીતાડશો.[1] ૨૫



## લોકમાન્ય બાલગંગાધર તિલક×

**કાવ્યછંદ**

કેમ અચાનક આજ સૂર્ય નિસ્તેજ જણાતો ?;<br>
મેઘપટલમાં આજ અચાનક કેમ લપાતો ?;

---

૧ આ કાવ્યના પ્રથમ ત્રણ છંદો મારી લખેલી અને ' ગુજરાતી 'ની ૪૩મી ભેટ તરીકે પ્રકટ કરાયલી ' ગુરીદે શયતાન ' નામક નવલકથાના છેલ્લા પૃષ્ઠમાં છપાયલા છે અને બીજા ૨૩ છંદો નવીન રચીને આ ૨૫ છંદોનું એક લઘુકાવ્ય કરવામાં આવ્યું છે.

× ઈ. સ ૧૯૨૦ ના ઑગસ્ટ માસની ૧ લી તારીખે લોકમાન્ય બાલ ગંગાધર તિલકના દેહાંતની અત્યંત શોકકારિણી ઘટના ઘટી હતી. અને તેને ત્રીજે દિવસે એ સમાચાર પોરબંદરમાં મળતાં આ કાવ્ય લખવામાં આવ્યું હતું, કે જે આજે સાત વર્ષ પછી પ્રસ્તુત ગ્રંથમાં પ્રથમ વાર પ્રકાશિત થાય છે. લોકમાન્ય તિલક સમાન એક દેવી વિભૂતિના ગુણોને યથાર્થ સ્વરૂપમાં વર્ણવવાનું સામર્થ્ય મારી લેખિનીમાં ન હોવાથી જેટલા પરિમાણમાં દર્શાવી શકાય તેટલા પરિમાણમાં મેં મારા ભાવોને દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે.

સર્વ દિશાઓ શૂન્ય આજ શાથી દેખાતી ?;
કેમ મંદતા આજ જાય સર્વત્ર છવાતી ?. ૧

કેમ હૃદય સર્વનાં આજ ઉત્સાહહીન છે ?;
નરનારીનાં વદન શોકથી કેમ દીન છે ?;
વાયુ સ્તંભી ગયો અચાનક શા કારણથી ?;
સર્વ કરે છે રુદન ભયાનક શા કારણથી ?. ૨

વ્યાપ્યો હાહાકાર આજ સર્વત્ર કેમ છે ?;
હાય હાય એ શબ્દ અત્ર ને તત્ર કેમ છે ?;
ક્ષુબ્ધ થઇને કેમ જનો નિઃશ્વાસો નાખે ?;
પિયે નહીં જલ કેમ, અન્નને કેમ ન ચાખે ?. ૩

ગંગાધરસુત બાલ કાળનો ગ્રાસ થયો છે;
દેવપુરુષ તે પંચતત્ત્વમાં મળી ગયો છે;
ભારતનો તે સિંહ નથી આજે સંસારે;
ભારતનાં સંતાન ધૈર્યને કેમ ન હારે ?. ૪

નિપુણ પુરાતત્ત્વજ્ઞ, ચતુર્વેદોનો જ્ઞાતા;
ગણિતશાસ્ત્રનિષ્ણાત, સનાતનધર્મત્રાતા;
કર્મયોગનો એક મહાચતુર વ્યાખ્યાતા;
દુર્ભાગી ભારતનો નૂતનભાગ્યવિધાતા. ૫

પ્રચંડ નિર્ભય વીર, નિરંતર આશાવાદી,
ઘોર સંકટોમાં ય, નિરાશાનો પ્રતિવાદી;
સ્વદેશસેવક સદા વિરલ ને દૃઢ ઉન્માદી;
સત્ય, સરલ, ગંભીર, ધીર, નહિ વૃથા વિવાદી. ૬

આ યુગનો ચાણક્ય હતો જે નર અવતારી;
રાજનીતિમાં દક્ષ, વિલક્ષણ બુદ્ધિવિહારી;

પવિત્રતાની મૂર્તિ, શુદ્ધ આચારવિચારી;
પ્રતિપક્ષીએ પણ જેની ગુરુતા સ્વીકારી. ૭
આજ કેસરી તિલક ગર્જતો બંધ થયો છે;
તેથી જનસમુદાય રોઈને અંધ થયો છે;
શાશ્વત નિદ્રાધીન થયો જનતાનો નાયક;
ભારતભૂમિનો હાય,! ગયો સ્વાતંત્ર્યવિધાયક !. ૮
સર્વ જનોના એ જ સંભળાતા ઉદ્ગારો;
"જે રાત્રીએ, તિલક ! ભોગ લીધો છે તારો;
તે ભારતની ભયંકરી દુર્ભાગ્યનિશા છે !
સ્વતંત્રતા દેવીની તે વૈરાગ્યનિશા છે ! ૯
નથી થયો દેહાન્ત, લોકપતિ, આજે તારો;
મરી ગયો છે આજે તો ઉત્સાહ અમારો !;
સ્વરાજ્યની આશાનું આજે મરણ થયું છે;
સ્વતંત્રતાનું આજ અગ્નિસંસ્કરણ થયું છે !. ૧૦
કાયા તારી નહીં ભૂમિપર મરી પડી છે;
ભારતની તલવાર હાથથી સરી પડી છે;
આત્મદેહસંબંધ નથી આ તારો છૂટયો;
આર્યકીર્તિનો સ્તંભ આજ આ તો છે તૂટયો !. ૧૧
લૂટયો યમ લુંટાકે જીવનકોષ ન તારો;
જીવનધનભંડાર આજ લૂટયો જ અમારો;
તું મૃત હોવા છતાં વિશ્વમાં સદા અમૃત છે;
ભારત તારા વિના સજીવન છતાં ય મૃત છે. ૧૨
કર્યો કેશને શ્વેત વસી તેં કારાગારે;
છતાં ન તારો મંદ થયો ઉત્સાહ લગારે;

હિન્દુજાતિને એ જ તીન ઉપદેશો દીધા;
'પાછા હટશો નહીં, વધો બસ આગળ સીધા!' ૧૩

પ્રેમ–અશ્રુનો ચમત્કાર તેં દિવ્ય બતાવ્યો;
એક બિન્દુથી અવરકંદ[1] ભીષણ સરજાવ્યો;
નિદ્રાધીન સ્વદેશને છે તેં જ જગાવ્યો;
નવીન જીવનદાયક દુંદુભિનાદ સુણાવ્યો. ૧૪

તે જાગ્રતિનો પુનરપિ આજે લોપ થયો છે;
હિન્દુજાતિપર હોય દૈવનો કોપ થયો છે;
હિન્દુજાતિ ઉપવનરક્ષક, તું જતાં માલી;
હિન્દુજાતિનો નથી કોઈ વારસ કે વાલી. ૧૫

વદે વિલપતી ભરતભૂમિ મલિના અતિદીના;
'વીરપુત્ર મમ ગયો, થઇ હું પુત્રવિહીના!
સંસ્કૃતિ મારી કોણ પ્રચારશે પ્રાચીના;
તોડી બંધન કોણ મને કરશે સ્વાધીના!' ૧૬

સ્વર્ગમાં ય નહિ આત્મા તારો કદા જંપશે;
જન્મભૂમિરોદનથી તારૂં હૃદય કંપશે;
પુનર્જન્મ ધારીને સત્વર, તિલક આવજે;
ભરતભૂમિનો પુનરુદ્ધાર કરી બતાવજે. ૧૭

ભીષ્મ પિતા, શોભે ન વંશની[2] ખાટી[3] તારી;
ઘટે ન ચંદનચિતા તને વીરવ્રતધારી!
ખાટી જોઇએ તને વીરનરના પ્રાણોની;
ચિતા જોઇએ તને ધનુર્ધરના બાણોની. ૧૮

---

૧ અવરકંદ=તૂફાન, અથવા આક્રમણ. ૨ વંશ=વાંસ. ૩ ખાટી=શબ-યાન અથવા ઠાઠડી.

જ્યાં છે તારી ચિતા તે જ અમ તીર્થસ્થલ છે;
તારૂં સ્મરણ અખંડ અમારૂં ગંગાજલ છે;
તારી પ્રતિમા તે જ અમારી દેવમૂર્તિ છે;
તેની પૂજા તે જ અમારી ભાવપૂર્તિ છે. ૧૯
'ભગવદ્ગીતારહસ્ય'[1] પંચમ વેદ અમારો;
કર્મયોગની સિદ્ધિ માર્ગ નિર્ભેદ અમારો;
પવિત્ર તારી ચિતાભસ્મનું ભાલે લેપન;
હિન્દુજાતિભાગ્યોદયનું એકમાત્ર સાધન. ૨૦
અમરપુરીમાં દેવ વિવિધ ઉત્સવો મનાવે;
મૃત્યુલોકનો તિલક સ્વર્ગમાં આજે આવે;
સુરાંગનાઓ પારિજાતમાલા ગૂંથાવે;
નૃત્યગાનથી હર્ષ અપ્સરાઓ દર્શાવે. ૨૧
વિચરે સ્વર્ગે તિલક વિરાજી ચિતાવિમાને;
લોકમાન્યથી વધી અમર સુરમાન્ય થવાને;
દેવદૂત તેથી જ અમરપુરથી છે આવ્યા;
સુસ્વાગતસંદેશ શચીપતિનો[2] તે લાવ્યા. ૨૨
થાય વિરલ પુરુષોનું આવું દિવ્ય મરણ છે;
લોકમાન્યનું અદ્ભુત આ સ્વર્ગારોહણ છે;
મૃત્યુ છતાં જીવનની એમાં દિવ્ય છટા છે;
માનવ સુરના શોક હર્ષની મિશ્ર ઘટા છે. ૨૩
તવ જીવન સમ થાય સર્વનાં ઉજ્જવલ જીવન;
આવાં નિધનો થાય સર્વનાં સુકીર્તિભાજન;

---

૧ ભગવદ્ગીતારહસ્ય=લોકમાન્ય તિલકકૃત ભગવદ્ગીતારહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર. ૨ શચીપતિ=ઈન્દ્ર.

પઢો જન્મી માત્ર માતૃયૌવન સંહારે;
જન્મ્યો, હે નરવીર, ભલે તું આ સંસારે. ૨૪

જન્મીને તેં કરી દેશની અનંત સેવા;
થશે કોઈ નર વિરલ વિશ્વમાં તારા જેવા;
દિવ્યાત્મન્, છે તને અમારાં સદૈવ વંદન,
દે એ આશીર્વાદ થાય ભારતભયભંજન. ૨૫



## શ્રી કૃષ્ણની વીરવાણી*

મુસદ્દસ

"નપુંસકતા નહિ સ્વીકાર તું પુરુષત્વને ત્યાગી,
હૃદયની તુચ્છ દુર્બલતા ત્યજી દે, હે મહાભાગી;
નથી કર્તવ્ય જે તે શોકની લગની તને લાગી;
કરે છે પ્રૌઢ ભાષણ પંડિતો સમ, વીર વૈરાગી;
મૃતો કે જીવિતોનો શોક પંડિત કૈં નથી કરતા;
નથી અંતઃકરણમાં પંડિતો વ્યામોહ આ ધરતા. ૧

વિચરવું ધર્મયુદ્ધે ધર્મ તારો છે વિચારી લે;
સદા કલ્યાણકર્તા ક્ષત્રિયોનો માર્ગ ધારી લે;
ન કંપી જા ભયંકર ભૂલ પોતાની સુધારી લે;
મળ્યો છે ધર્મપાલનનો સમય, મેદાન મારી લે;
અકારણ ભીરુતાને તેં હૃદયમાં આજ પાળી છે;
મળે જેને સમય આવો સુભટ તે ભાગ્યશાળી છે. ૨

* શ્રીમદ્ ભગવદ્‌ગીતાના કેટલાક શ્લોકોના આધારે આ કાવ્યની સ્વતંત્ર રચના કરાયલી છે.

નહીં ઝૂંઝીશ જો તું આજ,અર્જુન, ધર્મસંગ્રામે;
થઇશ પાપી,જશે નિજ ધર્મ ને નહિ કીર્તિ તું પામે;
જનો તારા નિરંતર અવગુણો ગાશે પુરે ગ્રામે;
તને બોલાવશે રણવીર નર 'રણભીરુ'ના નામે;
સદા સંભાવિતોની વિશ્વમાં એ સત્ય નિષ્ઠા છે;
મરણથી પણ વધારે દુઃખદાયક અપ્રતિષ્ઠા છે. ૩

ધનંજય, શત્રુ તારા સર્વ એ ઉચ્ચારશે વાણી;
'નથી બાકી રહ્યું ગાંડીવધરમાં કૈં હવે પાણી;
વિજયનાદી મહારણવીરને આવ્યા રણે જાણી;
લપાયો એક ખૂણે ષંઢ અર્જુન ઘૂંઘટો તાણી;
રહ્યો અજ્ઞાતવાસે જે બનીને તાળિબજવૈયો;
ધરે ધનુ હસ્તમાં ક્યાંથી કહો ભયભીત પાવૈયો.' ૪

રણે તું શત્રુઓને મારતો પોતે મરી જાશે;
થશે તું સ્વર્ગસુખભોગી, ગુણો તારા જગત્ ગાશે;
યદા જીવીશ ને તારો વિજય સંગ્રામમાં થાશે,
સકલ ઉપભોગ પૃથ્વીના સતત તારાભણી ધાશે;
કરીને યુદ્ધનો નિશ્ચય ધરી લે શસ્ત્રને હાથે;
અભય થૈ ઝૂંઝ રણમાં આજ, અર્જુન, શત્રુ સંગાથે. ૫

ગણી લે દુઃખ સુખને સમ તથા લાભો અલાભોને;
સદા નીહાળ સમભાવે અજય જયના પ્રતાપોને;
પછી જોડાઇ જા યુદ્ધે જપી કર્તવ્યજાપોને;
ન સાંભળ હર્ષનાદોને, ન સાંભળ તું વિલાપોને;
હશે સમભાવ જો આવો તને કૈં પાપ નહિ લાગે;
ન પશ્ચાત્તાપનો પાવક કદાપિ પ્રાણમાં જાગે. ૬

સખા,નહિ ભૂલ,કેવળ કર્મમાં અધિકાર તારો છે;
નિરંતર ઇશ્વર જ એ કર્મનું ફળ આપનારો છે;
ન ફળની રાખ અભિલાષા કદા,એ માર્ગ સારો છે;
અકર્મે પ્રીતિ નહિ રાખીશ એ ઉપદેશ મારો છે;
ત્યજી આસક્તિને સમબુદ્ધિથી તું કર્મ કર ભાવે;
ખરો છે યોગ એ,નહિ પંડિતો સંશય જરા લાવે. ૭

વિરોધી સૈન્યમાં આત્મીય ને સંબંધિ જન ભાળી;
ન તું નિર્વીર્ય થા,ભારત, અકારણ મોહને પાળી;
કદા કર્તવ્યને સંબંધ એ શકતો નથી ગાળી;
પ્રથમ કર્તવ્યપાલન છે,પછી સંબંધ જંજાળી;
હતો માતુલ છતાં મેં કંસને નિજ હસ્તથી માર્યો;
કર્યું કર્તવ્યનું પાલન અને સંબંધ સંહાર્યો. ૮

થયો તવ જન્મ ક્ષત્રિયવંશમાં ગત કર્મના યોગે;
પ્રથમ કર્તવ્ય તારૂં ધર્મરક્ષા પ્રાણના ભોગે;
ફસાઇ જો જશે તું આમ આ સંમોહના રોગે,
થશે બીજા ય કર્મભ્રષ્ટ આ સંમોહસંયોગે;
સદા સામાન્ય જન એ ધર્મને સંસારમાં પાળે;
જતા જ્યાં શ્રેષ્ઠ નર સામાન્ય જન તે માર્ગમાં ચાલે. ૯

થશે આત્મીય ને સંબંધિ જનનો પક્ષપાતી તું;
થશે નિજ ધર્મને ભૂલી ભયંકર આત્મઘાતી તું;
કરી લેશે વિના કારણ રડીને આંખ રાતી તું;
કરી દેશે સુવેળાને, ત્યજીને શસ્ત્ર, જાતી તું;
વચન એ સત્ય માની લે નરકમાં વાસ તારો છે;
પતિત આત્મા ન તારો મોક્ષપદને પામનારો છે. ૧૦

થતી સંગ્રામમાં હિંસા, અહિંસા સ્થાપવામાટે;
અચિર છે એઅસુખ ચિરસુખજગતને આપવામાટે;
અદયતા એ ક્ષણિક છે દુષ્ટતાને કાપવામાટે;
સુજી રણભૂમિ પાણી વીર નરનાં માપવામાટે;
મપાશે આજ તારી વીરતાનું યુદ્ધમાં પાણી;
ઉપાડી શસ્ત્ર ઊભો થા શિથિલ ઉચ્ચાર નહિ વાણી. ૧૧

કહે,એકાગ્ર ચિત્તે સાંભળ્યો ઉપદેશ આ મારો ?;
તથા અજ્ઞાનમૂલક તેં ત્યજ્યો સંમોહ છે તારો?;
હજી સંદેહદર્શક કાઢવા છે કાંઇ ઉદ્ગારો ?;
હજી આત્મીયતાના શું નથી તૂટી ગયા તારો ?;
હજી પણ શું નથી તારા હૃદયમાં ઉગ્રતા આવી?;
હજી પણ શું નથી નિશ્ચિત કર્યું તેં દેશનું ભાવી?". ૧૨

જિગીષાને ધરી બોલ્યો ધનંજય તે ધનુર્ધારી;
"ગયો સંમોહ મારો એ કૃપા,શ્રીકૃષ્ણ, છે તારી;
ગયો ભેદાઈ મારો આજ સંશયદુર્ગ સુખહારી;
રણે રેંસું હવે રિપુને લડું કર્તવ્ય સંભારી;
હવે નિજ શત્રુનો સંહાર કેવળ ધર્મ મારો છે,
અમારા પક્ષમાં શ્રીકૃષ્ણ છે તો જય અમારો છે!" ૧૩

"તમારો જય,પરાજય આજ કૌરવનો થનારો છે,
તમો ધર્મિષ્ઠ, કૌરવ પક્ષના પાપી વિચારો છે;
'સદા જય ધર્મનો ક્ષય પાપનો'એ નિત્ય ધારો છે;
વિજય તેથી જ આજે ધર્મના પક્ષે જનારો છે;
શિરે તેં પ્રેમથી લીધો ધરી ઉપદેશને મારા,
થયો હું સારથી તારા મનોરથ સિદ્ધ છે તારા." ૧૪

વસે જે સ્થાનમાં યોગેશ્વર શ્રી કૃષ્ણ ગિરિધારી;
તથા જે સ્થાનમાં છે વીરનર અર્જુન ધનુધારી;
'વિજયયુત નીતિ લક્ષ્મી ને અચલ સંપત્તિ વસનારી;
ન એમાં લેશ પણ શંકા, નિરંતર માન્યતા મારી;
હતા શ્રી કૃષ્ણ ને અર્જુન સમા નરવીર હિતકારી,
થયા તેથી જ પાંડવ યુદ્ધમાં અંતે વિજયધારી. ૧૫



## વનિતાવિજયવૈજયન્તી*

હરિગીત

'હરિહર બ્રહ્મા[1] પણ સદા યે બદ્ધ જેના પાશથી[2];
હરિણાક્ષિના[3] ગૃહકર્મદાસો[4] યે રહ્યા ઉલ્લાસથી;
જેનું ચરિત્ર વિચિત્ર છે જે ગમ્ય વાણીથી નથી;
ભગવાન તે રતિનાથને[5] મસ્તક નમાવું માનથી. ૧
શુભ કર્મ નરનાં જ્યાં લગી અવશિષ્ટ છે સંસારમાં;
અવિચલ રહે છે ધવલ મંદિર ને વિલાસવતી રમા[6];
લક્ષ્મી વસી ગૃહમાં રહે છે સ્થાયિ સુખને અર્પતી;
ક્ષણમાત્ર પણ આનંદમાં બાધા કદાપિ નથી થતી. ૨
પણ જે સમયમાં અંત એ શુભ કર્મ કેરો થાય છે;
પલમાત્રમાં ત્યારે પરિસ્થિતિ સર્વ એ બદલાય છે;
રતિસમય ટૂટયાહારના જ્યમ મૌક્તિકો વિખરાય છે;
ત્યમ એ સુખો પણ તીવ્રગતિથી વિસ્કલિત થઈ જાય છે. ૩

---

* રાજર્ષિ ભર્તૃહરિકૃત 'શૃંગારશતક'ના કેટલાક શ્લોકો તથા અન્યાન્ય કવિઓના શૃંગારવિષય શ્લોકોના આધારે આ કાવ્યની સ્વતંત્ર રચના કરાયલી છે.

૧ હરિ હર બ્રહ્મા=વિષ્ણુ, શિવ અને બ્રહ્મા. ૨ પાશ=બંધ. ૩ હરિણાક્ષી=મૃગાક્ષી. ૪ ગૃહકર્મદાસો=ઘરનું કામ કરનારા ચાકર. ૫ રતિનાથ=કામદેવ. ૬ રમા=સ્ત્રી.

નર કુરંગાક્ષીના* કટાક્ષે જ્યાં લગી ન ઘવાય છે;
નિર્મલ વિવેક સુદીપ તાવત્+ પ્રકાશિત દેખાય છે;
લલનાસુલોચનબાણથી જ્યારે હૃદય વીંધાય છે;
સુવિચારદીપક પુરુષનો ત્યારે ત્વરિત બૂઝાય છે. ૪

યૌવનમદોન્મત્તા ચપલનયના સુઘનપીનસ્તની[1];
કૃશ ઉદર ઊપર શોભતી જેના ત્રિવલી તે જની[2];
નીહાળી જેના હૃદયમાં મન્મથવિકાર[3] ન થાય છે;
તે ધન્ય પુરુષો સંયમી યોગી સમાન મનાય છે. ૫

શાસ્ત્રો પઢીને બોલતા વાચાલ પંડિત વદનથી,
"છે ત્યાજ્ય નારીસંગ", નારીને સ્વયં ત્યજતા નથી;
જેના ઉપર શોભી રહી માણિક્યમય કટિમેખલા;
તે કમલનયનાના જઘનને ત્યજી કોણ શકે ભલા! ૬

'ઉન્મત્ત ગજના ગંડને દળનાર વીરો છે ઘણા;
ત્યમ સિંહમારક વીરપુરુષોની નથી વિશ્વે મણા;
પણ એ કથન મારૂં નિરંતર સત્ય ને ગંભીર છે;
કન્દર્પદર્પ[4] ઉતારનારા કોઇ વિરલા વીર છે. ૭

મૃદુ મંદ હાસ્ય સુહાવભાવો, મધુરવાણી સુખકરી;
ભય, વક્ર-અર્ધ કટાક્ષવીક્ષણ[5] લલિત લજ્જા નયભરી[6];
ઈર્ષ્યા વિલાસ કલેશ નારીભાવ નિત્ય અનૂપ છે;
તે પુરુષમાટે સદા આનો પ્રબલ બંધનરૂપ છે. ૮

---

* કુરંગાક્ષી=હરિણાક્ષી. + તાવત્=ત્યાં સુધી.

૧ સુઘનપીનસ્તની=કઠિન તથા પુષ્ટ સ્તનોવાળી. ૨ જની=સ્ત્રી. ૩ મન્મથ-વિકાર=કામવિકાર ૪ કન્દર્પદર્પ=કામદેવનો ગર્વ. ૫ વક્ર-અર્ધ કટાક્ષ-વીક્ષણ=આડું અને અડધી મીચેલી આંખથી જોવું ૬ નયભરી=વિનયયુક્ત.

વસે જે સ્થાનમાં યોગેશ્વર શ્રી કૃષ્ણ ગિરિધારી;
તથા જે સ્થાનમાં છે વીરનર અર્જુન ધનુર્ધારી;
વિજયયુત નીતિ લક્ષ્મી ને અચલ સંપત્તિ વસનારી;
ન એમાં લેશ પણ શંકા, નિરંતર માન્યતા મારી;
હતા શ્રી કૃષ્ણ ને અર્જુન સમા નરવીર હિતકારી,
થયા તેથી જ પાંડવ યુદ્ધમાં અંતે વિજયધારી. ૧૫



## વનિતાવિજયવૈજયન્તી*

હરિગીત

હરિહર બ્રહ્મા[1] પણ સદા યે બદ્ધ જેના પાશથી[2];
હરિણાક્ષિના[3] ગૃહકર્મદાસો[4] યે રહ્યા ઉલ્લાસથી;
જેનું ચરિત્ર વિચિત્ર છે જે ગમ્ય વાણીથી નથી;
ભગવાન તે રતિનાથને[5] મસ્તક નમાવું માનથી. ૧
શુભ કર્મ નરનાં જ્યાં લગી અવશિષ્ટ છે સંસારમાં;
અવિચલ રહે છે ધવલ મંદિર ને વિલાસવતી રમા[6];
લક્ષ્મી વસી ગૃહમાં રહે છે સ્થાયિ સુખને અર્પતી;
ક્ષણમાત્ર પણ આનંદમાં બાધા કદાપિ નથી થતી. ૨
પણ જે સમયમાં અંત એ શુભ કર્મ કેરો થાય છે;
પલમાત્રમાં ત્યારે પરિસ્થિતિ સર્વ એ બદલાય છે;
રતિસમય ટૂટયાહારના જ્યમ મૌક્તિકો વિખરાય છે;
ત્યમ એ સુખો પણ તીવ્રગતિથી વિસ્ખલિત થઈ જાય છે. ૩

---

* રાજર્ષિ ભર્તૃહરિકૃત 'શૃંગારશતક'ના કેટલાક શ્લોકો તથા અન્યાન્ય કવિઓના શૃંગારવિષય શ્લોકોના આધારે આ કાવ્યની સ્વતંત્ર રચના કરાવવી છે.

૧ હરિ હર બ્રહ્મા=વિષ્ણુ, શિવ અને બ્રહ્મા. ૨ પાશ=બંધ ૩ હરિણાક્ષી=મૃગાક્ષી. ૪ ગૃહકર્મદાસો=ઘરનું કામ કરનારા ચાકર. ૫ રતિનાથ=કામદેવ. ૬ રમા=સ્ત્રી.

નર કુરંગાક્ષીના* કટાક્ષે જ્યાં લગી ન ઘવાય છે;
નિર્મલ વિવેક સુદીપ તાવત્+ પ્રકાશિત દેખાય છે;
લલનાસુલોચનબાણથી જ્યારે હૃદય વીંધાય છે;
સુવિચારદીપક પુરુષનો ત્યારે ત્વરિત બૂઝાય છે. ૪

યૌવનમદોન્મત્તા ચપલનયના સુઘનપીનસ્તની[1];
કૃશ ઉદર ઊપર શોભતી જેના ત્રિવલ્લી તે જની[2];
નીહાળીં જેના હૃદયમાં મન્મથવિકાર[3] ન થાય છે;
તે ધન્ય પુરુષો સંયમી યોગી સમાન મનાય છે. ૫

શાસ્ત્રો પઢીને બોલતા વાચાલ પંડિત વદનથી;
'છે ત્યાજ્ય નારીસંગ', નારીને સ્વયં ત્યજતા નથી;
જેના ઉપર શોભી રહી માણિક્યમય કટિમેખલા;
તે કમલનયનાના જઘનને ત્યજી કોણ શકે ભલા! ૬

'ઉન્મત્ત ગજના ગંડને દળનાર વીરો છે ઘણા;
ત્યમ સિંહમારક વીરપુરુષોની નથી વિશ્વે મણા;
પણ એ કથન મારૂં નિરંતર સત્ય ને ગંભીર છે;
કન્દર્પદર્પ[4] ઉતારનારા કોઈ વિરલા વીર છે. ૭

મૃદુ મંદ હાસ્ય સુહાવભાવો, મધુરવાણી સુખકરી;
ભય, વક્ર-અર્ધ કટાક્ષવીક્ષણ[5] લલિત લજ્જા નયભરી[6];
ઈર્ષા વિલાસ ક્લેશ નારીભાવ નિત્ય અનૂપ છે;
તે પુરુષમાટે સદા માનો પ્રબલ બંધનરૂપ છે. ૮

---

* કુરંગાક્ષી=હરિણાક્ષી. + તાવત્=ત્યાં સુધી.

૧ સુઘનપીનસ્તની=કઠિન તથા પુષ્ટ સ્તનોવાળી. ૨ જની=સ્ત્રી. ૩ મન્મથવિકાર=કામવિકાર ૪ કન્દર્પદર્પ=કામદેવનો ગર્વ. ૫ વક્ર-અર્ધ કટાક્ષવીક્ષણ=આડું અને અડધી મીચેલી આંખથી જોવું. ૬ નયભરી=વિનયયુક્ત.

કટિમેખલા, કરવલય, નૂપુરના મધુર ઝંકારથી;
વીણાવિનિન્દિત કંઠના સંગીતરસની ધારથી;
ને ત્રસ્ત[1] સુંદર કુરંગી[2]સમ ચપલ નેત્રકટાક્ષથી;
સ્ત્રીઓ, કહો, કોના હૃદયને શીઘ્ર વશ કરતી નથી ! ૯

જે નિકેતનમાં[3] કામિનીકલ્લોલકેરી ખોટ છે;
ત્યાં પુરુષના આનંદસાગરમાં નિરંતર ઓટ છે;
સંસારનૌકાકર્ણને[4] સ્ત્રી જો કરે[5] ધરતી નથી;
સંસારનૌકા સ્નેહસાગરમાં કદા તરતી નથી. ૧૦

યોગી યદા છો આપ તો સ્વીકારજો ગિરિની દરી;
ભોગી યદા છો આપ તો સ્વીકારજો સ્ત્રી સુંદરી;
વૈરાગ્ય છે જો હૃદયમાં તો વસો જૈને વનાવિશે;
અનુરાગ છે તો લીન થાઓ સુંદરીયૌવનવિશે. ૧૧

પરમાર્થ જેવું પુણ્ય કોઈ અન્ય ઉત્તમતર નથી;
ને કમલનયના કામિની સમ વંસ્તુ કો સુંદર નથી;
સ્ત્રીરત્નને રાખી વક્ષ જે નર સુએ સ્ત્રીકરપિંજરે;
સંસારમાં અવતારને છે ધન્ય કીધો તે નરે. ૧૨

જેનું સ્વરૂપ મહામનોહર અનાઘ્રાત કુસુમકલી;
નખવડે નહિ છેદાયલી નવ અંકુરોની આવલી;
મૌક્તિક અવિદ્ધ સમાન વા મધુ અનાસ્વાદિત સમ દિશે;
છે પુણ્યફળ શાશ્વત સમું સંસારના ઉપવનવિશે. ૧૩

વિધિ લખે જે ભોક્તા પુરુષના ભાગ્યમાં તે સુંદરી,
માનો સકલ સંસારની સંપત્તિ છે તેને વરી;

---

૧ ત્રસ્ત=ભયભીત. ૨ કુરંગી=હરિણી. ૩ નિકેતન=આગાર, ગૃહ. ૪ કર્ણ=સુકાન. ૫ કરે=હાથમાં.

જે પુરુષને એવી રમાનો સુખદ યોગ ન થાય છે;
તે પુરુષનો અવતાર મિથ્યા વિશ્વમાં લેખાય છે. ૧૪

જો કોઈ જનથી રાજમુદ્રાનો અનાદર થઈ જતો;
તો દંડ એ અપરાધનો ભૂપાલ તેને આપતો;
લક્ષ્મી હરે, જીવન હરે કે દેશનિર્વાસિત કરે;
કિંવા કરીને બંદિ કારાગારમાં લાવી ભરે. ૧૫

તેવી જ રીતે સ્વર્ગસુખ કે મોક્ષની ઇચ્છા કરી;
જો મૂઢ પુરુષો સુંદરીનો દે અનાદર આદરી;
તો તે મદન સમ્રાટના ઝટ કોપભાજન થાય છે;
કારણ, મદનની રાજમુદ્રા સુંદરી જ મનાય છે. ૧૬

નિજ રાજમુદ્રા સુંદરીના અનાદરને જોઈને;
સંતપ્ત અતિશય પુષ્પધન્વા[1] થાય સમતા ખોઈને;
વૈરાગિદલ[2]માંથી કરે તે ત્વરિત નાગા[3] કોઈને;
ને કોઈને મૂંડા[4] કરે જે ભીખ માગે રોઈને; ૧૭

તે કોઈને વળી પંચશિખ[5] તેમ જ જટાધારી[6] કરે;
નારીવિરક્તો[7]ની મદન એ દુર્દશા ભારી કરે;
થાઓ ન, માનવ ! મૂઢ, મિથ્યા મુમુક્ષાને[8] પરિહરો
રતિનાથ[9]ની શુભ રાજમુદ્રા સુંદરીને સંઘરો[10] ૧૮

---

૧ પુષ્પધન્વા=કામદેવ. ૨ વૈરાગિદલ=વિરાગી પુરુષોનો સમુદાય ૩ નાગા=એક પ્રકારના નગ્ન અવસ્થામાં રહેનારા નાગા બાવા. ૪ મૂંડા=મુંડિયા બાવા. ૫ પંચશિખ=પોતાના શિર પર પાંચ શિખા રાખનાર સાધુઓ ૬ જટાધારી=જટા રખાવનાર ખાકી બાવા ૭ નારીવિરક્તો=સ્ત્રીથી વિરક્ત રહેનારા ૮ મુમુક્ષા=મોક્ષની ઈચ્છા ૯ રતિનાથ=કામદેવ. ૧૦ આ છેલ્લા ચાર (૧૫, ૧૬, ૧૭ ને ૧૮ મા) છંદોનો સારાંશ એ છે કે જેવી રીતે રાજ

જે કવિજનો સ્રીને કહે ' અબળા ' ખરા તે મૂઢ છે;
શક્તિસ્વરૂપા સુંદરીની સબળતા અતિ ગૂઢ છે;
સુરનાથ[1] પણ જેના નયનશરથી ઘવાઇ જાય છે;
તેને કહે જો કોઇ ' અબળા ' ભૂલ ભારી થાય છે. ૧૯

જે હોય મિથ્યાપંડિતો તે યુવતિની નિન્દા કરેઃ
થઇ આત્મવંચક[2], અન્ય જનને પણ અકારણ છેતરે;
છે સ્પષ્ટ એ તો સ્વર્ગ ફળ છે તપસ્વિયોનું સદા;
ને સ્વર્ગમાં ઉપભોગ્ય વસ્તુ અપ્સરા છે સર્નદા. ૨૦

દીપક અનલ[3] નક્ષત્ર રવિ વિધુ વિદ્યમાન જણાય છે;
નારી વિના તો પણ જગતમાં અંધકાર સદાય છે;
છે દીપિકા તે દાર[5] જે કુલદીપકો[6] નિપજાવતી;
જેના પ્રતાપે સૃષ્ટિ આ દેખાય છે જ્યોતિર્મતી. ૨૧

મુખ ચંદ્રકાન્ત[7] સમાન, કુંતલ[8] મહાનીલ[9] સમાન છે;
ને પદ્મરાગ[10] સમાન જેના ઉભય કર [11] ગુણવાન છે;
સ્વર્ગીય એ ત્રણ રત્નનો એકત્ર જેમાં યોગ છે.
દુર્લભ સદા તે સુંદરીનો સૃષ્ટિમાં ઉપભોગ છે.[12] ૨૨

---

પોતાની રાજમુદ્રાના અનાદર કરનારને દંડ આપે છે તેવી જ રીતે મદનરાજ નામક રાજા ' સંસારસુખનું પ્રધાન સાધન કેવળ નારી જ છે ' એવા પ્રકારનો નિશ્ચય કરીને જે પુરુષો તેની એ સ્રીરૂપિણી રાજમુદ્રાનો અનાદર કરી અન્ય પ્રકારે વર્તે છે તેમને મુડિયા સાધુ આદિક બનાવી દઇને એક પ્રકારનો ભયંકર દંડ દેતો રહે છે.

૧ સુરનાથ=ઇન્દ્ર ૨ આત્મવંચક=પોતે જ પોતાને છેતરનાર. ૩ અનલ=અગ્નિ ૪ વિધુ=ચન્દ્ર. ૫ દાર=સ્રી, અર્ધાંગી ૬ કુલદીપકો=પુત્રો ૭ ચંદ્રકાન્ત=ધોળો તથા બહુમૂલ્ય મણિ ૮ કુંતલ=કેશ. ૯ મહાનીલ=કાળા રંગનો બહુમૂલ્ય મણિ ૧૦ પદ્મરાગ=લાલ રંગનો બહુમૂલ્ય મણિ. ૧૧ કર=હસ્ત, હાથ ૧૨ અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે નારીનું વદન ચંદ્રકાન્ત મણિ

જેણે ન ધારી કંઠમાં એ રત્નમાલા સુંદરી;
આયુષ્ય ખોયું વ્યર્થ તે પુરુષે જગત્‌માં અવતરી;
જ્યાં સ્વર્ગશોભાનો ય નારીપર સકળ આધાર છે;
સંસાર આ નારી વિના નિઃસાર છે, કાન્તાર[1] છે. ૨૩

સ્તનભારથી ગુરુ ને વદનથી સુંદરી છે ચન્દ્રમા;
નિજ મંદ ગતિથી છે શનિ ગ્રહ માનજો એ ગૃહરમા;
જે પુરુષને એ ગ્રહમયી નારી સદા અનુકૂલ છે;
તો એ ગ્રહો અનુકૂલ છે ને દુઃખ નરનાં ધૂલ છે.[2] ૨૪

જેની મહત્તાનો મહાસાગર સદૈવ અપાર છે;
સંસારના સર્વસ્વ સારોનો ય એક જ સાર છે;
'વનિતા' મધુર છે નામ તેનું ભૂલશો નહિ એ કદા;
વનિતાવિજયની વૈજયંતી ગગનચુંબિત છે સદા. ૨૫



સમાન ધવલ, નારીના કેશ મહાનીલ મણિ સમાન કૃષ્ણવર્ણ તથા નારીના કર પદ્મરાગ મણિ સમાન રક્તવર્ણ હોવાથી નારી જાણે રત્નમયી હોયની! તેવી રીતે શોભી રહેલી જણાય છે, અને તેથી નારી એ ત્રણ રત્નોની માલા સમાન છે એ સર્વથા નિર્વિવાદ છે.

૧ કાન્તાર=અરણ્ય, જંગલ. ૨ આનો આશય એવો છે કે સ્રીના સ્તનો ગુરુ હોવાથી અને ગુરુ બૃહસ્પતિનું નામ હોવાથી તે સ્તનનવડે ગુરુ છે; સ્રીના મુખને ચન્દ્રની ઉપમા અપાતી હોવાથી તે મુખવડે ચન્દ્ર છે અને સ્રીની ગતિ સ્વાભાવિક જ મંદ હોવાથી અને શનૈશ્વર શબ્દનો અર્થ પણ "મંદ ગતિથી ચાલનાર" થતો હોવાથી મંદ ગતિના યોગે તે શનિ છે અર્થાત્ એ ત્રણે ગ્રહોની તેનામાં એકતા થયેલી હોવાથી જે પુરુષને આવા પ્રકારની નારી [illegible]કૂલ હોય તે પુરુષને એ ત્રણે બળવાન્ ગ્રહો અનુકૂળ છે એમ જ માનવાનું છે.

## સ્વ. લાલા લાજપતને સ્મરણાંજલિ*

ચમકતી ધારથી જેણે કરી'તી વ્હાર હિન્દની;
સદા લેતી રહી આપત્તિમાં જે સાર હિન્દની;
ખરી સાબિત કરી જેણે સદા તકરાર હિન્દની;
થવા દીધી ન જેણે આબરૂ ફરોર હિન્દની;
હતી હિમ્મત અડગ લાચાર ને સદોર હિન્દની;
પડી તે કાળમુખમ! લાજપત તલ્વાર હિન્દની! ૧

હમેશાં, લાજપત ! નિજ દેશની તેં લાજ પત રાખી;
વિદેશીના મુખે નિજ દેશની નિન્દા નહીં સાંખી;
દિગંબર સત્યના ઉચ્ચારમાં નહિ ભીરુતા દાખી;
થવા દીધી નહીં તેજસ્વિતાને તેં જરા ઝાંખી,
બહુ વિઘ્નો નડયાં, શિર સંકટોના પર્વતો ટૂટયા;
છતાં તારા અચલ ઉત્સાહના ભંડાર નહિ ખૂટયા! ૨

હતો વિશ્વાસ તારો પૂર્ણ પરમાત્મા ચિરંતનમાં;
સમર્પ્યાં દેહ જીવન, દેશના કલ્યાણચિંતનમાં;
વિલાસો વૈભવોમાં કે ન ગમ્યો લોભ કૈં ધનમાં;
ખરો ત્યાગી થયો નર તું, રહી સંસારબંધનમાં;
હતો જનદૃષ્ટિમાં સંસારધારી તું મહાભાગી,
ખરી રીતે હતો તું દેશતારક વીર વૈરાગી. ૩

હજી તો ઘા તિલકના મૃત્યુનો પણ સાવ તાજો છે;
હજી શ્રદ્ધા—નિધનના શોકનો દિલમાં વકાજો છે;
હજી મઝધારમાં હિન્દુત્વરક્ષાના જહાજો છે,

---

* આ કવિતા 'હિન્દુત્વ' નામક મુંબઈમાં પ્રકટ થતા સાપ્તાહિકમાં પ્રથમ વાર પ્રકટ થઈ હતી.

અચાનક નીકળ્યો, આ, લાજપત ! તારો જનાજો છે;
કિનારો દૂર છે ઝાઝો અને દરિયો તુફાની છે;
અમોને છેતરીને આમ ચાલ્યો કયાં સુકાની છે ? ૪

અરે, ઓ લાજપત ! હિન્દુત્વના ઉદ્યાનના માલી;
સિધાવ્યો સ્વર્ગમાં સંસારને આજે કરી ખાલી;
રુદન આજે કરે છે વૃક્ષ, શાખા, વલ્લરી, ડાળી;
કહે કોને ગયો સોંપી અમારી, લાલ, રખવાળી ?
પડ્યો તું, લાજપત, તેથી થયો દિનકર સિયાપોશી;
મૃતોના સ્થાન જેવી છે જગતમાં આજ ખામોશી. ૫

મરે છે કોઈ તો કેવળ રડે તેનાં પિતા માતા;
રડી ભાઈ બહેન થોડીક વારે શાંત થઇ જાતાં;
મરણ તારૂં જ છે કે લોક પીતા કે નથી ખાતા;
ન આંસુના પ્રવાહો તેમના ઓછા જરા થાતા;
કહે છે સર્વ હિન્દ કે 'ગયો બસ દેશનો નેતા;
ન એવો કોઇ છે હિન્દુત્વના આવેશનો નેતા' ! ૬

ઘણા છે આજ નેતા કોઈ લોભી, કોઈ જાલી છે;
વિલાસી કોઇ છે તો કોઇ ભીખારી મવાલી છે;
તરંગી કોઇ છે તો કોઇ ખાલીના ખિયાલી છે;
સદા એ બાલનાં ને લાલનાં તો સ્થાન ખાલી છે;
પ્રભો ! તું બાલ જેવા, લાલ જેવા દેશનેતા દે;
કરે હિન્દુત્વનો જયકાર તે અમને વિજેતા દે ! ૭



## " ધર્મગુરુ એવી તો હજારો કલા જાણે છે !"*

મનોહર

મને એક વાર કહ્યું મારા એક ભલા મિત્રે,
"ધર્મગુરુ આજ કાલના ન કાંઈ જાણે છે';
નીતિ, ધર્મ, કર્મના છે મર્મમાં અજાણ તો ય,
ભોળા લોકો પ્રભુતુલ્ય તેમને પ્રમાણે છે.
ચરણોમાં તેમનાં ધરાવે ધન ધામ ધરા,
રોજ નવી મોજ તેથી ધર્મગુરુ માણે છે";
મેં કહ્યું કેઃ 'ધર્મના અધ્યક્ષને ન અજ્ઞ માનો,
સ્વાર્થ સાધવાની કલા સર્વ તેઓ જાણે છે' ૧

રાંડોને રીઝાવી જાણે, ભાંડોને ભસાવી જાણે,
વેશ્યાને વસાવી જાણે, રંગરાગ જાણે છે;
નાયિકાના ભેદ જાણે, વિધવાના ખેદ જાણે,
વિલાસોના વેદ જાણે, ગાઈ ફાગ જાણે છે;
લાંબા ટીલા તાણી જાણે, બોલી મીઠી વાણી જાણે,
માપી ઉંડાં પાણી જાણે, આવ્યો લાગ જાણે છે,
શરીર શૃંગારી જાણે, નેણબાણ મારી જાણે,
વેવલાં વધારી જાણે, પ્રેમદાગ જાણે છે. ૨

પૈસાને કઢાવી જાણે, દમ્પતી વઢાવી જાણે,
ચાકરે ચઢાવી જાણે, સામ દામ જાણે છે;
ફન્દમાં ફસાવી જાણે, છન્દમાં છકાવી જાણે,
ભોળાંને ભમાવી જાણે, રામનામ જાણે છે,

* આ કવિતા મુબઈમા પ્રકટ થતા 'પોલ' નામક સાપ્તાહિકના તા ૨૧-૧૧-૧૯૨૬ ના અકમા પ્રથમ વાર પ્રકટ થઈ હતી

ગાડીને જોડાવી જાણે, ઘોડાને દોડાવી જાણે,
દીલેરી ફેડાવી જાણે, પુરી શ્રામ જાણે છે;
નટવિદ્યા સારી જાણે, ગીત લલકારી જાણે,
દંભને વિસ્તારી જાણે, રાધેશ્યામ જાણે છે. ૩

કાળજાને કોરી જાણે, ચિત્તડાને ચોરી જાણે,
પાપપંથે દોરી જાણે, મોહરોગ જાણે છે;
કરી ખોટા ઠાઠ જાણે, પ્રપંચોના પાઠ જાણે,
બેના કરી આઠ જાણે, યોગાયોગ જાણે છે;
બંસરી બજાવી જાણે, શય્યાને સજાવી જાણે,
લજ્જાને ત્યજાવી જાણે, કામભોગ જાણે છે;
કોણ મીઠામોળાં ? જાણે, કરી કાળાં ધોળાં જાણે,
ગળી આખાં કોળાં જાણે, ચર્મયોગ જાણે છે. ૪

જારી ને વિજારી જાણે, પાખંડો પ્રસારી જાણે,
શીશામાં ઊતારી જાણે. દેશ કાળ જાણે છે;
કોણ શત્રુ મિત્ર જાણે, ચિત્રને વિચિત્ર જાણે,
સર્વનાં ચરિત્ર જાણે, વિશ્વતાલ જાણે છે;
ધરી બકધ્યાન જાણે, રહી સાવધાન જાણે,
હરી ધન માન જાણે, નાખી જાલ જાણે છે;
જડી તથા બૂટી જાણે, શ્રદ્ધાળુને લૂટી જાણે,
બરાબ વછૂટી જાણે, ગોલમાલ જાણે છે. ૫

કૃષ્ણરૂપ ધરી જાણે, વસ્ત્રલીલા કરી જાણે,
સાંઢ થઈ ચરી જાણે, ધાલ મેલ જાણે છે;
રામાને રમાડી જાણે; પ્રસાદો જમાડી જાણે,
લાડી તથા વાડી જાણે, રેન્ડ-ક્ષેમ. જાણે છે;

રમણીનો રસ જાણે, કમખાની કસ જાણે,
ગુલાંટો સરસ જાણે, ખેલી ખેલ જાણે છે;
પાન બીડી ચાવી જાણે, લાલ રંગ લાવી જાણે,
પાપને પચાવી જાણે, પાણી તેલ જાણે છે. ૬

થઈ કવિ ભાટ જાણે, નરકની વાટ જાણે,
ઘડી ઘણા ઘાટ જાણે, પનઘટ જાણે છે;
ધર્મના ધતીંગ જાણે, મારી મોટી ડીંગ જાણે,
સસલાના સીંગ જાણે, લટપટ જાણે છે;
ભાષણો રસીલાં જાણે, રાખી વસ્ત્ર ઢીલાં જાણે,
છોકરાં છબીલાં જાણે, ઘરવટ જાણે છે;
માયાનું મહત્ત્વ જાણે, પ્રેમલીલાતત્ત્વ જાણે,
સંસારનું સત્ત્વ જાણે, ખટપટ જાણે છે. ૭

છોડી ગેબી ગોળા જાણે, ખોલી મીંચી ડોળા જાણે,
કરી વરઝોળા જાણે, દાવ પેચ જાણે છે;
બ્રહ્મનો સંબંધ જાણે, બાંધી ભવબંધ જાણે,
ઉપજાવી ધંધ જાણે, ખેંચાખેંચ જાણે છે;
વાતો ગોળ કરી જાણે, રગદોળ કરી જાણે,
ડામાડોળ કરી જાણે, આપી રેચ જાણે છે;
બળીયાથી ટળી જાણે, ગરીબોને ગળી જાણે,
ફાવે તેમ વળી જાણે, ધંધા હેચ જાણે છે. ૮

ધર્મની રીજન્સી જાણે, સ્વર્ગની એજન્સી જાણે,
બૅન્કની કરન્સી જાણે, 'લાવ લાવ' જાણે છે;
નાણાં ભેગાં કરી જાણે, નિજ ઘર ભરી જાણે,
સર્વત્ર સંચરી જાણે, હાવ ભાવ જાણે છે.

ભિક્ષુને ધુત્કારી જાણે, લાતો સારી મારી જાણે,
ગાળોને ઉચ્ચારી જાણે, ‘ જાવ જાવ ’ જાણે છે;
‘દેહિ દેહિ’ જાપ જાણે, ‘લેહિ લેહિ’ પાપ જાણે;
આલાપ વિલાપ જાણે, જીતી દાવ જાણે છે. ૯

ખુશામદખોરી જાણે, ચોરી સરજોરી જાણે,
પ્રીતિ સાવ કોરી જાણે, લાખ લાળા જાણે છે;
ચોટલો વધારી જાણે, કુંડલોને ધારી જાણે,
રૂપને સુધારી જાણે, ચેનચાળા જાણે છે;
તરુણીને તારી જાણે, મારી પિચકારી જાણે,
હોળી ખેલી સારી જાણે, રતિજવાળા જાણે છે;
પૂરી કામકેલી જાણે, આદિરસ રેલી જાણે,
મેમતાલાવેલી જાણે, ગુપ્ત ગાળા જાણે છે. ૧૦

કાચી કળી તોડી જાણે, પાકી ગાંઠ છોડી જાણે,
વખાણી વખોડી જાણે, ઠોર ખાઇ જાણે છે;
ચંગ ને મૃદંગ જાણે, સ્વર તાલ અંગ જાણે,
ભૈરવી સારંગ જાણે, મૃદુ ગાઇ જાણે છે;
ભક્તમુખે થુંકી જાણે, કરડીને ફુંકી જાણે,
વાડી લીલી સૂકી જાણે, આના પાઇ જાણે છે;
માંડેલી રંડાવી જાણે, રાંડેલી મંડાવી જાણે,
સતીને ભંડાવી જાણે, સર્વ કાંઇ જાણે છે. ૧૧

પાવૈયાને પાળી જાણે, દઇ હાથતાળી જાણે,
નાખી તથા વાળી જાણે, તાણાતાણ જાણે છે;
મોઢે મીઠું બોલી જાણે, હૈયે ઝેર ઘોળી જાણે,
ઘર આખું ફોલી જાણે, માંડી કાણ જાણે છે;

વસેલાં ઉજાડી જાણે, બનેલાં બગાડી જાણે,
વાવેલાં ઉખાડી જાણે, કાઢી ઘાણ જાણે છે;
બની ઈશ્કી ટાટ જાણે, સારો વાળી દાટ જાણે,
કરી તન્મનાટ જાણે, ઘમસાણ જાણે છે. ૧૨

પાડી મોટી રાડ જાણે, ધમ્મ ને પછાડ જાણે,
ખોદી ઉંડી ખાડ જાણે, ધામધૂમ જાણે છે;
કરી ગર્ભપાત જાણે, કરી બાલઘાત જાણે,
મચાવી ઉત્પાત જાણે, ખૂમાખૂમ જાણે છે;
ગળે કંઠી બાંધી જાણે, છૂટા છેડા સાંધી જાણે,
રાંધેલાને રાંધી જાણે, દાતા સૂમ જાણે છે;
મંદિરો બજાર જાણે, ધર્મનો વ્યાપાર જાણે,
મૂઢ આ સંસાર જાણે, ઢૂમઢૂમ જાણે છે. ૧૩

રામા ભુંડી રૂડી જાણે, બંગડી ને ચૂડી જાણે,
ટરી દૃષ્ટિ કૂડી જાણે, ધન્યવાદ જાણે છે,
રાખી ઊંચી ગાદી જાણે, વેવલાંની યાદી જાણે,
ચલાવી ઉસ્તાદી જાણે, વિખવાદ જાણે છે;
ચાલ વાંકી ચાલી જાણે, લીધાં નાણું ઘાલી જાણે,
મારી શેખી ઠાલી જાણે, કૂદ ફાંદ જાણે છે;
માંડી ખોટી બાજી જાણે, મીઠું હસી લાજી જાણે,
ફરી પતરાજી જાણે, હાથે ચાઁદ જાણે છે. ૧૪

પોથીના વન્તાક જાણે, લાડૂ દાળ શાક જાણે,
ચાટી દૂધપાક જાણે, 'ખાઉં ખાઉં' જાણે છે;
બાઈ તથા ગોલી જાણે, ઠેકડી ઠઠોલી જાણે,
કુંડી કુંડી ફેલી જાણે, 'ચ્યાંઉ ચ્યાંઉ' જાણે છે;

આવી બાથંબાથ જાણે, ભરી ખૂબ બાથ જાણે,
ખંખેરી બે હાથ જાણે, 'મ્યાંઉ મ્યાંઉ' જાણે છે;
ગધેડાનો નાદ જાણે, હાથીનો ઉન્માદ જાણે,
શૃગાલોના સાદ જાણે, ' કાઉં કાઉં ' જાણે છે. ૧૫

ચંદન બગાડી જાણે, માખણુ લગાડી જાણે,
તાળીઓ વગાડી જાણે, સખીભાવ જાણે છે;
તબલાના તાલ જાણે, દાદરો ધમાલ જાણે,
જવાનીનો ફાલ જાણે, ગોસ્વભાવ જાણે છે,
ચારુ ચાપલૂસી જાણે, ભકતરકત ચૂસી જાણે,
કરી કાનાફૂસી જાણે, ધૂપ છાંવ જાણે છે;
ફાંદ પસવારી જાણે, ખાંસી ને ખોંખારી જાણે,
જાતાં વારી વારી જાણે, મૂછતાવ જાણે છે. ૧૬

બોઢાદી ચોફાળ જાણે, ભરી લાંબી ફાળ જાણે,
જગાડી જંજાળ જાણે, ભૂંડી ગાળ જાણે છે;
ભભૂત ચોળાવી જાણે, ઝેરને ઘોળાવી જાણે,
ડાંપણુ ટોળાવી જાણે. કૂવા ખાળ જાણે છે;
કરી ડામાડોળ જાણે, વાતો ગોળ ગોળ જાણે,
ખાઈ છાનો ગોળ જાણે, ઝાડ ડાળ જાણે છે;
સાંભેલા ઊછાળી જાણે, ઊભાં ઘરો બાળી જાણે,
સોનું રૂપું ગાળી જાણે, ત્રણુ કાળ જાણે છે. ૧૭

ધર્મને કંપાવી જાણે, પાપને દીપાવી જાણે,
દયાને દબાવી જાણે, દગાબાજી જાણે છે;
બાજઠ ને પાટ જાણે, પલંગ ને ખાટ જાણે,
ખૂટ ને સપાટ જાણે, જાલસાજી જાણે છે;

દૂધ દહિ છાચ જાણે, ફૂટેલાના શ્વાસ જાણે,
પુષ્પિનો પ્રકાશ જાણે, 'હા જી હા જી ' જાણે છે;
ખદડાને ખાસ જાણે, ચારતારી ચાસ જાણે,
ખંતે ખાઇ ઘાસ જાણે, રાંડો તાજી જાણે છે. ૧૮

ફૂલહાર ગૂંથી જાણે, ચામડાને ચૂંથી જાણે,
' કોણ મોટો હું થી ? ' જાણે, ચડાચડી જાણે છે;
કરી ભડવાઈ જાણે, ભાવે ભાડ ખાઈ જાણે,
મોઢાની લડાઇ જાણે, તડાતડી જાણે છે;
પોતાને પૂજાવી જાણે, બીજાને નિંદાવી જાણે,
મોકાણુ મંડાવી જાણે, પડાપડી જાણે છે,
ભાટની ભાટાઇ જાણે, ભૂંગળ ભવાઇ જાણે,
રીસાઇ મનાઇ જાણે, ધડાધડી જાણે છે. ૧૯

છકેલીના છંદ જાણે, ફાટેલીના ફંદ જાણે,
વંઠેલીના વૃન્દ જાણે, જડાજડી જાણે છે,
દૂતિના આવાસ જાણે, કુટ્ટિનીનિવાસ જાણે,
ઉચ્છવાસ નિઃશ્વાસ જાણે, અડાઅડી જાણે છે;
મુદ્રા માંસ મદ્ય જાણે, મત્સ્ય ખાઇ સદ્ય જાણે,
માનિનીને અદ્ય જાણે, કડાકડી જાણે છે;
વાંદરાગુલાંટ જાણે, છાંટી રંગછાંટ જાણે,
પાતલ ને વાંટ જાણે, ફેંકાફડી જાણે છે. ૨૦

જુઠાણા જુગાર જાણે, પાસાના પોબાર જાણે,
ગણી અગીઆર જાણે, ફૂદાફૂદ જાણે છે;
ટપાલ ગડાવી જાણે, રતન જડાવી જાણે,
ચીયદાં કુડાવી જાણે, ખૂંદાખૂંદ જાણે છે,

અંબર ઊતારી જાણે, દિગંબર ધારી જાણે,
નંબર વધારી જાણે, છૂંદાછૂંદ જાણે છે;
પટ્ટાનો પરાગ જાણે, લટ્ટાઓનો રાગ જાણે,
ભુટ્ટાઓના બાગ જાણે, ગૂંદાગૂંદ જાણે છે. ૨૧

ચોરાસી આસન જાણે, ભવિષ્યકથન જાણે,
તન, મન, ધન જાણે, ફૂંકઝાડ જાણે છે;
ભ્રૂકુટીકમાન જાણે, તમેલાતોફાન જાણે,
ખાન, પાન, ગાન જાણે, લાડીલાડ જાણે છે;
કૃષ્ણ તથા ગોપી જાણે, પ્રેમબીજ રોપી જાણે,
પ્હેરી ઊંધી ટોપી જાણે, ભીંત વાડ જાણે છે;
કાલા ઘેલા થઇ જાણે, રસોડામાં જઇ જાણે,
ગાલાવેલા થઇ જાણે, દઈ કમાડ જાણે છે. ૨૨

સગી માને તાકી જાણે, બેનને ન બાકી જાણે,
લોગ્યા માસી કાકી જાણે, એકાકાર જાણે છે;
ચોસઠ ચાલાકી જાણે, બોંતેર બેબાકી જાણે,
બોલી બાદબાકી જાણે, ગુણાકાર જાણે છે;
બુલબુલો બોલાવી જાણે, કોકિલા ફૂકાવી જાણે,
પોપટી પઢાવી જાણે, દુરાચાર જાણે છે;
વપુના વ્યાયામ જાણે, આરામ વિરામ જાણે,
ચેષ્ટાઓ તમામ જાણે, અનાચાર જાણે છે. ૨૩

કુંજના વિહાર જાણે, પુષ્ટિના પ્રકાર જાણે,
રતિ તથા માર જાણે, નારીવેશ જાણે છે;
કરી જલક્રીડા જાણે, હરી કામપીડા જાણે,
નરકના કીડા જાણે, મારી ઠેસ જાણે છે;

યમુનાના સ્નાન જાણે, બની શયતાન જાણે,
ભોગના વિધાન જાણે, ચોળી મેશ જાણે છે;
કરી આંખો ચાર જાણે, મેળવી બે તાર જાણે,
થઇ ભૂમિભાર જાણે, પૃથ્ પેશ જાણે છે. ૨૪
ન પીધેલું ઢોળી જાણે, ભરી પાપઝોળી જાણે,
રાખી ચોરટોળી જાણે, અલા ખલા જાણે છે;
ટાલને તોડાવી જાણે, માથાને બોડાવી જાણે,
હાડકાં ફોડાવી જાણે, ખાઇ ખલા જાણે છે;
જેવો વાતો હોય વાયુ, પીઠ ફેરવે છે તેવી,
કોણ નિજ પર, કોણ ભૂંડા ભલા? જાણે છે;
ધર્મગુરુ કાંઇ નથી જાણતા, એ વાત ખોટી,
ધર્મગુરુ એવી તો હજારો કલા જાણે છે! ૨૫



## જીવન્મૃતા હિન્દુ બાલવિધવા*

સવૈયા એકત્રીસા (લાવણી)

સ્પર્શ કરીશ ન આ શરીરને, હે સુગંધમય મલયસમીર;
તારા સ્પર્શે હૃદય વીંધશે, મધુર મદનનાં કોમલ તીર;
હે વસંત, તું આ કાયામાં, કરીશ નહિ સૌન્દર્યવિકાસ,
નહિ તો વૃથા ભ્રમર રસભોગી, અભાગિનીને દેશે ત્રાસ. ૧
હાસ્ય, હટી જા; શીઘ્ર દૂર થા, મારા વ્હાલા મનોવિનોદ;
વૈરી વિષાદે સદૈવ માટે, હાય ભરી છે મારી ગોદ,

---

* આ કાવ્ય પ્રથમ વાર વડોદરાની આર્યકુમારમહાસભા' દ્વારા પ્રકટ થતા 'પ્રચારક' માસિકપત્રના ઇ સ. ૧૯૨૯ના જાન્યુઆરી માસના (પુસ્તક ૪ થાના ૧લા)''વિધવા અંક'માં પ્રકાશિત થયું હતું.

હે આશા સખિ! તારાથી હૈં, હવે અપાશે નહિ સંતોષ;
વિપુલ નિરાશાથી જ હવે તો, ગયો ભરાઈ માનસકોષ. ૨
છે અનંત મારા વિયોગના અખિલ મરુસ્થલનો વિસ્તારઃ
બાળલગ્નની દુષ્ટ રૂઢિયે ઝેર કરી દીધો સંસાર;
ક્યારે પરણી, કોને પરણી ? નહિ એનું છે સ્મરણ લગાર,
છતાં ય ચોંટયો હોય લલાટે, વિધવાનો દુઃખદ અવતાર. ૩
અક્ષય ધનભંડાર નિરાશા, મૌન સદા મારો વ્યાપાર;
ક્ષુધા અશ્રુની ધારા મારી, ચિરચિન્તા મારો આહાર;
કાયા આ પ્રજ્વલિત ચિતા છે, સ્મશાન છે આ જીવન માન;
ધૃતરૂપી છે હૃદયવિકારો, વિરહવેદના અગ્નિ સમાન. ૪
હું તે જીવનની સરિતા છું, સૂકાયાં જેનાં સુખનીર,
હું તે શાંત મહાસાગર છું, જેની શાંતિ મરણગંભીર;
ચંદ્રવિભાનો અંશ ન જેમાં, હું છું તે અંધારી રાત,
મારૂં આ દુર્ભાગ્ય જોઈ દુર્ભાગ્ય કરે છે અશ્રુપાત. ૫
મહાવિશ્વની વ્યર્થ વસ્તુ હું, જેનો કાંઇ નથી ઉપયોગ,
વન્ય પુષ્પ હું તે છું જેનો ભ્રમર ન કોઇ કરે ઉપભોગ;
હું છું અપશકુનોની પ્રતિમા, છે દુઃખદ મારો સંયોગ;
દૂર રહો મારાથી, લોકો, છું દારુણ સાંસર્ગિક રોગ. ૬
હું તે કરુણ કથા છું જેના શ્રવણે પીગળતા પાષાણ,
હું તે વિધિપીડિત રમણી છું જેનું છે મરણે કલ્યાણ;
હું તે જીવનધારી શબ છું, જેનું જીવન મરણ સમાન;
હું અભાગિની તે વિધવા છું, છે જેનું કરુણામય ગાન. ૭
જીવિત પત્ની છતાં ય પુરુષો, પરણે બબ્બે ત્રણ ત્રણ વાર,
હિન્દુજાતિન પક્ષપાત નાહ, તેમાં દેખાતો તિલભાર;

પરન્તુ જો નવયુવતી વિધવા, પુનર્લગ્નનો કરે વિચાર,
'ધર્મક્ષય'ના નામે હિન્દુ, કરતા ભીષણ હાહાકાર. ૮

હિન્દુજાતિમાં વધ્યાં ગર્ભપાતાદિક પાપો ને વ્યભિચાર,
પક્ષપાતિની હિન્દુજાતિના શિરપર એ પાતકનો ભાર,
વિધવાવ્યથાવિદારણનો નહિ કરે હિન્દુ જ્યાં લગી વિચાર;
હિન્દુજાતિના અધઃપાતનો અંત નથી ત્યાં લગી થનાર. ૯

હિન્દુ વિધવાને થાવા દો હિન્દુજાતિના પતિની દાર,
વિધર્મિના ગૃહમાં જાતી અટકાવો ને રોકો વ્યભિચાર,
હઠવાદી જો થશો હવે, તો એ જ નિકળશે અંતે સાર,
હિન્દુજાતિનો ધ્વંસ થવામાં, નથી થવાની ઝાઝી વાર.+ ૧૦



## ધર્મ અને પાપ

સુન્દરી

તરે છે ધર્મની નૌકા ડુબે છે પાપની તરણી;
મળે છે ફળ સદા તેવું જ જેવી હોય છે કરણી,
વધે જો ભાર પાપોનો સહી શકતી નથી ધરણી,
વિજય પામ્યો નથી સંસારમાં કોઈ દુરાચરણી;
કર્યું પરમાત્માએ નહિ કદાપિ પાપમંડન છે;
જગતમાં કાર્ય ઈશ્વરનું નિરંતર પાપખંડન છે. ૧

અનાદિ વેદ થાકયા ધર્મનો ઉપદેશ આપીને,
પુરાણોએ બતાવ્યો ધર્મનો સન્માર્ગ પાપીને;

+આ કાવ્ય 'ચાંદ' માસિકપત્રમાં પ્રકટ થયેલા એક વરૂછ દાસક હતું કાવ્યના આધારે શોધનવર્ધન સહિત લખવામાં આવ્યું છે અને નવીન ભાવનાઓ આ કાવ્યમાં તેનાથી સર્વથા ભિન્ન તથા નવીન છે.

અહિંસાનો કર્યો વિસ્તાર બુદ્ધે ધર્મ સ્થાપીને;
મુઆ લાખો મહાત્માઓ જગતમાં નીતિ છાપીને;
છતાં સંસારમાં આવ્યો નથી આ પાપનો છેડો;
વધે છે પાપ ને તોફાનમાં છે ધર્મનો બેડો. ૨

ભયંકર પાપ જો કૈં થાય છે તો દેવમંદિરમાં;
ગણું જે ધર્મનું રૈંસાય છે તો દેવમંદિરમાં;
સદા જો ભ્રષ્ટતા પોષાય છે તો દેવમંદિરમાં;
મનુષ્યોનાં બલિ લેવાય છે તો દેવમંદિરમાં;
થયાં છે દેવમંદિર આજનાં, મંદિર પિશાચોના;
નથી એ ખંડ હીરાના, નરા છે ખંડ કાચોના. ૩

ગુરૂ નિજ ચેલિયોને પ્રેમના પાઠો પઢાવે છે;
ઘણી વિધવા રમાને પાપના પંથે ચઢાવે છે;
હરે છે શીલ ઊપરથી વળી નાણું કઢાવે છે;
મલીદા માલ ખાઇને સદા મોજો ઉડાવે છે;
ખરેખર દેવમંદિર તે અનીતિના અખાડા છે;
મનાતા ધર્મવાડા તે ખરા છીનાળવાડા છે. ૪



## રાજસત્તા*

(એક સંવાદ)

મુસદ્દસ

રાજા–ન અંકુશ હોય તો રાખી શકાતો વશ નથી હસ્તી;[1]
ન રાખે દાબ રાજા તો પ્રજાને થાય છે મસ્તી;

* આ કાવ્ય મારા લખેલા અને શ્રી આર્યનૈતિક નાટક સમાજદ્વારા મુંબઈની રંગભૂમિ પર ભજવાઇને પ્રશંસાપાત્ર થયેલા 'ગર્વખંડન' નાટકમાંના કેટલાક છંદોને એકત્ર કરીને અને તેમાં કેટલાક નવીન છંદો ઉમેરીને નિર્માયલું છે.

દયા સાથે હમેશા જોઇએ થોડી જબર્દસ્તી;
નહિ તો રાજ્યની પળવાર પણ ટકતી નથી હસ્તી;[2]
ન દેખે જ્યાં સુધી લોકો ભયંકર રૂપ સત્તાનું;
ન થાતું તેમને કંઈ ભાન સત્તાની મહત્તાનું. ૧

રાણી—અકારણ પુત્ર પુત્રી તુલ્ય રૈયતને સતાવો છો;
કરી અપરાધ પોતે બેગુનાહોને દબાવો છો;
દયાને ન્યાયને દિનરાત ઠોકરથી ઉડાવો છો;
છુરી બસ ધર્મની ગર્દન ઉપર વેગે ચલાવો છો;
ન એમાં રંચ પણ આ રાજસત્તાની મહત્તા છે;
પ્રજાને ન્યાયથી પાળે ખરી તે રાજસત્તા છે. ૨

રાજા—સદા કૌટિલ્યથી સંસારમાં પોષાય છે રાજા;
ટકે છે શસ્ત્રબળથી રાજ્ય ને રક્ષાય છે રાજા;
પ્રપંચોના પરાક્રમથી સદા પૂજાય છે રાજા;
રહે રૈયત દબાતી તો જ રાજા જ થાય છે રાજા;
મનાયો સૃષ્ટિના આરંભથી રાજા જ ઠાકર છે;
અને રૈયત હમેશા એક તાબેદાર ચાકર છે. ૩

રાણી—પ્રજાના અન્ન ને ધનથી સદા પોષાય છે રાજા;
પ્રજાની રાજનિષ્ઠાથી સદા રક્ષાય છે રાજા;
પ્રજા છે પૂજિકા તેથી સદા પૂજાય છે રાજા;
પ્રજા પોતે બનાવે તો જ રાજા થાય છે રાજા;
પ્રજા છે તો જ રાજા છે, પ્રજા તેથી જ ઠાકર છે;
અને રાજા પ્રજાનો એક તાબેદાર ચાકર છે. ૪

રાજા—રહે ભયભીત તેથી અન્નને ધન આપતી રૈયત;
મરણને ટાળવા માથાં ચરણમાં સ્થાપતી રૈયત;

ડરીને રાજગુણનાં ગીતડાં આલાપતી રૈયત;
ચહીને આત્મરક્ષા રાજચરણો ચાંપતી રૈયત;
પગોને શ્વાનવત્ ચાટે નિહાળી લાકડી રૈયત;
સલામત તો જ રાજા છે, રહે જો રાંકડી રૈયત. ૫

રાણી–જુઓ, અતિ દાનના યોગે બલિ પાતાલમાં પેઠો;
સુયોધન ગર્વ અતિશયથી મરણકાંઠે તરત બેઠો;
અતિવ્યભિચારના યોગે પડયો રાવણ રણે હેઠો;
ન અત્યાચાર કરવા નિત્ય તાણી બાંધશો ભેઠો;
બહુ જો તાણશો તો ટૂટશે એ વાત નક્કી છે;
નહીં જો ચેતશો ટાણે, તમારો પાત નક્કી છે. ૬

હજી પણ છે સમય ચેતો, સવેળા આંખ ઊઘાડો;
હવે ઊંડો વધારે આ ન ખોદો પાપનો ખાડો;
પ્રભુનો કૈંક ભય રાખો, ન પાડો જુલ્મની રાડે;
નહીં તો બે દિવસમાં આપણો ઊઠી જશે દહાડો;
કરી દ્યો બંધ અત્યાચારના આ બેસુરા રાગો;
બહુ ઊંઘ્યા, હવે આ ઊંઘમાંથી, રાજવી, જાગો. ૭

રાજા–બહુ બોલ્યાં, વધારે બોલશો નહિ કાંઇ, ઠકરાણી;
અમોએ વાટ લીધી તે જ જેને યોગ્ય છે જાણી;
તમારૂં એ નથી કર્તવ્ય આ ઉચ્ચારવી વાણી;
સુખો માણો જનાનામાં બિરાજી ઘુંઘટો તાણી;
તમારો ધર્મ છે પતિપુત્રના કલ્યાણને ઇચ્છો;
ન આવા બેરબાવોના વિકટ મંડાણને ઇચ્છો. ૮

રાણી–નહીં બોલીશ તે વાણી હશે જે સત્યથી છેટી;
પતિ કે પુત્રહિતમાટે ભરૂં નહિ પાપની પેટી;

નહી છું ધર્મ ધારીને, મરૂં હું ધર્મને ભેટી;
ન ખોટું બોલશે આ જીભથી રજપૂતની બેટી;
કહું છું એટલામાટે હજી પણ, નાથ, સંભાળો;
હજી ભીનું જ સંકેલો અને નિજ ધર્મને પાળો. ૯

પ્રજાને, રાજવી, સંતાન માનીને સદા પાળો;
નિરંતર ધર્મ ધારી પૂર્વજોનાં નામ અજવાળો;
ક્ષણિક આ રાજસત્તા છે, અચલ એને નહીં ભાળો;
સુધારો જન્મને, આયુષ્યને નહિ પાપમાં ગાળો;
નથી પામ્યો વિજય ભૂપાલ અત્યાચારથી કોઈ;
રહ્યા વિશ્વે નથી ખુશહાલ અત્યાચારથી કોઈ. ૧૦

પ્રજાનાં જે સુખો છે તે સુખો સાચાં તમારાં છે;
પ્રજાનાં જે દુઃખો છે તે દુઃખો સાચાં તમારાં છે;
પ્રજાનાં જે સુખો છે તે સુખો સાચાં તમારાં છે;
પ્રજાહિતપુસ્તકોનાં આ સુખો સાચાં તમારાં છે;
નહીં જો ભૂલશો એ મંત્ર તો પડતી નહીં ચાશે;
પ્રભુ સમ નિત્ય પૂજાશો, સદા જયકાર બોલાશે. ૧૧

પ્રજાની હાય લેશો તો બળીને ભસ્મ થઈ જાશો;
સુખે સૂઈ ન શકશો ને સુખે નહિ રોટલો ખાશો;
સદા ચિંતા, નિરાશા, સંકટોમાં, ભૂપ, ઘેરાશો;
નરકનો વાસ નક્કી છે, જુલમનાં ગીત જો ગાશો;
નહીં સાંધી શકાશે, મૃત્તિકાઘટ જો જશે ફૂટી;
ન પાછો આવશે કરમાં, જશે જો બાણ આ છૂટી. ૧૨

હૃદયમાં ભૂમિગો[1]ના ક્ષીરની જો વાસના રાખો;

---

[1] ભૂમિગો = પૃથ્વીરૂપ ગાય.

પ્રજાને વત્સ પેઠે પોષવાના ધર્મને દાખો;
પ્રજાને સંકટોની અંધ ગર્તોમાં નહીં નાખો;
પ્રજાને સૌખ્ય અર્પીને સુખોના સ્વાદને ચાખો;
પ્રજા પોષાયલી જો હોય છે તો કષ્ટ કાપે છે;
ધરા પણ કલ્પતરુ[1] પેઠે મધુર ફળ નિત્ય આપે છે. ૧૩
અમરજીવનવિધાયક આ પ્રજા પીયૂષ છે માનો;
હલાહલ તેમ છે, રાજન્, અનાદર નિત્ય જનતાનો;
ત્યજી પીયૂષને કાં આ હલાહલનાં ધરો ધ્યાનો?;
નહીં જનતાજનાર્દનનાં કરો, હે નાથ, અપમાનો;
કરે જો રોષ જનતા તો જનાર્દન માનજો રૂઠયો;
પ્રજા જે ભૂપની રૂઠી દિવસ તે ભૂપનો ઊઠયો. ૧૪
યદા ભૂપાલ રથ છે તો પ્રજા છે અશ્વ જાણી લ્યો;
યદા નૃપ છે નિકેતન તો પ્રજા પાયો પ્રમાણી લ્યો;
યદા આધેય નૃપ, આધાર જનતાને વખાણી લ્યો,
પ્રજાને સૌખ્ય અર્પીને તમો પણ સૌખ્ય માણી લ્યો;
પ્રજાથી ભાવ વધતા દેવ સમ પાષાણ રાજાના,
સદા છે દેહ રાજા ને પ્રજા છે પ્રાણ રાજાના. ૧૫

## એક વીર હિન્દુના વીરોદ્‌ગાર

મુસદ્દસ

હજી બેરાં પ્રમાણે હાથમાં ચૂડી નથી પ્હેરી;
નથી ખોઠા અમારી વીરતાને સાવ ખંખેરી;
હતું તેવું જ છે આ હિન્દનું લોહી હજી ઝેરી;
સલામત તે નથી જેણે કર્યો છે હિન્દને વેરી;

---

૧. કલ્પતરુ=કલ્પવૃક્ષ.

થયા 'જો મિત્ર' તો છે હિન્દુઓ દેનાર માથાના;
થયા જો શત્રુ તો છે હિન્દુઓ લેનાર માથાના. ૧
સદા ગોવિપ્રરક્ષાયુદ્ધમાં આ આપિયે માથાં;
પડે જ્યાં ધર્મનાં ચરણો અમારાં સ્થાપિયે માથાં;
અમારા ધર્મરિપુનાં શસ્ત્રધારે કાપિયે માથાં;
કરે અપમાન તેનાં ભૂમિતલમાં ચાંપિયે માથાં;
નમે જે તેમને હિન્દૂ નમીને ચાલનારા છે;
અને ગર્વિષ્ઠ જનના ગર્વને તે ગાળનારા છે. ૨
ખરા હિન્દૂ ન નારીની પ્રતિષ્ઠાને જવા દેતા;
નથી અપમાન નારીજાતિનું કો દિન થવા દેતા;
વિધર્મી સુંદરીને પણ ન પીડા પામવા દેતા;
ન ઊની આંચ અબળાજાતિને તે આવવા દેતા;
ખરા હિન્દૂ સદા વ્યભિચારને વૈરી પ્રમાણે છે;
ખરા હિન્દૂ પરસ્ત્રીને સ્વજનની તુલ્ય જાણે છે. ૩
વચનને પાળવા હિન્દૂ ધરાધનદાન આપે છે,
અબળના પીડકોને યુદ્ધનાં આવ્હાન આપે છે;
નહીં નિજ લાભ કે હાનિપ્રતિ કૈં ધ્યાન આપે છે;
વિજેતા થાય છે વા પ્રાણનાં બલિદાન આપે છે;
મરીને જીવવાનો મંત્ર હિન્દૂજાતિ જાણે છે;
સકલ સંસાર તેથી હિન્દૂજાતિને વખાણે છે. ૪
જગતને હિન્દુઓ છે ધર્મને વિજ્ઞાન દેનારા;
કલાકૌશલ્ય સુંદર સભ્યતાનાં દાન દેનારા;
સદા સમભાવ પાળી સર્વને સન્માન દેનારા;
ભયંકર ભિન્નતામાં એકતાને સ્થાન દેનારા,

ન રાખે દ્વેષ કોઇ તો ન હિન્દુ દ્વેષ રાખે છે;
હૃદયમાં પ્રજ્વલિત બંધુત્વનો આવેશ રાખે છે. ૫

મિસર[1] યૂનાન[2] બેબીલોન જે જે દેશ જૂના છે;
વળી પ્રાચીનતાના ચીન આદિક જે નમૂના છે;
અરબ[3] ટીબેટ દેશો કોઈ ઠંડા કોઇ ઊના છે;
વસેલા કોઇ છે તો કોઈ દેશો સાવ સૂના છે;
વસેલા હોય કે ઉજ્જડ છતાં જે દેશ બાકી છે;
સકલ તે દેશમાં હિન્દુત્વના અવશેષ બાકી છે. ૬

મનાતાં યોગ્ય આજે જે અહિન્દુ ધર્મનાં તત્ત્વો;
સુખદ જે ભાસતાં આજે અહિન્દુ કર્મનાં તત્ત્વો;
ગણાતાં દુઃખનાં કારણ તથા જે શર્મ[1]નાં તત્ત્વો;
સકલ તે તત્ત્વ છે સામાન્ય હિન્દુ ધર્મનાં તત્ત્વો;
છતાં સઘળા અહિન્દુધર્મ હજિયે દ્વૈતવાદી છે;
જગતમાં ધર્મ હિન્દુનો સદા અદ્વૈતવાદી છે. ૭

જગતમાં હિન્દુ જન્મ્યો સર્વનો ઉદ્ધાર કરવાને;
હરી અજ્ઞાન વસ્તુજ્ઞાનના ભંડાર ભરવાને;
મુમુક્ષુને ધરીને મોક્ષના પંથે વિચરવાને;
નિરાશામાં અમર આશાસુદર્શનચક્ર ધરવાને;
છવાયા મેઘ આ ભારતગગનમાં ઘન નિરાશાના,
છતાં હિન્દુ ઉપાસક છે અમર ને દિવ્ય આશાના. ૮

ખરા જે હિન્દુ છે તેઓ નિરાશાને નથી ભજતા;
ગમે તેવી નિરાશામાં અમર આશા નથી ત્યજતા;
ત્યજીને ધર્મ પોતાનો નથી પરધર્મને યજતા;
ઉજાડી પુણ્યમંદિર, પાપનાં ભવનો નથી સૃજતા;

૧ શર્મ=સુખ.

થયા 'જો મિત્ર' તો છે હિન્દુઓ દેનાર માથાના;
થયા 'જો શત્રુ' તો છે હિન્દુઓ લેનાર માથાના. ૧
સદા ગોવિપ્રરક્ષાયુદ્ધમાં આ આપિયે માથાં;
પડે જ્યાં ધર્મનાં ચરણો અમારાં સ્થાપિયે ગાથાં;
અમારા ધર્મરિપુનાં શસ્ત્રધારે કાપિયે માથાં;
કરે અપમાન તેનાં ભૂમિતલમાં ચાંપિયે માથાં;
નમે જે તેમને હિન્દુ નમીને ચાલનારા છે;
અને ગર્વિષ્ઠ જનના ગર્વને તે ગાળનારા છે. ૨
ખરા હિન્દુ ન નારીની પ્રતિષ્ઠાને જવા દેતા,
નથી અપમાન નારીજાતિનું કો દિન થવા દેતા;
વિધર્મી સુંદરીને પણ ન પીડા પામવા દેતા;
ન ઊની આંચ અબળાજાતિને તે આવવા દેતા;
ખરા હિન્દુ સદા વ્યભિચારને વૈરી પ્રમાણે છે,
ખરા હિન્દુ પરસ્ત્રીને સ્વજનની તુલ્ય જાણે છે. ૩
વચનને પાળવા હિન્દુ ધરાધનદાન આપે છે,
અબળના પીડકોને યુદ્ધનાં આહ્વાન આપે છે;
નહીં નિજ લાભ કે હાનિપ્રતિ કૈં ધ્યાન આપે છે;
વિજેતા થાય છે વા પ્રાણનાં બલિદાન આપે છે;
મરીને જીવવાનો મંત્ર હિન્દુજાતિ જાણે છે,
સકલ સંસાર તેથી હિન્દુજાતિને વખાણે છે. ૪
જગતને હિન્દુઓ છે ધર્મને વિજ્ઞાન દેનારા;
કલાકૌશલ્ય સુંદર સભ્યતાનાં દાન દેનારા;
સદા સમભાવ પાળી સર્વને સન્માન દેનારા;
ભયંકર ભિન્નતામાં એકતાને સ્થાન દેનારા,

ન રાખે દ્વેષ કોઇ તો ન હિન્દ દ્વેષ રાખે છે;
હૃદયમાં પ્રજ્વલિત બંધુત્વનો આવેશ રાખે છે. ૫
મિસર[૧] યૂનાન[૨] બેબીલોન જે જે દેશ જૂના છે;
વળી પ્રાચીનતાના ચીન આદિક જે નમૂના છે;
અરબ[૩] ટીબેટ દેશો કોઈ ઠંડા કોઇ ઊના છે;
વસેલા કોઇ છે તો કોઇ દેશો સાવ સૂના છે;
વસેલા હોય કે ઉજ્જડ છતાં જે દેશ બાકી છે;
સકલ તે દેશમાં હિન્દુત્વના અવશેષ બાકી છે. ૬
મનાતાં યોગ્ય આજે જે અહિન્દ ધર્મનાં તત્ત્વો;
સુંખદ જે ભાસતાં આજે અહિન્દ કર્મનાં તત્ત્વો;
ગણાતાં દુઃખનાં કારણ તથા જે શર્મ[૧]નાં તત્ત્વો;
સકલ તે તત્ત્વ છે સામાન્ય હિન્દ ધર્મનાં તત્ત્વો;
છતાં સઘળા અહિન્દધર્મ હજિયે દ્વૈતવાદી છે;
જગતમાં ધર્મ હિન્દનો સદા અદ્વૈતવાદી છે. ૭
જગતમાં હિન્દુ જન્મ્યો સર્વનો ઉદ્ધાર કરવાને;
હરી અજ્ઞાન વસ્તુજ્ઞાનના ભંડાર ભરવાને;
મુમુક્ષુને ધરીને મોક્ષના પથે વિચરવાને;
નિરાશામાં અમર આશાસુદર્શનચક્ર ધરવાને;
છવાયા મેઘ આ ભારતગગનમાં ઘન નિરાશાના,
છતાં હિન્દ ઉપાસક છે અમર ને દિવ્ય આશાના. ૮
ખરે જે હિન્દ છે તેઓ નિરાશાને નથી ભજતા;
ગમે તેવી નિરાશામાં અમર આશા નથી ત્યજતા;
ત્યજીને ધર્મ પોતાનો નથી પરધર્મને યજતા;
ઉજ્જડી પુણ્યમંદિર, પાપનાં ભવનો નથી સજતા;

૧ શર્મ=સુખ.

અચલ તેથી જ છે વસતી જગત્માં આજ હિન્દૂની;
પ્રભૂએ આજ સૂધી જાળવી છે લાજ હિન્દૂની. ૯
ભયંકર દૂણવૃન્દે જુલ્મપાસા હિન્દુપર ઢાળ્યા;
હજારો હિન્દુઓને મુસ્લિમોએ જીવથી ટાળ્યા;
સજીવન હિન્દુઓને પોર્ટુગીઝે અગ્નિમાં બાળ્યા;
વિધર્મીએ હજી પણ જુલ્મને પાછા નથી વાળ્યા;
છતાં પણ હિન્દુઓ જેવા હતા તેવા જ આજે છે;
પ્રથમ જેવો જ હિન્દૂજાતિનો જયનાદ ગાજે છે. ૧૦

ગહન છે કૈંક કારણ, હિન્દુની હસ્તી નથી મટતી;
વધે છે શુદ્ધિથી, પણ હિન્દુની વસ્તી નથી ઘટતી;
ધસે છે જુલ્મ સામે, હિન્દુની મસ્તી નથી હટતી;
નિહાળી 'દીન' આગળ વીરતાને કોઈએ લટતી?;
ન નમશે 'દીન'ને હિન્દૂ સદા જે વીરધર્મી છે;
થશે કાયર નહીં હિન્દૂ સદા જે વીરકર્મી છે. ૧૧

અકારણ હિન્દુએ નહિ આજસૂધી: કોઇને માર્યો;
વિધર્મી લોકને નિજધર્મના નામે ન સંહાર્યો;
સદા ભ્રાતા ગણીને સર્વને નિજ વક્ષપર ધાર્યો;
લગાડી છાતિયે જરથોસ્તિયોને કષ્ટથી તાર્યો;
નથી ઉપકારને ભૂલી ગયા એ પારસી બંધુ;
મદદમાં હિન્દુની ઊભા રહ્યા એ પારસી બંધુ. ૧૨

હણ્યો જેણે દશાનનને સુભટ તે રામ હિન્દૂ છે;
વિદારક કંસનો શ્રીકૃષ્ણ મંગલધામ હિન્દૂ છે;
મહાત્યાગી કર્ણ અર્જુન ભીમ વીરગ્રામ હિન્દૂ છે;
સદા તે ધન્ય કર્મે લીન જે નિષ્કામ હિન્દૂ છે;

સદા એ વીરનો સમુદાય છે આદર્શ હિન્દનો;
રહ્યો તેથી અચલ સંસારમાં ઉત્કર્ષ હિન્દનો. ૧૩

અચલ છે વિશ્વમાં એ જ્યાં લગી આદર્શ હિન્દનો;
ન થાશે ત્યાં લગી સંસારમાં અપકર્ષ હિન્દનો;
કરી શકશે ન વૈરી વૈરભાવે સ્પર્શ હિન્દનો;
હરી શકશે નહીં કોઇ કદાપિ હર્ષ હિન્દનો;
નથી બીજો જણ્યો નર થૈ શકે જે કાળ હિન્દનો;
ન થાશે કોઇથી પણ એક વાંકો વાળ હિન્દનો. ૧૪

અચલ છે જ્યાં લગી વેદો વિશે વિશ્વાસ હિન્દનો;
'अहंब्रह्मास्मि' પદ છે જ્યાં લગી ઉલ્લાસ હિન્દનો;
અચલ સદ્ધર્મનીતિક્ષેત્રમાં છે વાસ હિન્દનો;
ભર્યો હિન્દુત્વથી છે શ્વાસ ને ઉચ્છવાસ હિન્દનો;
નથી એ શકય કે કોઇ કરી લે ગ્રાસ હિન્દનો;
ન સંભવનીય છે કોઇ કરી દે હ્રાસ હિન્દનો. ૧૫

હજારો તીવ્ર ભાલા હિન્દુઓને વીંધવા ધાશે;
કૃપાણોના પ્રહારે હિન્દુઓના કંઠ રેંસાશે;
ભભકતા અગ્નિના કુંડે સજીવન હિન્દુ હોમાશે;
પ્રબળ ગજરાજચરણે હિન્દુઓના દેહ છૂંદાશે;
મળે છો હિન્દુને શૂળી, ગળામાં છો પડે ફાંસી;
થવા દેશે ન હિન્દૂ, ધર્મ છોડી, હિન્દુની હાંસી. ૧૬

સદા છે શીત, પણ છે ધર્મરક્ષામાં પ્રખર[1] હિન્દૂ;
થતો વિષ્ણુ[2] મટીને ધર્મમાટે શીઘ્ર હર[3] હિન્દૂ;

---

૧ પ્રખર=અત્યંત ઉષ્ણ, બહુ જ ગર્મ. ૨ વિષ્ણુ=જગત્‌ની સ્થિતિને અવિચલ રાખનાર. ૩ હર=જગત્‌નો લય કરનાર.

થઈ જ્યાં ધર્મની હાકલ કરે છે ત્યાં કમર હિન્દ;
હથેળીમાં ધરી માથું કરે ભીષણ[1] સમર[2] હિન્દ;
યશસ્વી મૃત્યુને જીવન ગણે છે વીરવર હિન્દ;
નિરંતર વિશ્વમાં તેથી અજર છે ને અમર હિન્દ. ૧૭

અમર હિન્દ અમર સંસારમાં છે નિત્ય રહેવાનો;
બધું સ્હેશે, ન હિન્દ ધર્મનું અપમાન સ્હેવાનો;
કહે છે આજ જે હિન્દ હમેશા તે જ કહેવાનો;
વિધર્મીઓ, ન જાણો હિન્દુઓને થાળ મેવાનો,
પચી શકતા નથી તેવા ચણા છે લોહના હિન્દ;
શિરોભંજક વિકટ પાષાણ છે આ કોહના[3] હિન્દ. ૧૮

ન હિન્દની મહાધર્મિષ્ઠતા વિશ્વે અજાણી છે,
વિરોધીએય હિન્દધર્મનિષ્ઠાને વખાણી છે;
પ્રશંસા હિન્દની ઇતિહાસમાં જ્યાં ત્યાં ગવાણી છે;
મપાયું છે બરાબર હિન્દુમાં જે કાંઇ પાણી છે;
રહ્યો જો શાંત હિન્દ તો-સુધાનો છે સદા પ્યાલો;
થયો વિક્ષુબ્ધ હિન્દ તો ભયંકર નાગ છે કાળો. ૧૯

ખરો હિન્દ થતું નિજ ધર્મનું અપમાન દેખે છે;
થતું જો પાપનું કોઈ સ્થળે ઉત્થાન દેખે છે;
હઠીલા આતતાયીનાં થતાં તોફાન દેખે છે;
થતાં જ્યારે છરાથી હિન્દુનાં અવસાન[4] દેખે છે;
અનેરી શાંતિ હિન્દની ભયંકર કોપ ધારે છે;
થઈને કાળ હિન્દ આતતાયીને વિદારે છે. ૨૦

૧ ભીષણ=ભયંકર. ૨ સમર=યુદ્ધ. ૩ કોહ=પર્વત ('કોહ' ફારસી ભાષાનો શબ્દ છે.) ૪ અવસાન=મૃત્યુ, અંત.

નથી આવ્યો ઝલાતો હાથ એ અલમસ્ત હિન્દનો;
નથી મારો જણ્યો કોઈ કરે જે અસ્ત હિન્દનો;
ભયંકર હોય છે આઘાત એ અત્રસ્ત[1] હિન્દનો;
ઘડયો ફૌલાદમાંથી[3] ઇશ્વરે છે દસ્ત[2] હિન્દનો;
વિરોધીપર પડયો જો હિન્દુની ઔલાદનો પંજો;
પડયો તે વજ્ર જેવો માનજો ફૌલાદનો પંજો. ૨૧

સદા દૃઢ હિન્દુ છે સંકટસમયમાં ધૈર્ય ધરનારો,
મરણ આવે છતાં નહિ ધર્મથી તિલમાત્ર ચળનારો;
અચલ વીરત્વથી આપત્તિયોને દૂર કરનારો;
કરીને ગર્વખંડન દુષ્ટ જનના પ્રાણ હરનારો;
ખરો હિન્દૂ કદા સુખથી ન કરતો કાંઇ કોલાહલ;
કરે છે કારમો ઘા દુશ્મનોને તે કરી હાકલ. ૨૨

ન નિદ્રાધીન રિપુને બંધતાથી મારતો હિન્દૂ;
ન અબળા કે અશક્તોને કદા સંહારતો હિન્દૂ;
કરીને પીઠપર ઘા ધર્મને નહિ હારતો હિન્દૂ;
હણાતાં ધર્મસંગ્રામે ન આંસૂ સારતો હિન્દૂ;
ખરો હિન્દૂ લડાઈમાં નથી કરતો દગાબાજી;
વિધર્મીને અકારણ મારીને થાતો નથી 'ગાજી'.[3] ૨૩

---

૧ અત્રસ્ત=નિર્ભય. ૨ દસ્ત—હસ્ત, હાથ. ફૌલાદ—લોઢ. અથવા ગજવેલ. ૩ જે મુસ્લિમ વીર પુરુષ ઈસ્લામમાટે ગયરમુસ્લિમ (વિધર્મી અથવા કાફિર) સાથે લડે છે અને એક અથવા તેથી વધારે કાફિરોને રેંસી નાખે છે તેને મુસલ્માનો પોતાના મજહબના ફર્માન મુજબ 'ગાજી' નામથી ઓળખે છે અને એ 'ગાજી' પદને મેળવવાની લાલસાથી ઘણીક વાર કેટલાક ઝનૂની મુસ્લિમો હાથમા તલ્વાર લઈને બજારમા નીકળી પડી જે કોઈ પણ હિન્દુ ક્રિશ્ચિયન્ કે કોઈ અન્ય ધર્મને માનનારા મનુષ્યો મળી જાય તે સર્વને,

રહે ઉન્મત્ત હિન્દૂ ધર્મની નિર્મલ સુરા પીને;
કરીને સાધુરક્ષા હિન્દુ મારે દુષ્ટ પાપીને;
હુતાત્મા[1] થાય હિન્દુ પ્રાણનાં બલિદાન આપીને,
અમર થઇ જાય હિન્દુ કીર્તિયશના સ્તંભ સ્થાપીને,
અકીર્તિયુક્ત જીવનને મરણ સમ માનતો હિન્દૂ;
યશસ્વી મૃત્યુને વિશ્વે અમરતા જાણતો હિન્દૂ. ૨૪

અનાથો, પીડિતો ને નિર્ધનોનો હિન્દુ છે ત્રાતા;
અપાંગો, સાધુઓ ને ભિક્ષુકોનો હિન્દુ છે દાતા;
દિગંબર સત્યનો તેમ જ અસત્નો હિન્દુ છે જ્ઞાતા;
અસદ્વ્યવહાર તેથી હિન્દુના હસ્તે નથી થાતા;
અનિર્વચનીય વિશ્વે સત્ય વિષયક રાગ[2] હિન્દૂનો;
નિરંતર છે અલૌકિક દિવ્ય આત્મત્યાગ હિન્દૂનો. ૨૫



## આદર્શ હિન્દુ હુતાત્મા સ્વામી શ્રદ્ધાનન્દ

### સવૈયા એકત્રીસા અને રુચિરા

પુણ્યધામ પ્રતિભાના અર્ણવ, જાગ્રત હિન્દૂના આનંદ,
આર્યસભ્યતાસરોજ સુંદર, વેદધ્વજ હિન્દૂ સ્વચ્છંદ;
નિર્ભય હિન્દૂના અભિનેતા, ચિરયૌવન[3] તું વૃદ્ધ અમંદ;
શુદ્ધિગગનના પ્રખર દિવાકર, ધન્ય ધન્ય તું શ્રદ્ધાનંદ! ૧

---

તેઓ મુસલમાન ન હોવાથી કાફિર માનીને, તેમના અન્ય કોઇ પણ અપરાધ વિના તેમના ગયરમુસ્લિમપણાને જ ભયકર અપરાધ માનીને તેમનાપર અચાનક હલ્લો કરી રેસી નાખે છે. આના જોઈએ તેટલા ઉદાહરણો હિન્દુસ્થાનના ઇતિહાસમાં મળી શકે તેમ છે

૧ હુતાત્મા=આત્માની આહુતિ આપી દેનાર, શહીદ ૨ રાગ=પ્રેમ. ૩ ચિર યૌવન=જેનું યૌવન નિરંતર અખંડ હોય તે.

નિરુત્સાહ હિન્દૂના હૃદયે, ભર્યો વિલક્ષણ તેં ઉત્સાહ;
તેંજ વહાવ્યો હિન્દુજાતિમાં, નિર્ભયતાનો દિવ્ય પ્રવાહ;
પતિત હિન્દુઓમાટે ખોલ્યાં, વેદવિહિત તેં શુદ્ધિદ્વાર;
ભેદ બતાવ્યો તેં જ 'સંગઠનમાં છે હિન્દૂનો ઉદ્ધાર!' ૨

દિવ્ય હતો તું, ભવ્ય હતો તું, ત્યાગવ્યોમમયંક[1]હતો;
દાતા ત્રાતા હતો હિન્દુનો ચરિત્રમાં અકલંક હતો;
ચર સનાતન, વીર પુરાતન, તું નિર્ભય નિઃશંક હતો;
હિન્દુગ્રાસક 'દીન' ધર્મનો સદૈવ તું આતંક[2] હતો. ૩

તને જીવતો જોઇ એવો થયો મુસ્લિમોને આભાસ;
'કરવા ધાર્યો શ્રદ્ધાનંદે ભારતમાં ઇસ્લામવિનાશ:
શ્રદ્ધાનંદ રહ્યો જો કાયમ નામશેષ થાશે ઈસ્લામ;
કરી નાખવું જોઈએ તેથી એ દુશ્મનનું કામ તમામ!' ૪

ઇસ્વીસન્ તે ઓગણીસસેં ને છવ્વિસ[3]નો અંતિમ માસ;[4]
તેવિસમી તારીખે તારો દિલ્હીનગરે હતો નિવાસ;
અબ્દુલરશીદ નામક આવ્યો એક મુસલમાં તારી પાસ;
રુગ્ણ છતાં પાસે બેસાડયો તેને તેં રાખી વિશ્વાસ. ૪

પાણી પીને તારા ઘરનું પ્રથમ મટાડી તેણે પ્યાસ;
તારા રક્તે પછી પ્યાસને મટાડવાનો કર્યો પ્રયાસ;
જોઇ તને અસહાય રુગ્ણ તે મલકાયો મનમાં ખૂંખાર;
તરત તમંચો કાઢી તેણે કર્યો ભયંકર ગોળીબાર. ૫

હતો સાંભળ્યો કુરાનમાં શયતાન લાનતી બેઈમાન;
અબ્દુલરશીદરૂપે જોયો આજ જીવતો તે શયતાન;

---

૧ ત્યાગવ્યોમમયંક=ત્યાગરૂપ ગગનનો ચંદ્ર. ૨ આતંક=પ્રાણહારક રોગ. ૩ ઇ. સ. ૧૯૨૬. ૪ અંતિમ માસ=ડિસેંબર મહિનો.

માની લીધું 'શ્રદ્ધાનંદ મુઓ, નિર્ણય છે હવે કુરાન!';
જાણ્યું નહિ, આ હત્યામાં છે હિન્દુજાતિનો વિજયમહાન. ૬
નથી ઉજડતાં આવી રીતે સુંદર હુતાત્મતા-ઉદ્યાન,
ડાળ કલમ થઈને આપે છે સદા મનોહર કુસુમનિધાન;
ગયા પ્રાણ જે તારા, સ્વામિન્! પડયા સંગઠન શુદ્ધિવિશે;
તારી હુતાત્મતાથી આજે હુતાત્મવાદી હિન્દુ દિશે. ૭
અશ્રુતપૂર્વ હતું હે, યોગિન્! વિશ્વે તારૂં મૃત્યુવિધાન;
તારી સ્મશાનયાત્રા સમયે નંદનવન થૈ ગયું સ્મશાન;
ભારતમાં તું હિન્દુજાતિનો કેવળ નેતા હતો મહાન;
સ્વર્ગધામમાં જઇ થયો તું દેવ ફરિશ્તાનો સુલ્તાન. ૮
ત્યાગમૂર્તિ,હે પરમહંસ! તવ યુગયુગમાં ગુણગાનથાશે;
વીર હિન્દુઓ નિર્ભયતાથી ધર્મયજ્ઞબલિદાન થશે;
જીવન છે બલિદાન વિશે એ રહસ્યનું કૈં ભાન થશે;
હિન્દુજાતિનું તારા આ બલિદાનવડે ઉત્થાન થશે. ૯
ચાર ગોળિયો ચાર દિશામાં વિજયનાદ તારો કરશે;
વિવિધ હિન્દુઓ ચાર વર્ણમાં પરિણત થઇને સંચરશે;
ચાર વેદની વિજયપતાકા ગગનગામિની શીઘ્ર થશે;
ધર્માર્થકામમોક્ષ ચાર ફળ હિન્દુજાતિવૃક્ષે ફળશે. ૧૦
જગદ્‌ઉપવનમાં ધર્મવલ્લરી વધે રક્તના સિંચનથી;
વીર હિન્દુને મળે અમરતા વિશ્વે પ્રાણવિસર્જનથી;
સૃષ્ટિ થશે તારા શોણિતથી શોણિતવાહક હિન્દની;
અમરભૂમિના અભય કેસરી અગ્નિના ગ્રાહક હિન્દની. ૧૧
ચિતા સ્વામીની એ દેતી ઉપદેશ સાંભળો જન હિન્દ;
હિન્દધર્મ સુરક્ષિત રાખો, ઓવારો તનધન હિન્દ;

એ જ સદા કર્તવ્ય તમારૂં થાઓ વૈરિદમન હિન્દ;
શુદ્ધિસંગઠનમાટે બાંધો શિરપર આજ ટેકેન હિન્દ. ૧૨
યાદ સર્વ હિન્દુને શ્રદ્ધાનન્દનિધનકર્મીન રહે;
શ્રીસુત ધન સુખસાધન સઘળાં અચલ રહે કિંવા ન રહે;
ચિંતા નહિ જો આ શરીરમાં નહીં આપણી જાન રહે,
હિન્દુધર્મનું જગતીતલમાં અચલ સદા સન્માન રહે. ૧૩
ચિતાવિમાને ચડયો હંસ[1] જ્યાં સ્મશાન છે તેનું અભિધાન;[2]
પરંતુ, હિન્દ, તે સ્મશાન છે પવિત્ર તારૂં તીર્થસ્થાન;
તે સ્મશાનની ધૂલિ મસ્તકે ધરી માગ, હિન્દ, વરદાન;
જણે હિન્દુજનની ભારતમાં શ્રદ્ધાનંદ સમા સંતાન. ૧૪
સ્વામી શ્રદ્ધાનંદ, અમારી હિન્દુજાતિના વીરાધાર;
સ્વામી શ્રદ્ધાનંદ, અમારા હિન્દુધર્મના દૃઢ આધાર;
સરસ્વતી શ્રી દયાનંદ[3]ના વર્તમાનકાલિક અવતાર;
અમો હિન્દુના તારાં ચરણે નમસ્કાર છે વારંવાર. ૧૫



## અસિધારા*

### રુચિરા

નારીના કોમળ કર કાંચનના કંકણથી શોભે છે;
વીર પુરુષના કઠોર હસ્તો અસિધારણથી શોભે છે;

---

૧ હંસ=પરમહંસ અથવા સંન્યાસી, અર્થાત્ સ્વામી શ્રદ્ધાનંદ, ૨ અભિધાન=નામ. ૩ સરસ્વતી શ્રી દયાનંદ=આર્યસમાજના સંસ્થાપક વેદોદ્ધારક સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતી.

* આ કાવ્ય 'હિન્દુગૌરવ ગ્રંથમાલા'ના 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' નામક દ્વિતીય પુષ્પ (ગ્રંથ)માંથી અહીં લઈ લેવામાં આવ્યું છે અને તેમાં ત્રણ છંદ નવીન ઉમેરવામાં આવ્યા છે.

પુરુષ તે જ જે સદા વીરતાના કારણથી શોભે છે;
'રિપુશોણિતનો તિલક કરીને રિપુમારણથી શોભે છે. ૧'
વીર ખરો તે જે વ્રત કેવળ અસિધારાને જાણે છે;
અસિધારાવ્રતના પાલનમાં મોદ અનેરો માણે છે;
રણક્ષેત્રને તીર્થક્ષેત્ર સમાન સદૈવ વખાણે છે;
રક્તનદીને પાપમોચની ગંગા નદી પ્રમાણે છે. ૨

કૃપાણચાલન કર્મ તમારું, ધર્મ તમારો અસિધારા;
વીરનરો, છે સદા મોક્ષનો મર્મ તમારો અસિધારા;
શાંતિ તમારી અસિધારામાં, હર્ષ તમારો અસિધારા;
વીર હિન્દુઓ, ભાગ્યોદય ઉત્કર્ષ તમારો અસિધારા. ૩
હિન્દુવિરોધીજનનું રણમાં કરે નિકંદન અસિધારા;
સદા સુરક્ષિત રાખે હિન્દનાં ધન જીવન અસિધારા;
પુણ્યલાભ છે અસિધારા ને પાપવિમોચન અસિધારા;
વીર હિન્દુની એક જ વસ્તુ પૂજાભાજન અસિધારા. ૪
જેની સેવાથી હિન્દની પીડા ચૂર્ણ થવાની છે;
જેના આદરથી હિન્દની ઉન્નતિ પૂર્ણ થવાની છે;
જેના બળથી શક્તિ શત્રુની શીઘ્ર જ આથમવાની છે;
હિન્દુ વીરની દેવી તે કેવળ તલ્વાર ભવાની છે. ૫

ધનુષ્ય બાણ કૃપાણ કટારી, ભિછવા ભાલા ખંજર છે;
ગદા ગુર્જ બન્દૂક તમંચા વ્યાઘ્રનખો જીવનહર છે:
અસિદેવીનાં એ માની લ્યો સઘળાં અનુજ સહોદર છે,
એમાંની બસ એક જ વસ્તુ જેની પાસ નિરંતર છે. ૬
તે નર કે નારી સંસારે સદા શત્રુથી નિર્ભય છે;
ધરો શસ્ત્ર કે અસ્ત્ર, હિન્દુઓ, એ જ કવનનો આશય છે;

અસ્ત્રશસ્ત્ર એ ઉભય કલાનો જો હિન્દમાં સંચય છે;
તો જ માનજે હિન્દુજાતિ આ વિષમ સમયમાં અક્ષય છે. ૭
કટિમાં અસિને ધારી લે નર; નારી, ધાર કટારીને;
રક્ષ મિત્રને, હિન્દુવિઘાતક રિપુને શીઘ્ર વિદારીને;
શારીરિક બલવર્ધનમાટે ધા તું સમય વિચારી ને
નિર્બળતા છે પાપ, સબળ થા, નિર્બળતાને મારીને. ૮

❧

## લુહાણા દાનવીર નાનજી કાલિદાસ પ્રશસ્તિ*

ભલે દીધું તમોને, નાનજી ભાઇ, પ્રભૂએ ધન્;
નિવારો છો નિરંતર, બધુંજનદારિદ્ર્યનાં બંધન્;
સમર્પો છો અકિંચન હિન્દુઓને જ્ઞાનનાં સાધન્;
કરો છો નિત્ય હિન્દુજાતિના કલ્યાણનાં ચિંતન્;
છતાં દીધેલ જમણાએ ન ડાબો હાથ જાણે છે;
તમારા દિવ્ય એ ગુણને ગુણગ્રાહી વખાણે છે. ૧
તમારા દ્રવ્યથી અસ્તિત્વમાં વિદ્યાલયો આવ્યા;
તમારા વિત્તથી અસ્તિત્વમાં છાત્રાલયો આવ્યા.
તમારા દાનથી અસ્તિત્વમાં ગ્રંથાલયો આવ્યા;
તમારા અર્થથી અસ્તિત્વમાં શિલ્પાલયો આવ્યા;
સહાયક છો સદાના હિન્દુસેવક પત્રકારોના;
પુરસ્કર્તા પ્રબળ છો યોગ્ય હિન્દુ ગ્રંથકારોના. ૨
ગતિ ત્રણ વિશ્વમાં ધનની નિરંતર જે મનાણી છે;
પ્રથમ છે 'દાન' બીજી 'ભોગ' છેલ્લી 'નાશ' જાણી છે;
ન જેણે વાપરી એ દાન ને ભોગે કમાણી છે;

* આ કાવ્ય 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' ગ્રંથના ઉત્સર્ગ તરીકે લખાયલું હોઇને તે ગ્રંથમાંથી અહીં લેવામાં આવ્યું છે. (ઈ. સ. ૧૯૨૯)

પુરુષ તે જ જે સદા વીરતાના કારણથી શોભે છે;
રિપુશોણિતનો તિલક કરીને રિપુમારણથી શોભે છે. ૧
વીર ખરો તે જે વ્રત કેવળ અસિધારાને જાણે છે;
અસિધારાવ્રતના પાલનમાં મોદ અનેરો માણે છે;
રણક્ષેત્રને તીર્થક્ષેત્ર સમાન સદૈવ વખાણે છે;
રક્તનદીને પાપમોચની ગંગા નદી પ્રમાણે છે. ૨

કૃપાણચાલન કર્મ તમારું, ધર્મ તમારો અસિધારા;
વીરનરો, છે સદા મોક્ષનો મર્મ તમારો અસિધારા;
શાંતિ તમારી અસિધારામાં, હર્ષ તમારો અસિધારા;
વીર હિન્દુઓ, ભાગ્યોદય ઉત્કર્ષ તમારો અસિધારા. ૩
હિન્દુવિરોધીજનનું રણમાં કરે નિકંદન અસિધારા;
સદા સુરક્ષિત રાખે હિન્દનાં ધન જીવન અસિધારા;
પુણ્યલાભ છે અસિધારા ને પાપવિમોચન અસિધારા;
વીર હિન્દુની એક જ વસ્તુ પૂજ્યભાજન અસિધારા. ૪
જેની સેવાથી હિન્દની પીડા ચૂર્ણ થવાની છે;
જેના આદરથી હિન્દની ઉન્નતિ પૂર્ણ થવાની છે;
જેના બળથી શક્તિ શત્રુની શીઘ્ર જ આથમવાની છે;
હિન્દુ વીરની દેવી તે કેવળ તલ્વાર ભવાની છે. ૫

ધનુષ્ય બાણ કૃપાણ કટારી, બિછવા ભાલા ખંજર છે;
ગદા ગુર્જ બન્દૂક તમંચા વ્યાઘ્રનખો જીવનહર છે:
અસિદેવીનાં એ માની લ્યો સઘળાં અનુજ સહોદર છે,
એમાંની બસ એક જ વસ્તુ જેની પાસ નિરંતર છે. ૬
તે નર કે નારી સંસારે સદા શત્રુથી નિર્ભય છે;
ધરો શસ્ત્ર કે અસ્ત્ર, હિન્દુઓ, એ જ કવનનો આશય છે.

અસ્ત્રશસ્ત્ર એ ઉભય કલાનો જો હિન્દમાં સંચય છે;
તો જ માનજો હિન્દુજાતિ આ વિષમ સમયમાં અક્ષય છે. ૭
કટિમાં અસિને ધારી લે નર; નારી, ધાર કટારીને;
રક્ષ મિત્રને, હિન્દુવિઘાતક રિપુને શીઘ્ર વિદારીને;
શારીરિક બલવર્ધનમાટે ધા તું સમય વિચારી ને
નિર્બળતા છે પાપ, સબળ થા, નિર્બળતાને મારીને. ૮

## લુહાણા દાનવીર નાનજી કાલિદાસ પ્રશસ્તિ*

ભલે દીધું તમોને, નાનજી ભાઈ, પ્રભૂએ ધન;
નિવારો છો નિરંતર, બંધુજનદારિદ્રયના બંધન;
સમર્પો છો અકિંચન હિન્દુઓને જ્ઞાનનાં સાધન;
કરો છો નિત્ય હિન્દુજાતિના કલ્યાણનાં ચિંતન;
છતાં દીધેલ જમણાએ ન ડાબો હાથ જાણે છે;
તમારા દિવ્ય એ ગુણને ગુણગ્રાહી વખાણે છે. ૧
તમારા દ્રવ્યથી અસ્તિત્વમાં વિદ્યાલયો આવ્યા;
તમારા વિત્તથી અસ્તિત્વમાં છાત્રાલયો આવ્યા.
તમારા દાનથી અસ્તિત્વમાં ગ્રંથાલયો આવ્યા;
તમારા અર્થથી અસ્તિત્વમાં શિલ્પાલયો આવ્યા;
સહાયક છો સદાના હિન્દુસેવક પત્રકારોના;
પુરસ્કર્તા પ્રબળ છો યોગ્ય હિન્દુ ગ્રંથકારોના. ૨
ગતિ ત્રણ વિશ્વમાં ધનની નિરંતર જે મનાણી છે;
પ્રથમ છે 'દાન' બીજી 'ભોગ' છેલ્લી 'નાશ' જાણી છે;
ન જેણે વાપરી એ દાન ને ભોગે કમાણી છે;

* આ કાવ્ય 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' ગ્રંથના ઉત્સર્ગ તરીકે લખાયેલું હોઈને તે ગ્રંથમાંથી અહીં લેવામાં આવ્યું છે. (ઈ. સ. ૧૮૨૯)

થતો ધનનાશ અંતે એ કથા શું કે અજાણી છે ?;
તમો એ તત્ત્વને, હે નાનજી, સંપૂર્ણ જાણો છો;
સફળતા દાનમાં ધનની સદા તેથી પ્રમાણો છો. ૩

તમારી નિર્મલા વિદ્યા ઇતર સન્માનમાટે છે;
તમારો દિવ્ય ધનભંડાર વિશ્વે દાનમાટે છે;
તમારી શક્તિ નિર્બળના સુરક્ષાધ્યાનમાટે છે;
નહીં વાદો, નહીં મદ કે નહીં તોફાનમાટે છે;
તમોને છે મળી તેથી જ લક્ષ્મી, શારદા, શક્તિ,
સુભાગી છો ભળી તેમાં વળી હિન્દુત્વની ભક્તિ. ૪

ધનિક હોવા છતાં કહેતા નથી કેઃ 'હું પુરુષ મોટો';
તવંગર છો છતાં રાખ્યો ન આડંબર કદા ખોટો;
નફાથી હો ન છલકાયા, ડગ્યા નહિ જોઇને ટોટો;
હશે સમભાવમાં કોઇ વિરલ નર આંપનો જોટો;
યથા ઉદયાસ્તકાલે વ્યોમમાં રવિ એકરંગી છે;
અનુ—પ્રતિકૂલકાળે આપની છવિ એકરંગી છે. ૫

નિરંતર આપ હિન્દુસંગઠનના અગ્ર નિર્માતા;
સદા વ્યાયામ ને શુદ્ધીકરણના ઉગ્ર હો ધાતા;
અનાથા નિ:સહાયા વ્યક્તિઓના ભદ્ર છો ત્રાતા;"
મળે નહિ લાખમાં પણ કોઈ તેવા એક છો દાતા;
પ્રશંસા આપની સર્વ સ્થળે તેથી જ આજે છે;
પ્રબળ જયનાદ વિશ્વે આપનો તેથી જ ગાજે છે.

સમપુ આપને સપ્રેમ બન્દા વીરનું જીવન;
કર્યા હિન્દુત્વમાટે જે નરે બલિદાન તન મન ધન;
પ્રજાળ્યાં ધર્મવૈરીના હૃદયમાં ત્રાસનાં ઇંધન;

સિતમગર શાહનું કંપિત કર્યું જેણે મયૂરાસન;
હમારું નામ ગ્રંથે નાનજી હિન્દુત્વવાળાનું;
મહાસૌભાગ્ય છે એ 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નું. ૭

✿

## વૈદિક હિન્દૂધર્મ હમારા !*

આત્મશક્તિ બરસાનેવાલા;
મુક્તિસુધા સરસાનેવાલા;
ન્યાય નીતિ દર્શાનેવાલા;
હિન્દુજાતિકા જીવન સારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા ! ૧

સ્વતંત્રતાકે ભીષણ રણમેં;
ઉત્તેજન દેતા ક્ષણ ક્ષણમેં;
ભરતા ભય ભીષણ રિપુગણમેં;
સંકટકો કરતા નિપટારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા ! ૨

આઓ, પ્યારે હિન્દૂ, આઓ;
હિન્દૂધર્મપર બલિ બલિ જાઓ;
હુતાત્મતાકી જ્યોતિ જગાઓ;
અવિરત હે જિસકી જયધારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા !
હિન્દૂ, સચ્ચા જીવન બલ હૈ;
જીવન્મૂત હૈ જો નિર્બલ હૈ;

---

* આ કાવ્ય પ્રથમ વાર અમારા 'હિન્દુજ્યોતિ' સાપ્તાહિક વા. ૧ લી માર્ચ ૧૯૩૦ શનિવારના અંકમાં પ્રકટ થયું હતું.

દુર્બલતા પાતક અવિચલ હૈ;
જિસને સત્ય સદૈવ પુકારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા ! ૪

'માનો ઈશ્વર એક ન દૂજા;
કરો શુદ્ધિ દેવીકી પૂજા;
ભરો સંગઠન જલસે દૂજા;
દેતા યહ ઉપદેશ દુલારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા ! ૫

અંતરમેં અદ્વૈત બસાઓ;
દ્વૈત ભાવકો દૂર હટાઓ;
યથાશક્ય વૈષમ્ય ઘટાઓ;
સમતા-નભકી ઉજ્જવલ તારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા ! ૬

પ્રાણજ્યોતિ ભલે બુઝ જાવે,
ધર્મજ્યોતિ ન બુઝને પાવે;
જૌહર હિન્દૂજાતિ દિખાવે;
હિન્દુસ્થલસે ટરે ન ટારા;
વૈદિક હિન્દૂધર્મ હમારા ! ૭

વૈદિક હિન્દૂધર્મ પુરાતન;
વૈદિક હિન્દૂધર્મ સનાતન;
વૈદિક હિન્દૂધર્મ ચિરંતન;
નિર્ભયતાઘોષક નક્કારા
વૈદિક હિન્દૂધર્મ હમારા ૮

